૪૫૪૮

# વેકફીલ્ડનો ધર્માધ્યક્ષ.

અથવા

# એક સંતોષી કુટુંબ.

મૂળ ઈંગ્રેજીપરથી ભાષાંતર કર્ત્તા,


## મુરારજી વેલજી મેહેતા.

આ. માસ્તર હાઈસ્કૂલ—ભુજ.


Man wants but little here below
Nor wants that little long.




અમદાવાદ.

ધીકાંટે, યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં ઘેહેલાભાઈ
નરસિંહદાસ મેહેતાએ છાપ્યું.



( સર્વ હક સ્વાધીન. )



સન ૧૮૯૧. સંવત ૧૯૪૭.

કીંમત { રૂ. ૧—૦—૦
કોરી ૪—૦—૦

The loss of fortune only serves to increase
the pride of the worthy.

---

Offences are easily pardoned where
there is love at bottom.

---

# અર્પણ પત્રિકા.

નેક નામદાર રા. રા. રાઓબહાદુર

લાલજીભાઇ પુરૂષોત્તમરાય ધ્રુ.

નેટીવ આસિસ્ટંટ રેસીડન્ટ, વડોદરા.

સાહેબ,

આપ અમારા કુટુંબપર લાંબાકાળથી અતુલ્ય કૃપાદૃષ્ટિ રાખોછો, તેના સ્મરણાર્થે; તેમજ ધૈર્ય, પ્રમાણિકપણું, પ્રભુપર અચળ પ્રેમ, સુખદુઃખમાં સમાનવૃત્તિ, સરળતા, સાદાઈ, આદિ જે મહાન ગુણોનું મહાન કવિ "ગોલ્ડ સ્મીથ" "વિકાર ઓફ વેકફીલ્ડ"માં નિરૂપણ કરેછે તે ગુણોનું આપ દૃઢ સેવન કરોછો તે જોઈ આ પુસ્તક આપને અર્પણ કરવામાં હું માન સમજુંછું.

આભારી નમ્ર સેવક.

તારીખ ૧-૩-૯૧. મુરારજી વેલજી મેહેતા.

# પ્રસ્તાવના.

હાલના જમાનામાં આપણામાંના કેટલાકો અંગ્રેજી ભાષા દ્વારાએ પશ્ચિમ તરફની તેમાં મૂખ્યત્વે કરીને ઈંગ્લાંડની વિદ્યા, કળા કૌશલ્યતાથી જાણીતા થયાછે; આ વિદ્યા તથા કળાકૌશલ્યતા એટલાતો ઉત્કૃષ્ટ પ્રકારની છે, કે તેનો સંસ્કાર થયાથી, આપણને અનેક તરેહના લાભ થાય છે; તેથી તેમનો સામાજિક લાભ આપવા આપણામાંના કેટલાક સાહસિકોએ, ઈંગ્લાંડની વિદ્યા, કળા કૌશલ્યતાના વિષયોથી ભરપૂર ગ્રંથોનો આપણી ભાષામાં તરજુમો કર્યોછે, અને કર્યા જાયછે. આપણા સામાજિક લોકો (Mass) અંગ્રેજી ભાષા શીખી ઈંગ્લાંડની વિદ્યા, કળા કૌશલ્યતાથી વાકેફ થાય, તેના કરતાં આપણી પોતાની ભાષામાં તે બાબતના પુસ્તકોપરથી વાકેફ થાય, તે વધારે સેહેલી અને ફાયદાકારક રીતછે. અંગ્રેજી ભાષામાં અનેક પુસ્તકો રચાયલાં જોવામાં આવેછે. કેટલાંક કળાકૌશલ્યતાના વિષયોપર તો કેટલાંક સામાન્ય વિદ્યાપર (Literature) વળી કેટલાંક પદ્યનાં તો કેટલાંક મનોરંજક નીતિમાન કલ્પિત વાર્તાઓનાં વિગેરે દરેક વિષયપર લખાયલાંછે. પરંતુ આપણે કેવળ તેઓની કળાકૌશલ્યતા તથા સામાન્ય વિદ્યા સાથે વાકેફ થવું જરૂરનું છે. એટલુંજ નહીં પણ આપણી હાલની ચંચળ સ્થિતીને લીધે તેઓના જાતિ સ્વભાવ અને ચાલ ચલગત તથા ઘર સંસારી આબાદી અને ઉત્તમ વ્યવસ્થા સાથે પણ વાકેફ થવું જરૂરનુંછે. આએ જાતિ સ્વભાવ અને ચાલચલગત તથા ઘર સંસારી આબાદી અને ઉત્તમ રીતી તેઓની કેવા પ્રકારનીછે, એ ઉપર પુસ્તકો તો ઘણાએક લખાયલાંછે, પણ આપણુ મધ્ય વર્ગને અનુકુળ પડતો દાખલો મારા મત પ્રમાણે તે લોકોના પ્રખ્યાત લખનાર "ગોલ્ડસ્મિથ" માંજ મળી આવેછે. તેણે તેની "વિકાર ઓફ વેકફીલ્ડ" (વેકફિલ્ડનો પાદરી યાને એક સંતોષી કુટુંબ) નામની નવલ કથામાં એક કુટુંબ એવી તો બારીક કલમથી ચિત્રેલું છે કે તેમાં આપેલા નીતિના મુદ્દાસર વિવેચનો અને ધડાઓ કદિ વિસરાય નહીં એવા છે.

એ મહાનકવિ ગોલ્ડસ્મિથ સને ૧૭૨૮ માં જન્મ પામ્યો હતો, અને તેના વખતમાં અદ્‌ભુત રસથી ભરેલી અસંભવિત નવલ કથાઓ રચાતી હતી, તેનું અનુકરણ ન કરતાં નવલ કથામાં સાધારણ ઘરસંસારી જીંદગીનું ચિત્ર આપવાની પહેલ તેણેજ કરી. આ નવલ કથા કેવી રીતે પ્રસિદ્ધ થઈ તે જાણવું બોધકારક છે. ગોલ્ડસ્મીથપર તેની ઘરધણીઆણીએ તેનાં ઘરનાં ભાડાં માટે તાકીદ કરી, પણ ગોલ્ડસ્મિથ પાસે તેણીને આપવાને પૈસા નહોતા, એટલે તેણીએ શેરીફના માણસોને બોલાવ્યા, એથી ગોલ્ડસ્મિથે આ દુઃખની વેળાએ પોતાના એક મિત્ર ડાક્ટર જોનસનને સંદેશો મોકલાવ્યો, જેથી તે ભલા ગૃહસ્થે તેને એક ગીની (સાડાદશ રૂપિઆ) મોકલાવ્યા, અને પછી પોતે પણ આવ્યો; કરજ કેમ અદા કરવું તે બાબત વાતચીત થતાં ગોલ્ડસ્મિથે એક વરસ અગાઉ લખેલી પોતાની એક નવલ કથા ડાક્ટર જોનસનને બતાવી. ડાક્ટર જોનસને તે લઈ એક છાપખાનાવાળા પાસે તેનો કોપીરાઇટ રૂપિયા ૬૦૦ માટે વેચ્યો; આ નવલ કથા વિકાર ઓફ વેકફિલ્ડ હતી. તે કથા સન૧૭૬૬માં પેલા છાપખાનાવાળાએ પ્રસિદ્ધ કરી. ભાષાની સરળતા તથા શુદ્ધતાને લીધે તે એટલીતો લોકપ્રિય થઈ પડીકે તેજ વર્ષમાં તેની ત્રણ આવૃત્તિ છપાઈ. બાળક યુવાન તેમજ વૃદ્ધ પુરૂષોને એ પુસ્તક એક સરખું ગમ્યું, તે મહાન ગ્રંથકારે એ કથામાં એવી તો જુદી જુદી રીતે જીંદગી ચિત્રેલીછે કે તેનો પૂરતો ખ્યાલ તે કથાના પૂરતા અધ્યયનથીજ આવે. એ કથામાં રમુજ સાથે નીતિ એવી તો ગ્રથિત કરેલીછે કે તેની સંપૂર્ણ અસર વાંચક વર્ગ ઉપર કંઈ પણ કંટાળો આપ્યા વગર થાયછે.

સંસારિક વ્યવહારિક બાબતોપર વિવેચનો એવાતો કડક અને ડાહપણ ભરેલા કરેલાછે કે આપણને તે ગ્રંથકારના તીક્ષ્ણ અવલોકન પ્રસ્તુત લાગશે. કથાની વસ્તુ સંકલના સાદી અને દરરોજની ચાલુ જીંદગીમાંથી લીધેલીછે. અસંભાવના જે નવલ કથાઓનું દુષણ છે, તે આ કથામાં થોડું ઘણું દેખાયછે. પણ વાર્તાના રસમાં આપણે તે તરતજ ભૂલી જઇએ છીએ.

એ કથા મારા વાંચવામાં છેક સન ૧૮૮૫ સુધી આવી નહોવાતી, જેવારે મારા એક મિત્રે એ મહાન ગ્રંથકારની પ્રસંશા સાથે તેનું એ પુસ્તક યુવાન સખ્સોને નીતિમાન કરવાને એક સરસ નમુનો છે, એમ જણાવતાં તે પુસ્તક વાંચવા તરફ મારૂં વલણ થયું, અને તે વાંચ્યું. એક વખત વાંચ્યું એટલે બીજી વખત વાંચવા વગર રહેવાયુંજ નહીં. અને તે વખતે તો એવા વિચાર આવવા લાગ્યા કે એનું ભાષાંતર ગુજરાતીમાં હોયતો કેટલું ફાયદાકારક થાય, પણ તે કામ કોઇ વિદ્વાન શખ્સના હાથથી થાય તો ઘણું સરસ અને ઉપયોગી થઇ પડે; એમ સમજી તે વખતે એ વિચાર માંડી વાળ્યો. વળી બે ત્રણ વર્ષ પછી પાછો તેજ વિચાર ઉત્પન્ન થતાં ધાર્યુંકે મારૂં પ્રયત્ન કોઈ વિદ્વાનના તેવા પ્રયત્નમાં અટકાવ ને બદલે સુચના રૂપ થઈ પડશે; તેથી તે કામ પુરૂં કરી જાહેરમાં મૂકવા હિમ્મત ધરીછે, પરંતુ મારૂં આ પેહેલુંજ પ્રયત્ન હોતાં તેમાં અનેક તરેહની ખામીઓ હશે, જે તરફ ક્ષમા દ્રષ્ટીથી જોવા વાંચક વર્ગને ખાસ વિજ્ઞપ્તિ છે.

આ કામ સાંગોપાંગ હેઠ લાવવામાં મારા મિત્ર મિ. માવજી ભાઇ કાનજીભાઇ બી. એ. તરફથી મને જે ઉત્તેજન અને મદદ મળ્યાંછે તે માટે હું તેમનો અત્યંત આભારીછું. તેમજ મારા પરમ સ્નેહીઓ મી. ગંગારામ જેઠાભાઈ મેહેતા તથા પુરૂષોત્તમ જાદવજી કોટવાલે આ માંહેલા મુળ અંગ્રેજી પદ્યનું ભાષાંતર ગુજરાતી પદ્યમાં લાવી આ પુસ્તકને રસીકકરવામાં મારાપર જે ઉપકાર કર્યોછે. તે માટેનો સઘળો યશ તે સાહેબોનેજ ઘટેછે.

ભુજ. તા. ૧ લી માર્ચ સને ૧૮૯૧ } મુ. વે. મેહેતા.

---

ॐ५५ॐ८

# "વેકફીલ્ડ" નો ધર્માધ્યક્ષ.

## પ્રકરણ ૧ લું.

**"વેકફીલ્ડ"ના કુટુંબનું વર્ણન. કુટુંબીઓની અંદર તન અને મનના સજાતિય મળતાપણાનો ચિતાર.**

મને *પાદરી થયાને હજુ પૂરૂં એક વર્ષ પણ થયું નહોતું એટલામાં તો મેં લગ્ન સંબંધી મક્કમ વિચાર બાંધી એક સ્ત્રીને મારી પત્નિ તરીકે પસંદ કરી. મારી (આ) પત્નિએ જેવી રીતે પોતાનો લગ્ન વખતે પહેરવાનો જભ્ભો તેના ભપકાદાર રંગ માટે નહિ પરંતુ ટકાઉપણા માટે પસંદ કર્યો હતો, તેવીજ રીતે મેં પણ તેણીને તેણીની ખુબસુરતી માટે નહિ પણ તેણીના સદ્ગુણો માટે પસંદ કરી હતી. વાજબી રીતે કહીએ તો તે સારા સ્વભાવની અને (ગૃહ વ્યવહારમાં) પંકાયલી સ્ત્રી હતી. કેળવણીમાં તેના કરતાં વધે એવી તે ગામડામાં થોડીજ સ્ત્રીઓ હતી. શબ્દોની જોડણી કરવા માટે ઘણું અચકાયા વગર તેણી ગમેતે અંગ્રેજી ચોપડી વાંચી શકતી, પણ અથાણું આથવામાં, મુરબ્બો બનાવવામાં તથા રસોઇના કામમાં તો તેણી એક્કી હતી. ઘરવ્યવહાર ચલાવવામાં પોતાની કુશળતાને માટે તે ફાંકો રાખતી હતી; અને (કરકસરને માટે) અનેક યુક્તિયો કામે લગાડતી, તોપણ તેથી અમારી પૈસા સંબંધી હાલતમાં સુધારો થએલો મને કદિ જોવામાં આવ્યો નહોતો.

આમ છતાં પણ અમે એક બીજાને પ્યારથી ચહાતાં હતાં, અને ઉમરની સાથે અમારો પ્યાર પણ વૃદ્ધિ પામતો ગયો. વાસ્તવિક રીતે

* અંગ્રેજ લોકના પાદરીઓ આપણા સાધુઓની માફક કંઈ બ્રહ્મચર્યવૃત્ત પાળતા નથી. તેઓતો બીજા સંસારીઓની પેઠે દરેક રીતે ગૃહસ્થાશ્રમી હોય છે, માત્ર ધર્મ સંબંધી બોધ કરવો એ તેઓનો ધંધો છે; અને તે બદલ લોકો તરફથી અમુક રકમ તેમને મળેછે.

જોતાંતો અમને એક બીજા સાથે અથવા દુનિયામાં કોઇ સાથે પણ ગુસ્સે થવા કારણ નહોતું; ( ગામમાં ) એક રમણિય સ્થળે અમારૂં સુંદર ઘર આવેલું હતું, તથા અમારો પડોશ પણ સારો હતો: નીતિને અનુસરતી અને ગ્રામ્ય રમત ગમતમાં, અમારા શ્રીમંત પડોશીઓની મુલાકાતો કરવાંમાં, તથા ગરિબોને આશ્રય આપવામાં આખું વર્ષ અમો ગુજારતાં. રાજકીય ફેરફારોની અમારે કંઈ ધાસ્તિ રાખવાની નહોતી તેમ કષ્ટો ખમવાની પણ કંઇ જરૂર નહોતી. વિશ્રામદાયક ઉષ્ણ સગડીની પાસે બેસી વાતોના સપાટા ચલાવવા, એ અમારાં ભારેમાં ભારે કામો હતાં, તથા એક ઓરડામાંથી બીજામાં જવું, એ અમારી મોટામાં મોટી સફર હતી.

અમે રસ્તાની નજીકજ રહેતાં હતાં, તેથી મુસાફરો તથા પરોણાઓ અમારે ત્યાં ગુઝબેરીફળના દારૂનો સ્વાદ લેવા વારંવાર આવતા; કેમકે એ દારૂ વાસ્તે અમે નામના મેળવી હતી. હું એક ઇતિહાસકર્ત્તાની સચ્ચાઇથી ખુલ્લી રીતે કહુંછું કે તે (મહેમાનો) માંના કોઈએ પણ એ દારૂમાંથી ખામી કહાડી હોય, એવું કદિ મારા જાણવામાં આવ્યું નથી. અમારા ચાળીશમી પેઢીના પિત્રાઈઓ પણ વારંવાર અમને મળવા આવતા, પણ કેટલાકના આવા સગપણ માટે અમને કંઈ મોટું માન નહોતું, સબબ તેઓમાંના કેટલાક તો આંધળા, લૂલાં અને પાંગળા હતા. આમ છતાં પણ મારી સ્ત્રી આગ્રહ કરતી કે તે અને આપણે એકજ કુળના છીએ માટે તેઓને મેજપર આપણી સાથેજ જમાડવા જોઇએ. આથી જો કે અમારો શ્રીમંતો સાથે બહુ સમાગમ નહતો, તો પણ ઘણું કરી અમારી આસપાસ ઘણા સંતોષી મિત્રોનો જમાવ રહેતો " પરોણો જેમ વધારે ગરીબ હોયછે તેમ તે સારી પરોણાગતથી વધારે ખુશી થાયછે. " આ કહેવત આખી જીંદગાનીમાં ખરી પડતી જોવામાં આવશે. જેવી રીતે "ટયુલીપ" પુષ્પના અથવા પતંગીઆની પાંખોના રંગ કેટલાક મનુષ્યો જોઇ સાનંદાશ્ચર્ય પામેછે તેવી રીતે હું પણ આનંદી ચહેરાઓ જોઇ હમેશાં ખુશી રહુંછું, તોપણ જ્યારે અમારાં સગાંઓમાંથી કોઇ વધારે દુરાચારી કે દુઃખદાયી, અથવા જેને દૂર કરવાં અમે ઇચ્છતા

હાઈએ, એવો માલમ પડતો ત્યારે તેના જવા વખતે તેને સ્વારીનો ડગલો કે પગરખાંની જોડ અથવા ક્યારેક જુજ કિંમતનો ઘોડો ઉછીનો આપવા હું કદિ ચૂકતો નહિ, અને તેનુ પરિણામ એવું સંતોષ કારક આવતું કે તે સખ્સ ઉછીની લીધેલી ચીજ પાછી આપવા મારા ઘર તરફ વળતોજ નહિ. આથી કરી અમને અણગમતા માણસો ઘરમાંથી દૂર થતા; આટલું છતાં પણ "વેકફીલ્ડ" ના કુટુંબમાંથી કોઈ મુસાફર અથવા ગરીબ આશ્રિતને કહાડી મૂકેલો હોય એવું કદિ જણાયું નથી.

આ પ્રમાણે અમે કેટલાક વર્ષો ઘણીજ સુખી સ્થિતિમાં ગાળ્યાં, તો પણ કેટલીક નાનીશી હરકતો જે ઇશ્વર પોતાની બક્ષીસોની કદર બુઝાવવા (મનુષ્યના કામમાં) મૂકે છે, તે આવ્યાવિના રહેતી નહિ. નિશાળીઆઓ મારા બગીચામાં (ફળ ફૂલાદિની) લૂટ ચલાવતા, અને બિલાડાં કે છોકરાંઓ મારી સ્ત્રીના ફાલુદાપર છુપી રીતે હાથ મારતાં; હું જ્યારે ધર્મનો બોધ કરતો અને તેમાં જ્યારે ખુબ અસરકારક વ્યાખ્યાન આવતું ત્યારે મારો જાગીરદાર કોઈ વખતે નિંદ્રાવશ થઈ જતો; અથવા તો મારી સ્ત્રીએ દેવલમાં કરેલા આદર સત્કારનો બદલો તેની પત્નિ માત્ર નામનીજ સભ્યતાથી વાળતી; પરંતુ આવી બાબતોથી થતી બેચેની અમે ટકવા દેતા નહિ. અને તે વાત ત્રણ ચાર દહાડા પછી યાદ આવતી ત્યારેતો અમને આશ્ચર્યજ લાગતું કે એમાં અમને માઠું તે કેમ લાગ્યું હશે.

અમે મિતાહારી હતાં તેથી અમારાં છોકરાંઓ પણ તન્દુરસ્ત અને દેખાવડાં થયાં; કારણકે તેઓને બહુ લાડ લડાવ્યાં વિના કેળવવામાં આવ્યાં હતાં. મારા પુત્રો મજબુત અને ચંચળ હતા, તથા મારી પુત્રીઓ ખુબસુરત અને દેખાવડી હતી, તે નાનું મંડળ જે મારી વૃદ્ધાવસ્થામાં મને ટેકારૂપ થઈ પડશે એવાં ચિન્હ બતાવતું હતું, તેની વચ્ચે જ્યારે હું ઊભતો ત્યારે "એ બન્સ બર્ગ" ના અમીરની પ્રસિદ્ધ વાત મને યાદ આવી જતી. એ વાત એમ હતી કે બીજો "હેન્રી" રાજા જ્યારે "જર્મની"માંથી મુસાફરી કરતો હતો, ત્યારે તેના બીજા કારભારીઓએ તેને દ્રવ્યની ભેટ કીધી, અને પેલો અમીર તે વખતે પોતાનાં

બત્રીશ છોકરાંઓને તેની પાસે ભેટ તરિકે ઉભા કરી બોલ્યો કે, મ-
રી તરફથી આ કિંમતીમાં કિંમતી ભેટ છે; અને આજ પ્રમાણે
જોકે મારે માત્ર છજ છોકરાં હતાં તો પણ હું મારા દેશને ( મારા
તરફથી ) તે ઘણી કિંમતી ભેટ અપાયલી સમજતો અને તેથી આ-
ખા દેશને હું મારો આભારી સમજતો; અમારા મોટા પુત્રનું નામ
"જયોર્જ" હતું. આ નામ તેના કાકા ઉપરથી પાડયું હતું, કેમકે
તેની તરફથી અમને એક લાખ રૂપિયાનો વારસો મળ્યો હતો; અ-
મારૂં બીજું બાળક એક છોકરી હતી અને તેનું નામ તેની ફઇ ઉ-
પરથી "ગ્રીસલ" પાડવાનું મેં ધાર્યું હતું. પણ મારી સ્ત્રીને સુંદર
નામો બહુ પસંદ હોવાથી તેણીએ ઘણો આગ્રહ કરી તેનું નામ "ઓ-
લીવીઆ" પાડયું. બીજું વર્ષ પૂરૂં થયું નહોતું એટલામાં તો બીજી
છોકરીનો જન્મ થયો, અને હવે તો તેનું નામ "ગ્રિસલ" નક્કી
પાડવાનો મેં નિશ્ચય કર્યો; પણ અમારી એક ધનાઢ્ય સગીને તેની
ધર્મમાતા થવાની ઈચ્છા હોવાથી તેણીના કહેવા મુજબ તેનું નામ
"સોફાયા" પાડવામાં આવ્યું. આથી અમારા કુટુંબમાં બે પૈરા-
ણીક નામો દાખલ થયાં, પણ હું પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે તેમાં મારો
કંઇ હાથ નહોતો. ત્યાર પછી "મોઝીસ" નો જન્મ થયો અને
પછી બાર વર્ષના અરસામાં મારે ત્યાં બીજા બે પુત્રો થયા.

જ્યારે હું મારાં આ નાનાં બચ્ચાંઓને મારી આસપાસ જોતો
ત્યારે મને આનંદ નહિ થતો એમ કહુંતો વ્યર્થ ગણાય, પરંતુ તે
વિષે મારા કરતાં મારી સ્ત્રીને તો વધારે સંતોષ અને ગુમાન હતાં.
અમારી મુલાકાતે આવનારા જ્યારે કહેતા કે "પ્રીમરોઝમા" ખરે-
ખર આખા ગામમાં તમારાં છોકરાં સૌથી રૂપાળાંછે "ત્યારે તે જ-
વાબ આપતી કે" ( બા ) જેવાં ઈશ્વરે તેઓને કર્યાંછે તેવાં તેઓ
છે અને સદાચરણી થશે તો સારાંજ છે, કેમકે સારૂં કરે તે સારૂં
કહેવાય" તે પછી તે છોકરીઓને ઉંચું જોવાને કહેતી ત્યારે તેઓ
ખરેખર ઘણીજ ખુબસુરત લાગતી; માત્ર ઉપર ઉપરની બાબતોને
તો હું એવી નજીવી ગણુંછું કે જો ગામમાં આ વાત સાધારણ વિષય
તરિકે ચર્ચાતી નહોત તો એ વિષે બોલવાનુ મને ભાગ્યેજ યાદ આ-

વત; ઓલીવીઆની ઉમ્મર હાલ અઢાર વર્ષની હતી. એક બાહોશ ગ્રીક ચિતારાની કલમથી ચિતરાયલા યૌવન દેવીના ચિત્રમાં જે ઇંદ્રીઓને વશ કરી લે એવી ખુબસુરતી હોય છે તેને મળતી તેણીની ખુબસુરતી હતી; તેણીનો ચહેરો નિષ્કપટ, ચંચળતા અને પ્રતિભાજન્ય અંકુરોથી ભરપુર જણાતો હતો; સોફાયાનું સ્વરૂપ પહેલી વખતે જોતાં એવું ભપકાદાર લાગતું નહિ, તો પણ વધારે ચોક્કસ તથા મક્કમ અસર ઉપજાવતું કારણકે તેમાં કોમળતા, મર્યાદ શીલપણું, અને મોહ સમાયલાં હતાં. ( ટુંકામાં કહીએતો ) "ઓલીવીઆ" એકજ જખમથી અને "સોફાયા" ઉપરા ઉપરી જખમોથી મનુષ્યનું દિલ ઘાયલ કરતી.

સ્ત્રીનો સ્વભાવ ઘણું કરીને તેણીના ચહેરાનાં આંખ ઇત્યાદિ અંગોની આકૃતિ ઉપરથી જાણી શકાય છે. ગમે તેમ હો તો પણ મારી પુત્રીઓની બાબતમાં તો તેમજ હતું "ઓલીવીઆના" મનમાં એમ હતું કે મને ઘણા જણ પ્યાર બતાવે તો સારૂં અને "સોફાયા" ની તો માત્ર એકજ જણનો પ્યાર સંપાદન કરવા તરફ વૃતિ જણાતી; બધાને ખુશી રાખવાની જોઇએ તે કરતાં વધારે ઇચ્છાને લીધે "ઓલાવીઆ" ઘણીવાર મનમાં ન હોય તે મોહોડે બતાવતી અને "સોફાયા" તો નાખુશ કરવાની બીકથી પોતાના ઉત્તમ ગુણોને પણ દબાવી રાખતી. જ્યારે હુ ખુશ મિજાજમાં દેખાતો ત્યારે "ઓલીવીઆ" પોતાની ચાલાકીથી અને ગંભિર જણાતો ત્યારે "સોફાયા" પોતાની બુદ્ધિથી મારૂં મનરંજન કરતી. આમ છતાં પણ આ ગુણો હદ બહાર જતા નહોતા, અને મેં એ બન્ને બહેનોને એક આખા દિવસ સુધી એક બીજાના ગુણોની અરસપરસ અદલાબદલી કરતાં જોએલછે; ( એટલેકે ) મારી નખરાબાજ ( મોટી) છોકરી શોકના પોષાકમાં શરમાળ જણાતી, અને તેની નાની બહેન નવી ફેશનવાળા પોષાકથી હોય તેથી વધારે ચપળ દેખાતી. મારો મોટો છોકરો "જ્યોર્જ" "ઓકસફર્ડ" માં કેળવાયલો હતો કારણકે મેં તેને કોઇ વિદ્વતાવાળા ધંધા વાસ્તે તૈયાર કરવા ઇરાદો રાખ્યો હતો. મારા બીજા છોકરા "મોઝીસ" ને વ્યાપારમાં નાખવા

મારો વિચાર હતો તેથી તેને ઘેર આગળ જૂદી જૂદી બાબતો વિશે કેળવણી આપવામાં આવી હતી. પરંતુ આ યુવાન શખ્સો જેમણે દુનિયાનો માત્ર થોડોજઅનુભવ લીધો હતો. તેઓનું સવિસ્તર બ્યાન આપવા પ્રયત્ન કરવો એ નિરર્થક ગણાશે. માટે ટુંકામાં (એટલુંજ કહેવું બસ થશેકે) અમારા બધા જણમા કુટુંબનું એક સરખું મળતાપણું પ્રવૃત્ત હતું, અને ખરૂં કહીએ તો અમારી ચાલચલગત પણ બધાની એકજ હતી અને તે એકે બધાં એક સરખી રીતે ઊદાર દિલનાં, ભોળાં, સાદાં અને નિર્દોષ હતાં.

---

## પ્રકરણ ૨ જું.

**કુટુંબપર પડતી મુસિબતો. લાયક આદમીઓનું યોગ્ય અભિમાન. લક્ષ્મિ જતાં ઘટવાને બદલે વધેછે.**

અમારા કુટુંબના સાંસારિક કામકાજની વ્યવસ્થા ઘણું કરીને મારી સ્ત્રીજ કરતી, અને ધર્મ સંબંધી કામપર હું પોતે દેખરેખ રાખતો. મારા ધંધાની આવક આખા વર્ષમાં પાંત્રીશ પૌંડ (સાડા ત્રણસેં રૂપિયા) થતી તે હું મારી ધર્માદા જાગીરના આશ્રય તળે રહેતા પાદરીઓના માબાપ વગરનાં છોકરાંઓ અને વિધવાઓમાં વહેંચી આપતો, કારણ કે મને મારી પોતાની મિલ્કતમાંથી બીજી પૂરતી આવક હતી. તેમ વળી કંઇ પણ બદલાની આશા વિના મારી ફરજ અદા કરવામાં મને છુપો આનંદ થતો, એટલે હું ધર્માદા મિલ્કતની ઉપજ વિષે દરકાર રાખતો નહિ; વળી મેં એવો નિશ્ચય કર્યો કે કોઇ મદદનીશ પાદરી રાખવો નહિ, અને જાગીરમાં રહેતા દરેક જણ સાથે ઓળખાણ કરી પરણેલા હોય તેઓને મિતાહારી થવાનો, અને વગર પરણેલાઓને લગ્ન કરવાનો બોધ કરવો, આથી કરીને થોડાં વર્ષમાં એક સાધારણ કહેવત થઈ પડી કે વેકફીલ્ડમાં ત્રણ અજાએબ તરેહની તંગી છે, તે એ કે ધર્મગુરૂમાં મગરૂબીની તંગી,+ યુવાન પુરૂષોને સ્ત્રીની તંગી* અને દારૂના પીઠામાં ઘરાકની તંગી.

---

+ તંગી=ગેરહાજરી.

* તંગી=જરૂર, ખપ.

પરણવા વાસ્તે સર્વને હું વારંવાર બોધ કરતો, તેથીજ કદાચ મારો મોટો દીકરો પાઠશાળા છોડતાંજ પડોશના એક પાદરીની પુત્રી જોડે પ્યારમાં પડયો. આ પાદરી એક દેવળમાં ધર્માધિકારી હતો, તથા પોતાની દીકરીને સારી રકમ પહેરામણીમાં આપી શકે એવી સ્થિતિમાં હતો; પૈસાથીજ માત્ર તેણીના તરફ લોભાવાય એમ નહોતું, કારણકે એ તો સર્વ માન્ય હતું કે મારી બે પુત્રીઓને એક બાજુ રાખીએ તો "વિલ્મોટ" પુત્રી "આરાબેલા" બાઇ પૂરે પૂરી ખૂબસુરત હતી. તેણીના તેજોમય ગૌરવર્ણ અને તરતજ લાગણી જણાઇ આવે એવા આનંદદાયી ચહેરાથી, તેણીની યુવાની, આરોગ્યતા, અને નિર્દોષપણું એટલાં દીપી નીકળતાં હતાં, કે વૃદ્ધ પુરૂષોને પણ તેણીના દેખાવથી અસર થયા વિના રહેતી નહિ. હું મારા છોકરા વાસ્તે સારો વારસો મૂકી જાઉં, એવી સ્થિતિમાં છું તે મી "વિલ્મોટ" જાણતો હતો, માટે તે આ સગપણની વિરૂદ્ધ નહોતો; અને તેથી વહેવાઇ થવાની આશા હોય તેવામાં અરસપરસ જેવો સ્નેહ બધાય છે તેવા પૂરતા સ્નેહથી બન્ને કુટુંબો એક બીજા તરફ વર્તવા લાગ્યાં. મને અનુભવથી ખાત્રી થએલી હતી કે જે સ્ત્રીને પરણવાની આપણી ઇચ્છા હોય, તે સ્ત્રીની પ્રીતિ મેળવવાના પ્રયત્નમાં જે દિવસો ગત થાય તે આપણી જીંદગીના સર્વથી સુખદાયી દહાડા છે; તેથી આ પ્રસંગે પણ લંબાણ કરવામાં હું પૂરતી રીતે ખુશી હતો.

તે યુવાન જોડું એક બીજાની સાથે રહીને વિવિધ પ્રકારની ગમતોમાં હમેશ ભાગ લેતું, તેથી તેમનો પ્યાર દિન પ્રતિદિન વધતો જતો જણાતો હતો. અમે ઘણું કરીને હમેશ સવારમાં ગાયનથી જાગૃત થતાં હતાં, તથા ખુલ્લા દિવસો હોય ત્યારે શિકારે ચડી જતાં. શિરામણ અને બપોરના ભોજન વચ્ચેનો વખત, સ્ત્રીઓ પોષાક સજવામાં અને અભ્યાસમાં ગુજારતી. તેઓ ઘણું કરીને એકાદ પૃષ્ટ વાંચી પોતાના ચહેરા આરસીમાં જોયા કરતી, જે ચહેરા ખરેખર ફિલસુફો પણ કબુલ કરે એવી મહાન સૌંદર્યતાનું મહત્વ બતાવનાર પૃષ્ટો હતાં. પોતાની માની ટેવ મુજબ મારી સ્ત્રી હમેશાં બપોરના જમણ વખત આગેવાન થઇ બધું ખાણું આગ્રહ પૂર્વક પોતે પીર-

સતી અને તે વખતે દરેક પીરસેલી ચીજનું વિગતવાર બ્યાન આપતી. જમી રહ્યા પછી સ્ત્રીઓને અમારી પાસેથી ઉઠી જવું ન પડે માટે મેજ ત્યાંથી ઉપાડી લેવા હું ઘણું કરી (હમેશાં) હુકમ કરતો, અને વખતે વખતે તો, છોકરીઓ પોતાના ગાયન શિક્ષકની મદદથી ઘણું પસંદ આવે એવું ગાઈ બજાવી ખુશ કરતી. હું અને મારો જૂનો મિત્ર કોઈ કોઈ વખતે બે પેન્સની* સરતે "એકગેમન" ની રમત રમતા તે સિવાય દરેક જાતની જુગારવાળી રમતો વિષે મને ધિક્કાર હતો, તેથી રમવાના પાનાની મદદ વગરજ, બાકીનો વખત અમે ફરવામાં, ચા પીવામાં, ગ્રામ્ય નૃત્ય જોવામાં, તથા "ફોરફિટસ"ના ખેલો ખેલવામાં ગુજારતાં.

આ પ્રમાણે થોડાએક માસ ગયા એટલામાં આખરે પેલું યુવાન જોડું જે લગ્ન વાસ્તે બહુ આતુર હતું, તેનો પરણવાનો દિવસ નક્કી કરવાને બ્યાજબી જણાયું; વિવાહની તૈયારી કરવામાં મારી સ્ત્રીની ધામધુમ અને મારી પુત્રીઓના ચક્ષુઓના ચાળાઓનું વર્ણન નિરર્થક થઈ પડશે. ખરૂં કહું તો મારૂં ધ્યાન તે વખતે બીજા કામમાં રોકાયલું હતું. તે કામ એ હતું કે મારા મનપસંદ વિષયના બચાવમાં લખેલો નિબંધ જે હું તરત પ્રસિદ્ધ કરવા ઇરાદો રાખતો હતો તે પૂરો કરવાનો હતો; આ નિબંધને હું લખાણ તેમજ મુદ્દાની બાબતમાં બહુજ સરસ નમુનો સમજતો હતો, તેથી મારા જૂના મિત્ર મી. "વિલમોટ" ને તે બતાવ્યા વિના હું રહી શક્યો નહિ, કારણ કે તેને એ પસંદ આવશે તે બાબતમાં મને કંઇ પણ શક નહોતો; પણ થોડા વખતમાં મને જણાયું કે તે મારા વિચારથી તદ્દન વિરૂદ્ધ હતો, અને તેને વાસ્તે સારૂં મજાનું કારણ હતું તે એ કે, તે પોતે તે વખતે ચોથી સ્ત્રી પરણવાનું કરતો હતો, આથી કુદરતી રીતે અમારી વચ્ચે જરા કડવાશની સાથે તકરાર ઉઠી, અને તેથી કરી ધારેલું સગપણ તુટે એવી ધાસ્તી રહેવા લાગી; આમ છતાં પણ લગ્નના દિવસથી એક દહાડો આગળ આ બાબતપર લંબાણથી તકરાર, કરવા અમે (એક બીજાને) રજા આપી.

* પેન્સ=આઠ પાઈ.

બન્ને પક્ષ તરફથી પૂર જોશમાં તકરાર ચાલી; તેણે કહ્યું "તું પાખંડ મતવાળો છે" મેં કહ્યું "તુંજે" તેણે પાછું એમજ કહ્યું મેં પણ તેવોજ જવાબ આપ્યો. આ તકરાર જ્યારે પૂરજોશમાં આવી ત્યારે મારા એક સગાએ મને બહાર બોલાવ્યો, અને ચિંતાતુર ચહેરાથી મને સલાહ આપી કે "છોકરાના લગ્ન થઈ જાય ત્યાંસૂધી તો આ તકરાર છોડી દો" મેં કહ્યું "સત્યનો પક્ષ કેમ છોડી દેવાય" અને તે હમણાં હારવાની અણીપર આવ્યો છે, ત્યારે તે પરણે તો સારૂં એમ કહી તેને કેમ જીતવા દઉં? આતો જાણે તમે મને મારી દોલત પણ છોડી દેવાની સલાહ આપતા હો, તેવી વાત છે. "તેણે જવાબ આપ્યો" તમારી દોલત! અરે સાહેબ હવે દિલગીરી સાથે જાહેર કરવું પડેછે કે, તમારી દોલત હવે હતી. શહેરમાં જે વ્યાપારી પાસે તમે તમારા પૈસા રાખ્યા હતા, તે તો દેવાળું ફુંકવાથી થતી શિક્ષામાંથી બચવા માટે પલાયન કરી ગયો છે, અને એવું માનવામાં આવેછે કે તેની પાસે મિલકતમાં હવે રૂપિયામાંથી એક આનો પણ રહ્યો નથી. વિવાહ થવાથી અગાઉ તમને તેમજ તમારા કુટુંબને ફાળ નાંખવા હું ખુશી નહોતો, પણ હાલ એ ખબરથી તમારી તકરારનો જોશ કંઈ ઓછો થાય, એવા ઇરાદાથી મારે આ વખતે કહેવું પડયું છે; કારણકે મારા ધારવા પ્રમાણે તમારી આગમ બુદ્ધિજ તમને સુચવશે કે આ વખતે વધારે નહિ તોં તમારો પુત્ર કન્યાને મળતારી રકમ હાથ કરે ત્યાંસૂધી તો આ વાત છુપી રાખવાની જરૂર છે." મેં જવાબ આપ્યો—જો કદાચ તમે કહો છો તે વાત ખરી હશે, અને હું ભિખારીજ થઈ ગયો હોઈશ, તોપણ હું હરામખોર કદિ નહિ થાઉં; તેમજ મારા સિદ્ધાંતોનો ત્યાગ કરવા પણ નહિ લલચાઉં. હું હમણાંજ જઈ ત્યાં બેઠેલાં સર્વને મારો હાલ જાહેર કરીશ, અને તકરાર બાબતમાં હું કહું છું કે, મેં પેલા વૃદ્ધ ગૃહસ્થની તરફેણમાં આગળ જે માની દીધું છે, તે હમણાજ હું રદ કરૂંછું, અને હવે તો હું (તકરારમાં) તેને જીત મેળવવા અથવા તે ફરી પરણે તો તે વ્યાજબી છે, એમ બિલકુલ કહેવા આપીશ નહિ.

જ્યારે મેં અમારા દુર્દૈવની વાત સર્વે પાસે જાહેર કરી, ત્યારે

બન્ને કુટુંબના માણસોપર જે જુદી જુદી અસર થઈ તેનું વર્ણન ઘણું લાંબુ થઇ પડે એમ છે; પરંતુ પેલા આશકમાશુકને તે વખતે જે દુઃખ થયું તેની સાથે સરખાવતાં બીજાઓનો શોક કશી ગણત્રીમાં નહોતો. મી. "વિલ્મોટ" નું તો આ સગપણ તોડવા તરફ આગળથીજ પૂરેપૂરૂં વળણ થયેલું જણાતું હતું તેથી તેનો આ ખબર સાંભળતાં (પોતાનો એ સંકલ્પ) દૃઢ કરી બેઠો. તેનામાં વ્યવહારિક ડહાપણ એ પૂરેપૂરો સદ્દગુણ હતો અને ઘણું કરીને બોતેર વર્ષની ઉમરે (જ્યારે બીજા સદ્દગુણો જતા રહેછે ત્યારે) માત્ર આજ ગુણ મનુષ્યની સાથે પાછળ રહી ગએલો જોવામાં આવેછે.

---

## પ્રકરણ ૩ જું.

**ડાકટર પ્રિમરોઝ પોતાનું વતન છોડે છે. જીંદગીમાં આપણને જે સુખ મળેછે તેનું કારણ ઘણું કરીને આપણ પોતેજ હોઇએ છીએ એમ આગળ જતાં જણાય છે.**

આ અમારી આફતની ખબર વખતે કોઇએ દ્વેષ ભાવથી ઉપજાવેલી હોય, અથવા તો કોઈએ તેવી માત્ર ખોટી અફવાજ ચલાવી હોય એવી આશા રાખવા સિવાય, અમારા કુટુંબને બીજો કોઈ દિલાસો નહોતો; પરંતુ શહેરમાં એક મારો મુનીમ હતો તેનો પત્ર આવ્યો જેથી તે બધી હકિકત ખરી હતી એમ સિદ્ધ થયું.

પૈસા સંબંધી નુકશાન તો મારે કશી ગણતરીમાં નહોતું, પરંતુ મારા કુટુંબનાં માણસોને માટેજ મને બેચેની થઇ કારણ કે જે ગરિબ સ્થિતિમાં તેઓ આવી પડ્યાં હતાં, તેમાં બીજાઓની તિરસ્કારની નજર ન ગણકારવાને જે કેળવણીની જરૂર છે, તે તેમને મળી નહોતી.

લગભગ એક પખવાડીઉં તો મેં તેમની દિલગીરી દૂર કરવા કંઈપણ તજવીજ કરી નહિ કેમકે **"વિપત્તિ પડયા પછી તરતજ આપેલો દિલાસો તો ઉલટું દુઃખ સંભારી આપે છે."** માટે તે મુદતમાં તો હવેથી તેમનું ગુજરાન કેમ ચલાવવું એ વિષેના વિ-

ચારમાં હું ગુંથાયો, અને આખરે છેટેના પડોશમાં વર્ષના દોઢસો રૂપિયાની પાદરીની નાની જગો મને આપવાનું કહેવામાં આવ્યું, જ્યાં હજુ મારા મૂળ સિદ્ધાંતને કંઈપણ ખલલ પહોંચ્યા વિના મારાથી રહી શકાય એમ હતું, તેથી એક નાનું ખેતર ખેડવા લઈને મારી આવકમાં વધારો કરવાનું ધારી, તે જગો મેં ખુશીથી કબુલ રાખી.

આ નિશ્ચય કર્યા પછી હું મારી બાકી રહેલી મિલ્કત એકઠી કરવા પાછળ લાગ્યો, અને લેણુ દેણનાં બધાં ખાતાંની ચોખ કર્યાથી, અમારા એક લાખને ચાળીશ હજાર રૂપિયામાંથી અમારી પાસે માત્ર ચાર હજાર રૂપિયા બાકી રહ્યા; તેટલા માટે હવે મારા કુટુંબનો દોર તેમની સ્થિતિ પ્રમાણે લાવી મૂકવા તરફ મેં મારૂં સઘળું લક્ષ ખેંચ્યું; કારણ કે હું બરાબર જાણતો હતો કે જે માણસો ગરિબ છતાં પૈસાદાર દેખાવાનો ડોળ ઘાલેછે, તે બહુ દુઃખી થાય છે; તેથી મેં મારા કુટુંબનાં માણસોને કહ્યું "મારાં છોકરાં, આપણી હાલની આફત ન પડવા દેવાને, આપણું કંઇપિણ ડાહપણ કામ લાગત નહિ એ વાત તમો પૂરતી રીતે જાણતાં હશો, પરંતુ એ આફતની અસરને અટકાવવા માટે આપણું ડાહપણ ઘણું કરી શકશે. હે મારાં પ્યારાં! આપણે હવે ગરીબ છીએ, અને આપણી ગરીબ સ્થિતિ પ્રમાણે રહેવા આપણને ડાહપણ ફરમાવેછે. માટે બડબડ કર્યા વિના જે ભપકા સહિત હજારો દુઃખી છે તે ભપકો આપણે મૂકી દઈએ, અને જે શાંતિથી બધાં સુખી થાય છે, તે શાંતિ આપણી ગરીબ સ્થિતિમાં પણ મેળવીએ; આપણી મદદ વિના ગરીબ લોકો આનંદમાં રહી શકેછે, ત્યારે તેઓની મદદવિના આનંદમાં રહેવા આપણે શા માટે પ્રયત્ન નહિ કરવો જોઈએ; અરે નહિ—મારાં છોકરાં આજ ક્ષણથી આપણે ખાનદાનીથી રહેવાનો આપણો સઘળો ઢોંગ મૂકી દેવો; આપણે ડાહપણથી વર્તશું તો, હજુ સુખને માટે આપણી પાસે પૂરતું છે, અને પૈસાની ખામીને આપણે સંતોષથી પૂરી પાડી દઈશું.

મારો મોટો પુત્ર કેળવણી પામી એક વિદ્વાન માણસ થયો હતો, એટલે તે પોતાની હુશિયારીથી પોતાનું તેમજ અમારૂં ગુજરાન કરી શકે, તેટલા માટે તેને મેં ( લંડન ) શહેરમાં મોકલવાનો

નિશ્ચય કર્યો. ગરીબાઇમાં કુટુંબીઓનો તેમજ મિત્રોનો વિયોગ, કદાચ એક સૌથી દુઃખીમાં દુઃખી બિના છે. જે દિવસે અમો પહેલ વહેલાજ જૂદા પડવાના હતા તે દિવસ તરત આવ્યો. મારો પુત્ર પોતાની મા અને બીજાંઓ જેઓએ રડતાં રડતાં તેને ચુમીઓ કરી તેમની રજા લીધા બાદ મારો આશિર્વાદ લેવા આવ્યો. જે મેં તેને અંતઃકરણ પૂર્વક આપ્યો; તે આશિર્વાદ અને પચાશેક રૂપિયા સિવાય હાલ તેને આપવા માટે મારી પાસે બીજું કંઇ નહોતું. મેં કહ્યું "મારા બેટા," જેવી રીતે તારો મોટો દાદો "હુકર" તારી પહેલાં પગે ચાલીને લંડન ગયો હતો, તેવીજ રીતે તું પણ જાય છે; તેને ભલા પાદરી "જુએલે" જે ઘોડો આપેલો હતો, તેવોજ ઘોડો એટલે કે આ લાકડી અને આ પુસ્તક, (બાઇબલ) તું મારી પાસેથી લે; રસ્તામાં તને તેથી દિલાસો મળશે, તેમાં આ બે લીટી લાખ રૂપિયાની છે. "હું યુવાન હતો અને હમણાં ઘરડો થયો છું, તોપણ સદ્ગુણી માણસને નિરાધાર અથવા તેનાં છોકરાંને ભીખ માગતાં મેં કદિ જોએલાં નથી." આથી તને મુસાફરીમાં દિલાસો મળશે. જા, મારા પુત્ર, તારી સ્થિતિ ગમે તેવી હોય, તોપણ વરસમાં એક વખત મને મળજે; હિંમત રાખજે; અને સુખી થજે," તે પ્રમાણિક અને નીતિવાન હતો, તેથી તેને દુનિયામાં નિર્વાહને માટે પૂરતાં સાધનો વિના એકલો છોડી દેવાની મને કંઇ ધાસ્તી નહોતી, કેમકે મને ખાત્રી હતી કે તે સુખી થશે વા દુઃખી, પણ બહુ સારી રીતે વર્તશે.

તેના જવા પછી અમારે જવાની તૈયારી પણ થવા લાગી, અને થોડા રોજમાં તે વખત પણ આવ્યો. જે પડોશમાં અમે એટલાં બધાં વર્ષ સુખ શાંતિમાં ગાળ્યાં હતાં, તે પડોશ છોડતી વખતે આંસુ આવતાં અટકાવવાને, અમારૂં ધૈર્ય કંઇપણ કામ લાગ્યું નહિ. વળી જે કુટુંબ હજુ સુધી ઘરથી દશ માઇલ દૂર પણ કયારે ગયેલું નહિ, તેને સીતેર માઈલની મુસાફરી કરવાની હતી, તેથી અમને બહુ બેચેની ઉત્પન્ન થઈ, અને જે ગરિબ લોકો કેટલાક માઈલ સુધી અમારી વાંસે આવ્યા, તેમના કળકળાટથી તેમાં વધારો થયો. અમારી પહેલા દિવસની મુસાફરી સહીસલામત કર્યા બાદ, અમારૂં નવું

રહેઠાણ માત્ર ત્રીશ માઇલ દૂર રહ્યું અને રસ્તા ઉપરના એક ગામડામાં એકાંતમાં આવેલી એક હોટેલમાં અમોએ ઉતારો કર્યો; જ્યારે અમને એક ઓરડો સોંપવામાં આવ્યો, ત્યારે મારી હમેશની રીત મુજબ મેં તે હોટેલના માલિકને અમારી સાથે જમવાને આમંત્રણ કર્યું; જે તેણે ખુશીથી સ્વીકાર્યું, કેમકે તે ખાય પીએ તેના પૈસા પણ અમારે આપવાના હતા; જેથી તેની કમાણીમાં એટલો વધારો થાય. પરંતુ જે પડોશમાં મારે જવું હતું ત્યાંના બધા માણસોને તે ઓળખતો હતો, તેમાં વિશેષે કરીને "સ્કવાયર થોર્નહિલ" જે મારો ભવિષ્યનો જાગીરદાર હતો, અને જે તે જગાથી થોડા માઈલ પર રહેતો હતો, તેના વિષે તેને પૂરતી માહિતી હોતાં તે ગૃહસ્થ વિષે તેણે જણાવ્યું કે, તે મોજમજા સિવાય આ દુનિયામાં થોડુંજ જાણવા ઇચ્છેછે; તેમાં પણ સ્ત્રીવર્ગ તરફ તેના પ્યારને માટે તે ખાસ રીતે પ્રખ્યાતછે.

આ હેવાલથી મને તો થોડી ચિંતા થઈ, પણ મારી છોકરીઓ ઉપર એથી જુદાજ પ્રકારની અસર થઇ; તેઓના ચહેરા ઉપર આ ભવિષ્યની ફતેહની આશાથી આનંદ જણાવા લાગ્યો; તેમ મારી સ્ત્રીને પણ તેમના સદ્‌ગુણ સાથે તેમની ખુબસુરતીની અસરની પૂર્ણ ખાત્રી હોતાં કંઈ થોડી ખુશી થઈ નહિ. આ પ્રમાણે અમો વિચારમાં ગુંથાયાં હતાં તેવામાં તે હોટેલના માલિકની સ્ત્રી તે ઓરડામાં પોતાના પતિને કહેવા આવી કે, એક વિલક્ષણ ગૃહસ્થ જે બે દિવસ થયાં ત્યાં આવેલો હતો, તેની પાસે પૈસા નહોતાં તેનું ચડેલું ખર્ચ આપી શકવા અસમર્થ હતો. તે ગૃહના માલિકે જવાબ આપ્યો "શું પૈસા નથી ? એતો અસંભવિત છે, કેમકે હજુ કાલેજ એક અસમર્થ થઈ ગએલ સિપાઇને, કુતરા ચોરવા માટે ગામમાં ફટકા મારતાં ફેરવવાનો હતો, તેને છોડવવા માટે તેણે આપણા પટાવાળાને પાંત્રીશ રૂપિયા આપ્યા." તેની સ્ત્રી પોતાનું કહેવું ખરૂં છે, એમ હજુ પણ કહ્યાં કરતી હતી; તેથી તે ઓરડામાંથી જતો જતો સોગન ખાતો હતો કે ગમે તેમ થાય, પણ હું તો મારા પૈસા નહિ છોડું; ત્યારે મેં તેને એવા ઉદાર માણસ સાથે મને મેળવવાનું કહ્યું; જેની તેણે હા પાડી, અને તે ગૃહસ્થને ઓરડામાં મારી પાસે તેડી

લાવ્યો તેની ઉમર ત્રીશેક વર્ષની જણાતી હતી અને રીત ઉખડી ગયેલાં કપડાં તેણે પહેર્યાં હતાં, તેના શરિરનો બાંધો લઠ હતો અને તેના ચહેરા ઉપર રેખા હતી, તેથી જણાતું હતું કે તે વિચારશીળ માણસ છે, તેનું બોલવું કંઈક ટુંકુ અને નિરસ હતું અને ગમે તો તેને વિવેક કરતાં આવડતું નહોતું, યાતો તેને વિવેકને માટે ધિક્કાર હતો એમ જણાતું હતું. તે હોટેલનો માલિક ઓરડામાંથી ગયો કે એક ગૃહસ્થને આવી સ્થિતિમાં આવી પડેલો જોઈ, હું તે મુસાફરને માટે લાગણી બતાવ્યા વિના રહી શક્યો નહિ, અને તેને તે વખતે જોઈતા પૈસા આપવાને મેં મારી ઈચ્છા બતાવી, તેણે જવાબ વાળ્યો કે "હું તે ખુશીની સાથે લેવા કબુલ કરૂં છું; કેમકે મારી પાસે જે પૈસા હતા, તે સરત ચુકને લીધે બધા અપાઈ ગયાછે પણ તેથી કરીને તમારા જેવા પુરૂષો હજુ દુનિયામાંછે, એ જોવાનો મને પ્રસંગ મળ્યો, એ ખુશી થવા જેવું છે; પરંતુ એ પૈસા લેવાની અગાઉ મારે મારા ઉપર આ ઉપકાંર કરનારનું નામ તથા ઠામ ઠેકાંણું જાણવાની જરૂર છે, કે જેથી કરીને તે જેમ બને તેમ તરત પાછા આપી શકાય." આ ઉપરથી મેં મારૂં નામ તથા મારા પર તરતમાં પડેલી આફત અને તેની સાથે વળી હાલ હું કયાં જતો હતો, એ બધું સવિસ્તર કહી સંભળાવ્યું, એટલે તે બોલ્યો કે "આતો મારા ધારવા કરતાં પણ સારૂં નીકળ્યું કેમકે હું પોતે પણ તેજ રસ્તે જાઉંછું, પણ રેલ આવવાથી બે દિવસ થયાં અત્રે અટકી રહ્યો છું અને ઘણું કરી તે કાલે ઓળંગી શકાશે, એવી આશા રહેછે;" મેં તેને જણાવ્યું કે તેના સથવારાથી અમને બહુ આનંદ મળશે અને અમારી સાથે વાળુ કરવાને તેને આગ્રહ કરવામાં મને મારી સ્ત્રી તથા છોકરીઓએ મદદ કરી તેને તે કબુલ કરાવ્યું. તે મુસાફરની વાતો બહૂજ ખુશકારક તેમજ બોધદાયક હતી, તેથી તે વધારે વખત સૂધી ચલાવ્યાં કરે એવી મારી ઇચ્છા હતી, પણ રાત ઘણી ગઇ હતી અને બીજે દિવસે સવારે મુસાફરી કરવી હતી તેથી આરામ લેવાની જરૂર હતી.

બીજે દિવસે સવારમાં અમો બધાં સાથે નિકળ્યાં; મારૂં કુટુંબ

ઘોડાપર હતું અને અમારો નવો સોબતી મી. "બરચેલ" રસ્તાની પાસેની પગવાટ ઉપર ચાલતો હતો, તેણે હશીને કહ્યુંકે "જો તમારાં ઘોડા સારા હતતો તો મેં તમને કયારનાએ વાસે મૂકી દીધા હત પણ તમારા ઘોડા સારા નથી, અને હું બહુ ઉદાર વૃત્તિવાળો છું તેથી તમને પાછળ મૂકીને હું ચાલ્યો જઇશ નહિ;" રેલ હજુ ઉતરી ગઇ નહોતી તેથી એક ભોમિયો સાથે લેવાની અમને ફરજ પડી, જે આગળ આગળ ઉતાવળે ચાલતો હતો અને હું તથા મી. "બરચેલ" સૌથી વાંસે ચાલતા હતા; રસ્તામાં થાક ન જણાય, તેટલા માટે અમો તત્વજ્ઞાનની તકરારો કરતા હતા, જે પૂરતી રીતે તેં સમજતો હોય એમ જણાતું હતું, પણ વધારે નવાઇ જેવું તો એ હતું કે તે મારો દેવાદાર હતો તોપણ હાજી હા નહિ કરતાં, તે પોતાના મતની તરફમાં જાણે મારો પોષિંદો ( આશ્રય આપનાર ) હોય, તેવી રીતે તકરાર ચલાવતો હતો. રસ્તે ચાલતાં જે જૂદાં જૂદાં મકાનો અમારી નજરે આવતાં ગયાં તેનાં ધણીનાં નામ તે મને કહેતો ગયો; થોડે છેટે એક ભપકાદાર મકાન તરફ આંગળી કરી તેણે કહ્યુંકે "પેલું મકાન એક યુવાન ગૃહસ્થ મી. "થોર્નહીલ" નું છે, જેની પાસે બહુ દોલત છે પણ તેનો બધો આધાર તેના કાકા "સર વિલિયમ થોર્નહીલ"ના વસીયત નામાપર છે. તે ગૃહસ્થે પોતે થોડી મિલ્કતથી સંતોષ રાખી, પોતાના ભત્રિજાને બાકીની ભોગવવા આપી છે, અને તે ઘણું કરીને શહેરમાંજ રહેછે. હું બોલી ઉઠયો ત્યારે શું મારો યુવાન જાગીરદાર જે માણસના સદ્દગુણો, ઉદારતા અને વિલક્ષણતા સર્વત્ર જણાયલાં છે તેનો ભત્રિજો થાય ! મેં "સરવીલીયમ થોર્નહીલ" વિષે સાંભળ્યું છેકે તે ઉદારમાં ઉદાર પણ આખા દેશમાં સૌથી તોરી માણસછે, અને સમપૂર્ણ પરોપકારી છે. મી. બરચેલે જવાબ આપ્યો, *કંઈક બહુજ એવો છે; તે યુવાન હતો ત્યારે તો તે પરોપકાર શીલ-

* અહિંથી મી. બરચેલ જે વર્ણન આપે છે, તે ખરૂ જોતાં પોતાનું જ વર્ણન છે; અને તેથીજ તે નીચેની આવી નિશાની વાળી લીટીમાં "મને માલુમ પડયું કે કે કે"—એટલું બોલી જઈ ચોંકે છે અને પાછું વર્ણન શરૂ કરે છે; એ બધી વાતનો પૂર્ણ ખુલાસો છેલ્લાં બે ત્રણ પ્રકરણમાં આવશે.

તાને હદ ઉપરાંત લઈ જતો, કારણકે ત્યારે તેની લાગણીઓ તિવ્ર હતી અને તે બધીનું વળણ સદ્‌ગુણ તરફજ હતું, તેથી તેમાં તે હદ ઉપરાંત દોરાઇ જતો; તે નાનપણથીજ લડવૈયા અને વિદ્વાનના ગુણો સંપાદન કરવા લાગ્યો અને તરત લશ્કરમાં પ્રખ્યાત થયો, તથા વિદ્વાન મંડળમાં માન પામ્યો. કીર્ત્તિના લોભીને હમેશાં ખુશામતીઆ પાછળ લાગેછે, કારણકે માત્ર એવાનેજ ખુશામતથી અત્યંત ખુશી ઉપજે છે; તેની પાસે પણ એવાં સંખ્યાબંધ માણસો આવવા લાગ્યા. જેઓ તેની વર્ત્તણુકનો માત્ર સારો ભાગજ તેને બતાવતા એટલે તે પોતાનો સ્વાર્થ ભૂલી જઇ બીજાઓના સર્વત્ર દુઃખમાં ભાગ લેવા લાગ્યો; તે કુલ મનુષ્ય જાતને ચહાતો, કેમકે પૈસાદાર હોતાં તેને માલુમ ન હોતું કે દુનિયામાં ઠગ માણસો પણ હોય છે. વૈદ્ય લોકો આપણને એક રોગ વિષે એમ કહેછે કે તેમાં આખું શરીર એટલું બધું તો કોમળ થઈ જાયછે કે, જરાક અડકયાથી દુઃખ થાય છે. જેમ આ રોગ કેટલાકને શરીરપર થાય છે, તેમ આ ગૃહસ્થને તે મનપર થયો હતો; ખરા યા કલ્પિત જરા દુઃખથી તેને બહુજ અસર થતી, અને તેની તિવ્ર લાગણીઓ હોતાં, બીજાઓનું દુઃખ જોઇ તેનો આત્મા પીડાતો. આ પ્રમાણે આશ્રય આપવાને તેનું વલણ હોવાથી એતો સહજ ધારી શકાય કે, આશ્રય માગનારા સંખ્યાબંધ તેને આવી મળ્યા; તેના ઉડાઉપણાથી તેની દોલત ઓછી થવા લાગી, તોપણ તેનો સારો સ્વભાવ ઓછો થયો નહિ; એતો ઉલટો જેમ દોલત ઓછી થતી ગઈ તેમ વધતો ગયો. તેની ગરીબાઇએ અવિચારીપણાની સોબત પકડી, અને જોકે તે ડાહ્યા માણસની પેઠે વાતો કરતો, તો પણ તેનાં કામો મૂર્ખનાં જેવાં હતાં. અને તેમ છતાં પણ હજુ તે જે કાલાવાલા કરનારાઓથી ઘેરાયલો હતો; તેમની દરેક માગણી સંતોષવાને અશક્ત હોતાં, તેમને પૈસાને બદલે વચનો આપવા લાગ્યો કેમકે હવે તો આપવાને તેની પાસે માત્ર તેજ રહ્યાં હતાં, અને કોઈને ના પાડી દુઃખ ઉપજાવવાની તેનામાં પૂરતી હિંમત નહોતી. આથી તેની પાસે જે આશ્રિતોનાં ટોળાં ભરાતાં તેમને આશ્રય આપવાની તેની ઇચ્છા હતી, તો પણ તેમને તે

અચિત નાઉમેદ કરતો. થોડા વખત સૂધી તો આ લોકોએ તેના ઉ-પર આધાર રાખ્યો પણ પછી ઘટતા ધિક્કાર અને ઠપકાથી તેનો ત્યાગ કર્યો; પરંતુ બીજાઓ તેને જેટલો ધિક્કારવા લાગ્યા તેટલોજ તે પોતાને હલકો સમજવા લાગ્યો. તેઓની ખુસામત ઉપર તેના મ-નનો આધાર હતો તે જતો રહેવાથી, અને પોતાની અંતઃકરણની વૃત્તિઓને માન આપવાની તેને ટેવ ન હોવાથી અંતઃકરણની શાબા-શીથી મળતી ખુશાલી તે મેળવી શક્યો નહિ. તેને હવે દુનિયા જૂદીજ જાતની જણાવા લાગી. તેના મિત્રો તેની ખુશામત કરતા અટકી હવે માત્ર સાધારણ તારીફ કરવા લાગ્યા, અને પછી તારીફ-માંથી વધારે મિત્રતા ભરેલું શિખામણનું રૂપ પ્રગટ થયું અને જ્યારે શિખામણ પણ બેદરકારનો ભોગ થઈ, ત્યારે ઠપકાએ દેખાવ આપ્યો. આથી તેને હવે ધ્યાનમાં આવ્યું કે જે મિત્રો ફાયદાનેજ લીધે એકઠા થયા હતા તે કંઈ કામના નથી માટે "આપણે ઇચ્છતા હોઈએ કે બીજાઓ આપણને અંતઃકરણથી ચાહે તો આપણે પણ બીજાઓને અંતઃકરણથી ચહાતું જોઇએ." "હવે *મને માલૂમ પડયું કે–કે–કે" હું શું કહેવા જતો હતો તે ભૂલી ગયો, પણ ટુંકામાં પછી તેણે સ્વ-માન રાખવા અને વિનાશ પામતી દોલત પાછી મેળવવાની યુક્તિ યોજવાનો નિશ્ચય કર્યો; અને તે કામ માટે તેણે પોતાની વિલક્ષણ રીત મુજબ યુરોપખંડમાં પગે મુસાફરી કરી, અને હાલ તેની ઉમર માત્ર ત્રીશેક વર્ષની છે, તો પણ તે આગળ પૈસાદાર હતો, તેનાથી વધારે પૈસાદાર છે; હવે તેની બક્ષિસો આગળ કરતાં વધારે ન્યાયી અને નિયમસર છે, પણ હજુ તેણે પોતાની વિલક્ષણ વર્ત્તણૂક જારી રાખી છે, અને વિલક્ષણ સદ્ગુણમાં બહુજ આનંદ માને છે." મી. બરચેલની વાતમાં મારૂં ધ્યાન એટલું બધું તો લાગેલું હતું કે જ્યારથી તે શરૂ થઇ ત્યારથી તે અત્યાર સુધીમાં મેં ભાગ્યેજ આગળ નજર કરી હશે, પણ હમણાં અમો મારા કુટુંબની બૂમોથી ચોંક્યા અને જોયું તો મારી નાની છોડી ઘોડાપરથી પડી જઈ, જોસબંધ વહેતા વહેળામાં તણાતી દેખાઇ. બે ડચકાં તો તેણીએ ખાધાં હતાં, તેમ વ-

* જુઓ આગળની આવી નિશાની માટે લખેલું છે તે.

ખતસર તેની મદદે હું પહોંચી શકું તેમ હતું નહિ કેમકે મારી લાગણીઓનો જોસ એટલો બધો તો વધી ગયો હતો કે, હું તેને બચાવવાનો યત્ન કરી શકત નહિ; માટે જો મારો સોબતી તેણીનું જોખમ જોતાંજ તેની મદદે વહેળામાં કૂદી પડી, થોડીક મુશ્કેલીથી તેણીને સામે કાંટે સહી સલામત લઈ ગયો ન હોત, તો ખચિત તે મરી ગઈ હત. બાકીનું કુટુંબ થોડેક ઉપલાણેથી વહેળાને ઓળંગી પેલે પાર સહી સલામત પહોંચ્યું. જ્યાં મી. બરચેલનો ઉપકાર માનવામાં અમે પણ તેણીની સાથે ભાગ લીધો. તેણીએ જે ઉપકાર દર્શાવ્યો તે વર્ણવા કરતાં વધારે સહેલાઈથી ધારી શકાશે, તે પોતાના બચાવનારનો ઉપકાર માનવામાં મ્હોડા કરતાં આંખોનો વધારે ઉપયોગ કરતી હતી, અને જાણે હજુ પણ તેની મદદની અપેક્ષા રાખતી હોય તેવી રીતે તેના હાથપર અઢેલી રહી હતી. વળી મારી સ્ત્રીએ તેના ઉપકારનો બદલો વાળવા કોઇ દિવસ પોતાને ઘેર પ્રસંગ આવે, એવી આશા જણાવી; આ પ્રમાણે બીજાં હોટેલમાં જમવા તથા આરામ લેવા પછી, મી. બરચેલે પોતાને જૂદી તરફ જવાનું હોતાં અમારી રજા લીધી, અને અમે અમારી મુસાફરી શરૂ કરી. તેના જવા વખતે મારી સ્ત્રીએ તેને કહ્યું કે હું તમને બહુજ ચાહું છું, અને સોગન પૂર્વક કહુંછું કે અમારા કુટુંબમાં સગપણ કરવાને યોગ્ય તમારૂં કુટુંબ અને મિલ્કત હશે, તો તમારા કરતાં બીજા કોઈને વધારે જલદીથી હું પસંદ કરી શકીશ નહિ." આવી ભારે છટામાં તેણીને બોલતાં સાંભળી, મને હસવું આવ્યા વિના રહ્યું નહિ; પણ જે નિરપરાધી તરંગોથી અમને વધારે સુખ મળતું, તેવા તરંગોને માટે હું કદિ ઘણો નાખુશ થતો નહિ.

---

## પ્રકરણ ૪ થું.

**એક શાબિતી–બહુજ દરિદ્ર સ્થિતિમાં પણ સુખ મળી શકેછે, કેમકે સુખનો આધાર કુટુંબની સ્થિતિ પર નહિ, પરંતુ તેના બંધારણ પર રહેલો છે.**

અમારૂં નવું રહેઠાણ એક નાના પડોશમાં આવેલું હતું; લ ખે-

ડુતો પોતાની જમીન ખેડીને રહેતા, અને દરિદ્રતા તેમજ દોલતથી સમાંતર અજ્ઞાન હતા; તેઓની જીંદગીની ઘણીખરી બધી જરૂરીઆતો તેમને પોતાને ત્યાંથીજ મળી આવતી, એટલે બિનજરૂરી નવીનચીજોને માટે શહેર અથવા કસ્બામાં તેઓ કવચિતજ જતા. તેઓને વિનયશીળ માણસોનો સહવાસ નહોતો તેથી હજુ સૂધી તેઓમા અસલી સાદી વર્ત્તણુક જોવામાં આવતી હતી. કરકસરથી વર્ત્તવાની તો તેમની ટેવજ હતી, તેથી મિતાહાર એક સદ્‌ગુણ છે, એમ તેઓ ભાગ્યેજ જાણતા હતા; કામને દિવસે તેઓ ખુશીથી કામ કરતા પણ વચ્ચમાં વિશ્રાંતિ અને મોજ શોખના અરસા તરિકે તહેવારો પાળતા: ત્યાં નાતાલનાં ખુશીનાં ગાયનો જારી હતાં; વેલેન્ટાઇનને* દિવસે પ્યારની ચિઠાંઓ મોકલાવાતી; પહેલી એપ્રિલે મશ્કરી ચાલતી, અને "મિશલમસ"+ ની સાંજરે ધર્મ ક્રિયા તરીકે ફળ ભાંગવામાં આવતાં. અમો આવી પહોંચવાના ખબર મળતાં પડોશનાં બધાં માણસો સારાં સારાં કપડાં પહેરી ઢોલ શરણાઈ સહીત પોતાના ધર્મ ગુરૂને (મને) મળવા આવ્યાં, વળી અમારી મીજબાનીને ખાતર એક ખાણું તૈયાર કરવામાં આવ્યું હતું, જે અમોએ ખુશાલીથી ખાધું; અને તે વખતે વાત ચીતમાં જે મર્માલાં કટાક્ષની ખામી જણાઇ, તે હસવાથી પૂરી પાડવામાં આવી.

અમારૂં નાનું ઘર એક ઢળતી ટેકરીની તળેટીએ આવેલું હતું, તેની પાછલી તરફ સુંદર ઝાડી હતી અને આગલી તરફ ખડખડ કરતો ઝરો વહેતો હતો; તેની એક બાજુએ બીડ અને બીજી બાજુએ લીલવાળું મેદાન આવેલું હતું. મારા રહેઠાણની આસપાસની વાડોની સુઘડતા અતુલ્ય હતી; એલ્મનાં ઝાડો અને શ્રેણીબંધ ઝાડી અવર્ણનીય ખુબસુરત દેખાતાં હતાં, મારૂં ઘર એકજ માળનું હતું, અને તેનાપર ઝાવલીનું છાપરૂં છાયેલું હોવાથી તે બહુજ સ્વચ્છ જણાતું હતું, અંદરની ભીંતો શોભિતી રીતે ધોળેલી હતી અને મારી છોક-

---

* ૧૪ મી ફેબુઆરીને દિવસે ઇગ્લાંડમાં અસલથી ચાલતો રિવાજ છે કે તે દિવસે પ્યારની ચિઠીઓ લખે છે.

+ ૨૯ મી સપ્ટેમ્બરે એક તહેવારછે.

રીઓએ પોતાનાં બનાવેલા ચિત્રોથી તેમને શણગારી હતી; જો કે અમારા બેઠકના ઓરડાનેજ અમે રસોડા તરીકે વાપરતા હતા, તોપણ તેથી અમને કંઇ અવધડ પડતી નહોતી, ઉલટો તેથી તે વધારે ગરમ રહેતો, તેમ તે અત્યંત સ્વચ્છ રાખવામાં આવતો હતો; અને રકાબીઓ તથા તાંબાપીતળનાં વાસણો સ્વચ્છ માંજી છાજલી ઉપર ચળકતાં હારબંધ ગોઠવવામાં આવતાં, તેથી આંખને શાંતિ મળતી અને વળી ઘરમાં બીજા કિમતી શણગારની જરૂર પણ પડતી નહોતી. એ ઓરડા સિવાય ઘરમાં બીજા ત્રણ ઓરડા હતા તેમાંથી એક હું તથા મારી સ્ત્રી વાપરતાં, બીજો તેની અંદરનો અમારી બે પુત્રીઓ વાપરતી, અને ત્રીજો જેમાં બે પથારી હતી, તે ઉપર અમારાં બીજાં છોકરાંઓ સુઇ રહેતાં.

મારાં નાનાં પ્રજાસત્તાક રાજ્યરૂપી કુટુંબ, જેને માટે મેં કાયદા બાંધ્યા હતા તે નીચે મુજબ વર્ત્તતું. સૂર્યોદય થતાં અમો બધાં બેઠકના ઓરડામાં એકઠાં થતાં, જ્યાં પહેલાંથીજ ચાકર દેવતા સળગાવી રાખતો; અમો એક બીજાને ઉપચાર વિધિથી મળ્યા બાદ (કેમકે સભ્યતાની કેટલીક રીતભાત રાખવા હું દુરસ્ત ધારતો; જે ન રાખ્યાથી છુટ વધી જઇ સ્નેહમાં હમેશાં ખલલ પહોંચે છે) જે પરમાત્મા રાત્ર દિવસ અમારૂં રક્ષણ કરેછે તેની પ્રાર્થના ઘુંટણીએ પડ કરતાં, આ કામ પૂરૂં થતાં હું અને મારો છોકરો અમારાં બહારનાં કામ પાછળ જતા, અને તે વખતમાં મારી સ્ત્રી અને છોકરીઓ રસોઇ કરવામાં લાગતી, જે રસોઇ અમુક વખતે હમેશાં તૈયાર રહેતી; આ જમણ માટે મેં અરધો કલાક અને બપોરનાં ખાણાં માટે એક કલાક રાખ્યો હતો, આ વખતમાં મારી સ્ત્રી અને છોકરીઓ વચ્ચે નિર્દોષ ગમ્મત તથા મારા છોકરા અને મારી વચ્ચે ડાહપણ ભરેલી તકરારો ચાલતી. સૂર્યોદય થતાંજ અમો જાગતાં એટલે સૂર્યાસ્ત થતાંજ અમે કામ બંધ કરતા, અને રાહ જોતા કુટુંબ પાસે પાછા ઘેર જતા; જ્યાં હસતા ચહેરા, સ્વચ્છ સગડી, અને ખુશનુમાં દેવતા અમારે માટે તૈયાર માલૂમ પડતાં, તેમ અમારે ત્યાં એકાદ મિજબાન પણ હોય ખરો, કોઇ વખતે અમારો વાતુડીઓ પડોશી ફ્લેમ્બરો ખેડુત, તથા ઘણીવાર આંધળો પાવાવાળો અમને મળવાને અને અમારો,

ગુસએરી ફળનો દારૂ ચાખવાને આવતા, જે દારૂ બનાવવાથી અમ કંઈ આમદાની કે આબરૂ ખોઇ નહોતી; આ નિરપરાધી લોકો પાસે અનુકુળ મિજબાન થવા માટે ઘણીક રીતો હતી; એક રમતો હોય ત્યારે બીજો એકાદ આનંદી લાવણી ગાતો હોય, જેવી કે "જોની આ-મેરટ્રૉંગની રાત્રની છેલ્લી સલામ" અથવા તો "ઘાતકી બારબરા એ-લન"—સવારની શરૂઆતની માફક રાત્રે અમો પ્રાર્થના કરી છુટાં પ-ડતાં, મારા નાના છોકરાઓને તેઓનો પાઠ વંચાવતાં અને જે સૌથી મોટે સાદે સ્પષ્ટ અને સરસ રીતે વાંચતો તેને અમો એક પૈસો ગરિ-બને પાળવાને થતા ફંડની પેટીમાં નાંખવા માટે આપતા.

રવિવાર આવતો તે દિવસ તો સારાં કપડાં પહેરવાનો, એટલે તે પહેરતાં અટકાવવાને મારા રોઆબદાર હુકમ પણ વ્યર્થ હતા; મગરૂરી વિરૂદ્ધનાં મારાં ભાષણોથી મારી છોકરી મિથ્યાભિમાની થતાં ટળી ગઇછે, એમ હું સારી રીતે માનતો હતો તે છતાં મને માલૂ-મ પડયું કે તેઓ તેમના આગળના ભપકાદાર પોષાકને અંદરખા-નેથી ચહાયછે; તેઓને હજુ દોરીઓ, પટ્ટીઓ કાળા મણિકા. અને ચામડાની દોરીનો શોખ હતો; મારી સ્ત્રીને પોતાનો લાલ જભ્ભો બહુ ગમતો, કેમકે આગળ મેં તેણીને એક વખત કહ્યું હતું કે તે તેણીના અંગપર ઠીક શોભેછે; ખાસ કરીને પહેલે રવિવારે તો તેમ-ની વર્ત્તણુકથી હું દીલગીર થયો. આગલી રાત્રે મેં મારી દીકરીઓને સવારમાં વહેલાં તૈયાર થઇ રહેવા કહ્યું હતું કારણકે બીજા માણસો કરતાં દેવળમાં વહેલો જવા હું હંમેશાં ચહાતો. તેઓએ મારા કહે-વાનો બરાબર અમલ કર્યો પણ જ્યારે અમો સવારના ભોજન માટે એકઠાં થયાં, ત્યારે મારી સ્ત્રી અને છોકરીઓ પોતાનો આગળનો ભપકાદાર પોષાક પહેરીને આવી. તેઓના વાળ સુગંધી તેલથી ઓ-ળેલા હતા; તેમના *ગાઉનની ઘેર પાછળ જમીન પર ઘસડાતી હતી અને દરેક પગલે ખડખડતી હતી તેઓની આ ખોટી બડાઇ ઉપર હું હસવા વિના રહી શકયો નહિ, તેમાં વિશેષ કરીને મારી સ્ત્રી, કે જેનામાં હું કંઇક વિશેષ ડાહપણની આશા રાખતો હતો. આ વખતે મારી પાસે માત્ર એકજ ઉપાય હતો. ભારે મ્હોં રાખી મેં

* ગાઉન મડમને પહેરવાનો જભ્ભો.

મારા છોકરાને ગાડી બોલાવવાનો હુકમ કર્યો. આ હુકમ સાંભળી મારી છોકરીઓતો અજાયબ થઇ ગઇ, પણ મેં આગળ કરતાં પણ વધારે ગંભિરાઈથી તે હુકમ ફરી કર્યો, એટલે મારી સ્ત્રી બોલી પ્યારા મશ્કરી શું કરોછો? અમે પગે ચાલી શકીશું, અમને ગાડીની “કંઇ જરૂર નથી;” મેં જવાબ વાળ્યો “બાપુ, તમે ભૂલ કરોછો. આપણને ગાડીની જરૂર છે કારણકે આ ભપકાદાર પોષાકમાં આપણે પગે દેવળે જઇશું તો ચકલાના છોકરા આપણી પૂંઠે લાગશે” તે બોલી ઉઠી “ શું ચાર્લ્સ! તમે તમારાં છોકરાંઓને સુઘડ અને સુંદર જોવાને નથી ચાહતા” મેં કહ્યું “ સુઘડ તમે ભલે થાઓ, પણ આ સુઘડતા નથી, આતો છેલબટાઉ પણું છે, આ પટ્ટીઓ, આ જાળીદાર કપડું પડોશની સઘળી સ્ત્રીઓ જોઈ આપણને નિંદશે ” મેં વધારે ગંભિરાઈથી કહ્યું મારાં પ્યારાં બચ્ચાંઓ! એમ ન થાય ; આ ગાઉનની સીવણીમાં ફેરફાર કરી તેને જરા સાદો કરવાની જરૂરછે કેમકે આપણ ગરીબને. આવા પોષાકનો ભપકો ન જોઈએ. વાસ્તવિક જોતાં તો પૈસાદાર લોકોમાં પણ આવા પોષાકનો ડોળડમાક નિંદ્ય છે કેમકે તેઓના પોષાકમાંના નકામા કપડાંમાંથી દરિદ્ર લોકોને વસ્ત્ર પૂરાં પડે એમ છે.

આ ઠપકાથી તેઓ પર મન માનતી અસર થઈ. તેજ ક્ષણે ઘણી ગંભિરાઇથી તેઓ પોતાનો પોષાક બદલવા ગઇ. અને બીજે દિવસે પોતાની મરજીથીજ મારી બે છોકરીઓ પોતાના ગાઉનની ઘેર ટુંકી કરવામાં અને તેમાંથી નિકળતાં કપડાંમાંથી મારા બે નાના છોકરાનાં બદન કરવામાં રોકાયલી જોઈ, હું ઘણો ખુશી થયો, અને વધારે ખુશી થવા જેવું તો એ હતું કે ગાઉન ટુંકા કરવાથી ઉલટો તેમની શોભામાં વધારો થયો.

---

## પ્રકરણ પાંચમું..

**એક નવા મોટા માણસની ઓળખાણ. જેનામાં ઘણી આશા રાખીએ, તે ઉલટો અત્યંત નુકસાનકારક નિવડેછે.**

તે ઘરથી થોડેક છેટે મારાથી આગળના પાદરીએ હોથેનો

અને હની સકલના વેલાની પર્ણકુટી બનાવી હતી, હવા સારી હોય અને અમારૂં કામ તરત પૂરૂં થઇ રહ્યું હોય તો અમો બધાં અહીં ઘણી વાર બેસતાં, અને સંધ્યાકાળની શાંતિમાં વિસ્તીર્ણ દેખાવનો આનંદ ભોગવતાં, વળી અમો અહીંઆં ચા પણ પીતાં જે હવે પ્રસંગેજ થતી મોજ હતી અને તે પણ ક્યારેકજ થતી, તેથી અમોને એમાં નવીજ ખુશી ઉત્પન્ન થતી અને વળી તેને બહુજ ધામધૂમ અને રીતભાતથી તૈયાર કરવામાં આવતી. આવે પ્રસંગે અમારા બે નાના છોકરા અમારી પાસે વાંચતા અને અમે ચા પીધા પછી તેમને પણ નિયમસર આપવામાં આવતી. કોઈ કોઇ વખતે અમારી ગમ્મતમાં તરેહ પાડવાને માટે છોકરીઓ વીણાથી ગાતી, અને એવી રીતે તેઓની એક નાની ગાયન મંડળી જામતી, ત્યારે હું અને મારી સ્ત્રી તરેહ તરેહનાં ફૂલોથી સુશોભિત થઇ રહેલાં દ્રોગાવવાળાં ખેતરપર સેહેલ કરતાં, અમારાં છોકરાં વિષે આનંદથી વાતો કરતાં અને ગાયન તથા તન્દુરસ્તી મિશ્રિત પવનની લહેરો ભોગવતાં.

આ પ્રમાણે અમને માલૂમ પડવા લાગ્યું કે જીંદગીની દરેક સ્થિતિમાં તેની સાથે જોડાયલી ખાસ મોજ મજા હોયજ છે. દરેક સવારે અમો ઉઠીને મહેનત પર લાગતાં પણ સાંજરે ગમતથી તેનો બદલો વળી રહેતો.

હું આરામને માટે તહેવારને દિવસે કામ બંધ રાખતો, તે પ્રમાણે પાનખર ઋતુની શરૂઆતમાં એક તહેવારને દિવસે અમારી હમેશની ગમતની જગાએ હું મારા કુટુંબ સહીત ગએલો હતો, અને અમારી નાની ગાયન મંડળીએ પોતાનું ગાયન હમેશની માફક શરૂ કર્યું હતું. આ પ્રમાણે અમો રોકાયલાં હતાં, તેવામાં અમારાથી આશરે વીશેક પગલાં આગળ એક સાબર ઉતાવળથી કૂદતું આવ્યું અને તેના હાંફવાથી જણાયું કે તેની પૂંઠે શિકારીઓ લાગેલા છે, તે ગરિબ પ્રાણીના દુઃખ ઉપર વિચાર કરવાને ઘણો વખત નહિ થયો, એટલામાં ઘોડાવાળાઓ અને કૂતરા થોડે દૂરથી તેજ રસ્તો લેતા, જોસભેર દોડતા આવતા દેખાયા. હું મારા કુટુંબ સાથે તરતજ ઘર તરફ વળવાનું કરતો હતો, પરંતુ જીજ્ઞાસા કે અચંબા કે કંઇ

વધારે છુપા કારણને લીધે મારી સ્ત્રી તથા છોકરીઓ પોતાની જગો પર થોભી રહી. જે શિકારી સૌથી પહેલા ઘોડા પર હતો તે તો અતિશય ઝડપથી અમારી પાસેથી ચાલ્યો ગયો તેની પાછળ બીજા ચાર પાંચ જણ પણ તેટલીજ ઝડપમાં દેખાયા. છેલ્લે બીજાઓ કરતાં વધારે કુલીન દેખાવનો એક યુવાન ગૃહસ્થ આવ્યો અને અમારા તરફ ધ્યાનની નજરથી જોતો શિકાર પાછળ જવાને બદલે થોભી રહ્યો, અને પોતાની સાથેના ચાકરને ઘોડો સોંપી મોટા માણસના બેપરવા રોઆબથી અમારી પાસે આવ્યો, તે ઓળખાણની તો પોતાના મનમાં જરૂરજ સમજ્યો નહિ પણ સત્કારની દૃઢતાથીજ મારી છોકરીઓને સલામ કરવા જતો હતો, પરંતુ અજાણ્યા પુરૂષની તોછડાઇને તુચ્છકારી કાઢવાને તેઓ નાનપણથીજ શિખેલી હતી. એટલે તેણે પોતાનું નામ થોર્નહીલ છે, તથા અમારી આસપાસ કેટલાક વિસ્તાર સૂધી આવેલી જાગીરનો તે માલિક છે એવું જણાવી, તેણે સ્ત્રી વર્ગ સાથે ફરીથી સલામ કરવા માગ્યું. સારાં કપડાં અને દોલતની એટલી બધી તો સત્તા છે કે તેની સલામનો અનાદર બીજીવાર થયો નહિ, તેની વર્તણુક જોકે ગર્વિષ્ટ તોપણ છૂટ હોતાં અમો વધારે હળીમળી ગયાં, અને વાજીંત્ર પાસે પડેલું જોઈ તેણે એકાદ ગાયનની મહેરબાની થવા વિનંતિ કરી. અમારા મોભા ઉપરાંતની આ મિત્રાચારી મને પસંદ નહોતી તેથી તેની દરખાસ્તને મંજુર ન રાખવાને મેં મારી છોકરીઓને ઇસારત કરી, પણ તેઓની માના ઈસારતથી મારી ઇસારત નિષ્ફળ થઇ, અને તેઓએ આનંદી ચહેરાથી ડ્રાઇડન કવિનું એક સરસ ગાયન ગાયું. તેમના તે ગાયનની પ્રસંદગી તથા ગાવાની હુશિઆરીથી તે અત્યંત ખુશી થતો જણાયો. અને પછી પોતે સારંગી લીધી જે તેણે બહુ બેસુરી વગાડી તોપણ મારી મોટી છોકરીએ પોતાને મળેલી તારીફનો બદલો વ્યાજ સહીત વાળ્યો, અને તેને ખાત્રીપૂર્વક જણાવ્યું કે તેણીના શિક્ષકના કરતાં પણ તેના સુર ઉંચા હતા. આ પ્રશંસાને માટે તેણે માથું નમાવી ઉપકાર માન્યો, જે તેણીએ વિનયપૂર્વક પાછો વાળ્યો, તેણે તેણીના શોખનાં વખાણ કર્યાં, અને તેણીએ તેની સમજ શક્તિની પ્રશંસા કરી.

લાંબી મુદ્દત સૂધી એકઠા રહ્યાથી બંધાતી ઓળખાણ પણ તેમની ઓળખાણ આગળ કંઇ નહિ, વળી તે વખતે તેણીની હોંશીલી માએ અમારા જાગીરદારને ઘરમાં ચાલી એકાદ ગુસબેરીનો પ્યાલો લેવા આગ્રહ કર્યો, અને તેને ખુશ કરવાને આખું કુટુંબ આતુર થયું; મારી છોકરીઓ પોતાને જણાયલા નવામાં નવા વિષયથી તેને ગમત આપવા યત્ન કરવા લાગી, તેવામાં મોઝીસ બીજી તરફથી તેને જૂના ગ્રંથોમાંથી એક બે પ્રશ્ન પૂછવા લાગ્યો, જેને માટે તેને હસી કાઢવામાં આવ્યો. મારા નાના છોકરા પણ કંઈ નકામા બેશી રહ્યા નહોતા, તેઓ તે નવા માણસને વ્હાલથી પાસેને પાસેજ વળગી રહ્યા હતા, અને તેના લૂગડાંની ફીટ ગંદા હાથમાં લઈ તેને બગાડતાં અને ગજવાનાં ઢાંકણને ઉપાડી તેમાં શું છે તે જોતાં અટકાવવાને, મારે ઘણા વ્યર્થ યત્નો કરવા પડ્યા. સાંજ પડતાં તેણે જવાની રજા માગી; પણ ત્યાં સૂધીમાં તેણે ફરીથી અમારે ત્યાં આવવાની રજા માગી લીધી હતી. અને તે અમારો જાગીરદાર એટલે અમે તે ઘણીજ ખુશીથી મંજૂર રાખી હતી.

તે ગયોકે મારી સ્ત્રીએ તે દિવસે બનેલા બનાવપર વાત ચલાવી. તેણીનો મત એવો હતોકે ઓળખાણની તે બહુ ભાગ્યશાળી તક હતી. તેણીએ કહ્યુંકે "તે સ્કવાયરનું આપણા જેવાના કુટુંબમાં લગ્ન થાય તેના કરતાં પણ નવાઇ જેવી બાબતો બનતાં મેં જોઈછે, અને હું આશા રાખુંછું કે એક એવો પણ દિવસ આવશેકે જ્યારે આપણે મોટા માણસના બરોબરીઆ ગણાઇશું; અને છેલ્લે એટલું તો હું ખાત્રીથી જણાવું છું કે મીસ્તર +રીંકલ્સની બે દિકરીઓ ધનવાનને ઘેર પરણે, અને મારી છોકરીઓને એવો વર ન મળે તેનું મને કંઇ કારણ જોવામાં આવતું નથી. આ છેલ્લી વાત મનેજ કહેવામાં આવી. તેથી હું બોલ્યો "અને હું પણ ખાત્રીથી કહુંછું કે તેઓને એવો વર મળે તેનું પણ કંઈ કારણ જોવામાં આવતું નથી. અને તે આની માફકજ કે મીસ્ટર +સીમકીન્સને સુરતીમાં એક લાખ રૂપિયા મળ્યા, અને આપણને કંઇએ ન મળ્યું." મારી સ્ત્રી બોલી

+ ગમે તે એક શખ્સ.

"ચાર્લ્સ, હવે ઘણું થયું. જ્યારે હું અને મારી છોકરીઓ ઉમંગમાં હોઇએ ત્યારે તમે હમેશાં આવીજ રીતે અમારા ઉમંગમાં ભંગ નાંખોછો. બચ્ચા સોફી, તું કહે, પેલા આપણે ત્યાં આવેલા નવા માણસ વિષે તારો શો મત છે, તને ન લાગ્યું કે તે બહુ સારા સ્વભાવનો છે." તેણીએ જવાબ આપ્યો "મા, ખરેખર બહુજ સારા સ્વભાવનો, હું તો ધારૂંછું કે તે દરેક વિષયપર સારી રીતે બોલી શકેછે". ઓલીવીઆએ કહ્યું "હા, તે સાધારણ રીતે જોતાં ઠીક માણસછે, પણ તે એટલો બધો તો છૂટ અને ઉદ્ધત છેકે મને પોતાને તો તે માણસ બહુ પસંદ નથી; અને સારંગી તો તે કંટાળો આવે એમ વગાડેછે." આ ઉપરના બે વિચારોનો અર્થ મેં વિરૂદ્ધ રીતે કર્યો. એથી મને માલૂમ પડ્યું કે સોફાયા તેને અંદરથી ધિક્કારે છે, અને ઓલીવીઆ તેને અંદરથી ચહાય છે; પછી હું બોલ્યો "મારાં છોકરાં તેના વિષે તમારા ગમે તેવા વિચાર હોય પણ ખરૂ કહેતાં, મારો તો તેના વિષે બિલકુલ સારો વિચાર નથી. (રાક્ષસ અને વામનજીની મિત્રાચારી માફક) મોભાને પ્રતિકૂળ દોસ્તીને અંતે વિષાદ નીપજે છે, અને તેની એટલી બધી છૂટ છતાં મને લાગ્યું કે તે આપણા અને પોતાના દરજ્જાનો તફાવત બરાબર સમજતો હતો, માટે આપણે આપણા દરજ્જાનાજ સોબતી રાખવા જોઇએ. જે માણસ સારી મિલ્કત મળવાના ઇરાદાથી કોઇ સ્ત્રીને પરણે છે, તેના કરતાં બીજો કોઈ શખ્સ વધારે ધિક્કારવા યોગ્ય નથી; ત્યારે મિલકતને માટે પરણનારી સ્ત્રી પણ ધિક્કારવા યોગ્ય શા માટે ન ગણાવી જોઇએ? તેનું મને કંઇ કારણ જણાતું નથી.. તે યુવાન સ્કવાયરની ચાલ જેના તરફ હું શક ભરેલી નજરે જોઉછું તે ચાલ વિષે આ મારૂં બોલવું નથી." હું વધારે બોલ્યો હત, પણ તેવામાં તે સ્કવાયરનો સિપાઈ વચ્ચે આવી પડયો; જેની સાથે તેણે સલામ સહીત હરણનાં પાંસળાંનું માંસ મોકલાવ્યું હતું, અને કહાવ્યું હતું કે થોડા દિવસ પછી તે પોતે અમારે ત્યાં જમવા આવશે. મારૂં કંઇ પણ કહેવું તેના વિષે બંધાયલા સારા મતને રદ્દ કરે તેના કરતાં, આ તેની વેળાસર આવેલી ભેટે તેના વિષે થયેલી અસર વધારે દ્રઢ કરી, તેથી હું ચૂપ

રહ્યો. અને હમણાંતો તેમને જોખમ બતાવી, તેનાથી દૂર રહેવાનું તેઓના ડાહપણ ઉપરજ મૂકી મેં સંતોષ રાખ્યો. કેમકે **"જે સદ્‌ગુણની હમેશાં સંભાળ રાખવી પડે છે તે સદ્‌ગુણ સંભાળના શ્રમને યોગ્ય નથી."**

---

# પ્રકરણ ૬ ઠું.

## એક ગામડીઆ કુટુંબનું સુખ.

અમારી આગળની તકરાર કંઈક જોસથી ચાલી હતી, તેથી સુલેહ કરવા માટે બધાએ એકમતે ઠરાવ્યું, કે રાત્રે વાળુમાં હરણના માંસનો થોડોક ભાગ વાપરવો, અને તે તૈયાર કરવાનું કામ છોકરીઓએ ખુશીથી માથે લીધું; મેં કહ્યું "હું દિલગીરછું કે આપણા સારાં ભોજનમાં ભાગ લેવાને આપણે ત્યાં કોઈ પરોણો યા પાડોશી નથી. પરોણા હોય.તો આવી તરેહનું ભોજન બમણી લેહેજત આપે છે." મારી સ્ત્રી બોલી "અરે જુઓ આપણો પેલોભલો દોસ્ત "બરચેલ" આવે છે, જેણે આપણી સોફ્રાયાને બચાવી, અને જેણે તમને તકરારમાં હરાવ્યા હતા." હું બોલ્યો "નાદાન ! શું, મને તકરારમાં હરાવ્યો ? મારી પ્રિયા તું ભુલેછે; મારા ધારવા પ્રમાણે મને તકરારમાં હરાવે એવો તો કોઈ વિરલોજ હશે; ભજીઆં કરવામાં હું તારી ચતુરાઇ વિષે કયારે પણ વાંધો લેતો નથી, તેમ તકરાર કરવાની બાબતમાં તારે પણ વચ્ચે પડવાની જરૂર નથી." હું બોલી રહ્યો કે ગરીબ "બરચેલ" ઘરમાં દાખલ થયો, જેને આખા કુટુંબે સત્કાર આપી ખુલ્લા દિલથી હાથ આપ્યો, અને ભલાઇને ઈરાદે નાના "ડીકે" તેની પાસે ખુરસી લાવી મૂકી.

તે ગરીબ માણસની દોસ્તીમાં મને બે કારણથી ખુશી મળતી હતી. એકતો હું જાણુતો હતો કે તેને મારી દોસ્તીની જરૂર હતી અને બીજું તેનાથી જેટલી બની શકે તેટલી ભલાઇથી તે વર્તતો હતો; તે હજુ ત્રીસ વર્ષનો થયો નહોતો એટલામાં તો તેણે દુનિયામાં કંઇપણ ધંધામાં પડી ઉકાળે નહીં એવા નકામા આદમીની છાપ મે-

જાંવી હતી; વખતે વખતે તે બહુ અક્કલવાળી વાતો કરતો, પણ ઘણું કરીને છોકરાંઓની સોબતમાં રહેવાને તે વધારે ચાહાતો; જેમને તે નિરપરાધી નાના માણસો કહેતો. મને માલુમ પડયું કે, તે તેઓની પાસે લાવણી ગાવામાં તથા વાર્તા સંભળાવવામાં પ્રખ્યાત હતો; આ-દુવાળી રોટલીના કડકા અથવા પૈસાની સીસોટી વિગેરે કંઈક પણ ચીજ પોતાના ગજવામાં રાખ્યા વિના તે કવચિતજ બહાર નીકળતો.

તે ઘણું કરીને વર્ષમાં એકવાર અમારા પડોશમાં રહેવાને આ-વતો, અને પડોસીઓને ઘેર મેમાન રહી પોતાનો નિર્વાહ ચલાવતો. અમારી સાથે વાળુ કરવાને તે બેઠો અને મારી સ્ત્રીએ પોતાના ગુ-ઝબેરીફળના દારૂનો લોભ કર્યો નહીં; વાર્તા ચાલી અને તેણે પુરા-તન ગાયન પણ ગાયાં; બીવર લાન્ડના "બક*" ની વાર્તા તથા તેની સાથે ધૈર્યવાન "ગ્રીસલ" નો હેવાલ તથા "કેટસકીન" ના સાહસ કામો અને પછી રૂપવંતી "રોઝેમન્ડ" ના મંડપની વાત તેણે છો-કરાંઓને કહી સંભળાવી. અમારો કુકડો જે હમેશાં અગીઆર વા-ગતાં બોલતો તેણે હમણાં પોકારીને જણાવ્યું કે સુવાનો વખત થયો છે, પણ અમારા પરોણાને કયાં સુવાડવો, તેની અણધારેલી હરકત આવી પડી. અમારી બધી પથારી તો આગળથીજ રોકાયલી હતી, અને પાંસેની હોટેલમાં તેને મોકલવા માટે બહુ મોડું થયું હતું; આ ગુંચવણમાં અમો હતાં તેવામાં નાના "ડીક" તેનો ભાઇ "મોઝીસ" તેને પોતાની સાથે સુવા આપે, તો પોતાની પથારી આપવાને જ-ણાવ્યું, અને "બીલ" બોલ્યો, કે જો તેની બેનો તેને તેઓની સાથે સુવાડે તો તેની પથારી તે "મીસ્ટર બરચેલ"ને આપવા તૈયાર છે. મેં કહ્યું "શાબાશ! મારાં ભલાં છોકરાંઓ; પરોણાગત એક મુખ્ય ખ્રિસ્તી ફરજ છે; જાનવર પોતાના રહેઠાણમાં આરામ લેવા જાયછે, પક્ષી પોતાના માળામાં ઉડી જાયછે, પણ નિરાધાર માણસને તો માત્ર મનુષ્ય બંધુઓમાંજ આશ્રય મળી શકે છે. દુનિયાનો મોટામાં મોટો †પરોણો એ હતો, કે જે આ દુનિયાનો ઉદ્ધાર કરવા આવ્યો હતો, તેણે પણ પોતાનું ઘર રાખ્યું નહોતું; તે જાણે એટલુંજ જોવા માટે કે, હજુ આપણામાં કેટલી પરોણાગત બાકી રહીછે." મેં મારી સ્ત્રીને

---

* એક હરણ. † ખ્રિસ્તી લોકોનો ધર્મગુરૂ "ઈસુખ્રિસ્ત."

કહ્યું "ડીબોરા, મારી પ્યારી, પેલા છોકરાઓને અક્કેક સાકરનો ગાંગડો આપ, અને તેમાં "ડીક" ને મોટો આપજે, કેમકે તે પેહેલો બોલ્યો હતો."

સવારમાં વેહેલાં ઘાસનો બીજો પાક કાપીને એકઠો કરી મૂકવામાં, મદદને માટે મેં મારા કુટુંબના બધા માણસોને બોલાવ્ય. અને અમારા પરોણાએ પણ અમને મદદ કરવાને ખુશી બતાવી, તેથી તે પણ અમારી સાથે આવ્યો. અમો ખુશ મિજાજમાં કામપર ગયાં; ઘાસના પુળા સુકવવાને માટે અમો પવન તરફ ઉથલાવતા હતા, તેમાં હું સૌથી અગ્રેસર હતો અને બાકીનાં યોગ્ય અનુક્રમમાં તેમ કરતાં હતાં; તો પણ મારી દીકરી "સોફ્રાયા" ને તેનાં કામમાં "મિસ્ટર બરચેલ" જે ખંતથી મદદ કરતો હતો, તે જણાઇ આવ્યા વિના રહી નહીં; તે પોતાનું કામ કરી રહેતો કે, તેણીની મદદે જતો અને પછી તેઓ છુપી વાતો કરતાં. પણ "સોફ્રાયા" ની અક્કલ માટે મારો એટલો તો સારો વિચાર હતો, અને તેની તૃષ્ણા વિષે એટલી તો પક્કી ખાતરી હતી કે, એક પાયમાલ થઈ ગયેલા આદમીનું માગું તે સ્વિકારશે, એવી જરા પણ બેચેની મને રહેતી નહોતી.

દિવસનું કામ પૂરૂં થયું ત્યારે આગલી રાત્રની માફક અમે "મિસ્ટર બરચેલ" ને આમંત્રણ કર્યું, પણ તેણે ના પાડી; કેમકે તે રાત્રે એક પડોશી જેના છોકરા માટે તે સીસોટી લાવ્યો હતો, તેને ત્યાં તે સુવાનો હતો. તેના ગયાબાદ વાળુ વખતે તે કમનશીબ પરોણા વિષે અમારી વાતો ચાલી; મેં કહ્યું "ઊડાઉપણા અને ઉદ્ધતાઈથી એક જુવાનપર આવી પડતાં દુઃખોનો તે ગરીબ માણસ કેવો સ્પષ્ટ દાખલો છે; તેનામાં અક્કલની બીલકુલ ખામી નથી, અને એ વાતતો ઉલટી તેની વધારે મૂર્ખાઈ બતાવેછે. આહા! ગરીબ નિરાધાર જીવડા! ક્યાં છે તે તોફાની ગોઠીઆ અને ખુશામતીઆ, જે એક વખત તારી આસપાસ ભરાતા અને હમેશ હાજર રહેતા! એ તો ગયા; કદાચિત તારાજ ઉડાઉપણાથી પૈસાદાર બની ભડવાને ત્યાં. તેઓ એક વખત તને વખાણતા, હવે તેઓ ભડવાના ગુણ

ગાયછે. તારા હાસ્યજનક બોલવાથી આગળની માફક ખુશી થવાને બદલે હવે તેઓ તારી મૂર્ખાઇ પર હાંસી કરેછે; તું ગરીબ છે અને કદાચ તું ગરીબાઇને માટે યોગ્યજ છે; કેમકે તને સ્વતંત્ર થવાની તૃષ્ણા નથી. તેમ તારામાં ઉપયોગી થવાને કંઇ ચતુરાઈ પણ નથી." કદાપિ કંઇ છૂપા કારણોથી ઉસ્કેરાયાંને લીધે, મેં આ ટીકા ઘણીજ કડવી ભાષામાં કરી, જેને માટે મારી "સોફ્રાયાં" એ મને નરમાશથી ઠપકો આપ્યો કે—"બાપા, તેની આગળની વર્તણુંક ગમે તેવી હોય, તો પણ તેની હમણાંની-સ્થીતિ જોતાં, આપણે તેને ઠપકો દેતાં અચકાવું જોઈએ, કેમકે તેની આગળની મૂર્ખાઇ માટે તેની હાલની ગરીબાઇ પૂરતી શિક્ષા છે. અને બાપા, મેં તમને પોતાનેજ એમ કહેતાં સાંભળ્યા છે કે, જે પરમેશ્વરના કોપથી પીડાયછે તેને આપણે નકામું દુઃખ દેવું નહીં". મારો છોકરો "મોઝીસ" બોલ્યો "સોફ્રી, તું ખરૂં કહેછે. અને એક "માર્સીયસ" નામના શખ્સની કોઇએ જીવતે ચામડી ઊતરાવી હતી, તેનીજ ચામડી વળી એક ગામડીઆએ ઉતારવા પ્રયત્ન કર્યો, એવા કિન્નાખોર કૃત્યનો ચિતાર એક જુના કવીએ બહુ સરસ રીતે આપેલો છે; વળી હું નથી ધારતો કે, તે ગરીબ માણુસની સ્થીતિ બાપા કહેછે એવી ખરાબ હશે; બીજા માણુસની લાગણી વિષે આપણે તેની જગ્યાએ હોઇએ, તો આપણને જેવું લાગે તે ઉપરથી મત બાંધવો ન જોઇએ; ચેણના દરમાં આપણી નજરથી ગમે તેવું અંધારૂં જણાય પણ તે પ્રાણીને તો પોતાનું રહેઠાણ પૂરતું અજવાળાવાળું જણાયછે; અને ખરૂં કહીએ તો એ શખ્સનું મન પણ તેની સ્થીતિને લાયકજ થઈ ગયેલું છે. કારણકે જ્યારે તે આજે તારી સાથે વાતો કરતો હતો, ત્યારે જેવો તે આનંદી હતો, તેવો કોઇ આનંદી મેં ક્યારે પણ સાંભળ્યો નથી." જોકે આ કંઈ પણ ધારણા વિના કહેવામાં આવ્યું, તોપણ "સોફ્રાયા" ના મ્હોંપર તેથી લાલાશ આવી, જે તેણીએ હસવાથી ઢાંકવાનો પ્રયત્ન કર્યો, અને બોલી—"હું ખાત્રીથી કહુંછું કે તેની વાતપર હું તો થોડુંજ ધ્યાન આપતી હતી; પરંતુ મારા ધારવા પ્રમાણે એક વખત તે બહુ સારો ગૃહસ્થ હશે ખરો."

જે ત્વરાથી તેણીએ પોતાને નિર્દોષ ઠરાવી તથા તેણીના મ્હોંપર લાલાશ આવી, એ નિશાનીઓ મને અંદરખાને ગમી નહીં, પણ મેં મારા શકને દબાવી રાખ્યો.

વળતે દિવસે અમારો જાગીરદાર અમારે ત્યાં આવવાનો હતો, તેથી મારી સ્ત્રી હરણના માંસભરેલી ભાખરી બનાવવાને ગઇ. "મોઝીસ" વાંચવા બેઠો અને હું નાનાં છોકરાંઓને શીખવવા લાગ્યો અને મારી છોકરીઓ પણ કંઈ તેવાજ બીજા કામમાં લાગેલી જણાઇ. અને ઘણીવાર સુધી તો તેઓ દેવતાપર કંઇક રાંધતી માલુમ પડી. પેહેલાં તો હું એમ સમજ્યો કે તેમની માને તે કંઇ મદદ કરતી હશે, પણ નાના "ડીક" મને કાનમાં કહ્યું કે તેઓ ચેહેરાની ખુબસુરતી માટે કંઈ લેપ બનાવેછે. મને સઘળી તરેહના લેપપર સ્વાભાવિક કંટાળો હતો, કેમકે હું જાણતો હતો કે તે, ચેહેરાને સુધારવાને બદલે, બગાડેછે, તેથી હું મારી ખુરસીને હળવે હળવે ખંસેડતો, દેવતા સુધી લઇ ગયો અને ચીપીઓ લઇને જાણે કે દેવતા ખંખેરવો હોય, એમ દેખીતી રીતે અકસ્માતથી થયું હોયતેમ, બધો રસ ઢોળી નાખ્યો; અને હવે મોડું થવાથી બીજો થઈ શકે તેમ નહોતું.

---

## પ્રકરણ ૭ મું.

**એક શેહેરી માર્મિક કટાક્ષ કથનારનું વર્ણન—મૂઢમાં મૂઢ શખ્સ પણ એકાદ બે રાત્રી મશ્કરો થઈ શકેછે.**

જે સવારે અમારો જુવાન શેઠ અમારે ત્યાં જમવા આવવાનો હતો, તે સવારે ભપકો બતાવવાને શી યુક્તિઓ બાકી રાખવામાં આવી હશે, તેનો વિચાર સહેલાઇથી થઈ શકશે; આ પ્રસંગે મારી સ્ત્રી તથા છોકરીઓએ પોતાનાં સૌથી સુંદર કપડાં પેહેર્યા હશે, એ વિચાર પણ તમારા દિલથી દૂર નહિ હોય. "મિ. થોર્નહીલ" પોતાના પાદરી તથા કોઠારી બન્નેને સાથે લાવ્યો અને તેની સાથે સિપાઇઓ તો ઘણા હતા, જેમને તે વિવેકની ખાતર પાસેની

હોટેલમાં જમવા મોકલવા લાગ્યો, પણ મારી સ્ત્રીએ અતિ હર્ષમાં તેમને બધાંને પોતાને સાંજ જમાડવા આગ્રહ કર્યો; અને પ્રસંગોપાત મારે કહેવું જોઇએ કે તેથી કરીને અમારાં આખાં કુટુંબને પાછળના ત્રણ અઠવાડીઆં સુધી બહુ તંગીમાં રહેવું પડયું. આગલે દિવસે "મિ. બરચેલે" કહ્યું હતું કે અમારા છોકરા "જોર્જની" આગળની નિરધારેલી પ્રિયા "મિસ વીલમોટ" સાથે અમારો તે જાગીરદાર લગ્નનું કંઈ કંઈ માગું કરે છે, તેથી કરીને તેને પૂરો આદરસત્કાર કરવાનો અમારો ઉમંગ ઘણે દરજ્જે મંદ પડી ગયો હતો; પણ એક અકસ્માતથી અમારો તે ગભરાટ કેટલેક દરજ્જે દૂર થયો. કેમકે અમારામાંના એક જણે તેણીનું નામ લેતાં "મિસ્ટર થોર્નહીલે" સમ ખાઇને કહ્યું કે, "આવી ડાકણને રંભા કહેવી એના જેવી અક્કલથી વિરૂદ્ધ વાત મારા જાણવામાં કદી પણ આવી નથી." વળી તે બોલ્યો કે "જો એવી ડાકણને હું રૂપવંતી સમજતો હોઉં, તો પછી સેન્ટડન્સટન જેવા દેવળની આસપાસ ફરનારી વેશ્યાનેજ હું મારી સ્ત્રી તરીકે કબુલ કરૂં." એમ કહી તે હસ્યો, એટલે અમે પણ હસ્યાં; કેમકે પૈસાદાર માણસની મશ્કરી (પછી ગમે તેવી હોય તોપણ) બીજાઓને હસાવવામાં હમેશાં ફતેહમંદ નીવડેછે. "ઓલીવીઆ" પણ બીજા સાંભળે એવી રીતે કાનમાં કહ્યા વિના રહી નહીં કે તે "સ્કવાયર" અતિશય રમુજીછે. જમી રહ્યા પછી મારી હમેશની રીત મુજબ ધર્મ યા દેવળની ચઢતી અને કીર્તિ ઈચ્છી મેં પેહેલો પ્યાલો તેના નામનો લીધો, જેને માટે તે પાદરીએ મારો ઉપકાર માનતાં કહ્યું કે તેની પ્રીયા પણ માત્ર દેવળજછે, એટલે "સ્કવાયર" તેની હમેશની ગમતી રીત મુજબ બોલ્યોકે "ફ્રેંક, તું ખરા દિલથી કહે કે એક તરફ તારી હાલની પ્રિયા દેવળ, મોટા પાદરીના જભારૂપી પોશાકથી શણગારેલી (એટલે કે મોટા પાદરીની જગા) અને બીજી તરફ કંઇ પણ ભપકાદાર પોશાક વિના (કંઇ પણ વારસાવિના) "મીસસોફ્રાયા" હોય. તો એ બન્નેમાંથી તું કોને પસંદ કરે?" તે પાદરીએ જવાબ આપ્યો કે બન્નેને; સ્કવાયરે કહ્યું, "બરાબર ફ્રેંક."

આ ઉપલક નકામી વાતચીતથી, મને તો કંઇ પણ ગમત મળી નહીં, પણ તેથી "ઓલીવીઆ" ઉપર જુદીજ અસર થઈ; એને તો તે વાત રમુજ ભરેલી જણાઇ, અને તેથી તે તેને ઘણો સારો ગૃહસ્થ ગણવા લાગી અને જેઓ સારો પોશાક, સારો દેખાવ અને દોલત, એવી અસર ઉપજાવવાને કેટલાં શક્તિમાનછે, એ જાણેછે. તેઓ તો તેણીના આ વિચાર માટે તરત ક્ષમા કરશે. "મિસ્ટર થોર્નહીલ" ખરેખર અજ્ઞાન છતાં પણ સફાઈથી સ્વસ્થપણે વાતો કરતો અને સાધારણ વિષયોપર વિસ્તારથી છટાદાર રીતે બોલતો, તેથી જે છોકરી પોતાના બહારના દેખાવને માલવાળો ગણવાને કેળવાઇ હતી એટલે તે બીજાઓના પણ બહારના દેખાવને માલવાળા ગણે, તે છોકરીનો પ્યાર આવા ગુણોવાળો માણસ મેળવે એ કંઇ આશ્ચર્યકારક નથી.

અમારા યુવાન જાગીરદારના ગયા પછી વળી અમો તેના ગુણ દોષપર વિવાદ કરવા લાગ્યા; તે "ઓલીવીઆ" તરફજ ધ્યાન આપતો હતો અને તેણીની સાથેજ વાતચીત કરતો હતો, તેથી હવે નિઃસંશય ઠર્યું કે, તેને અમારે ત્યાં આવવાનું કારણ માત્ર "ઓલીવીઆ" જ હતી; વળી તે પણ આ પ્રસંગે તેણીના ભાઈ બેનની નિર્દોષ મશ્કરીથી બહુ નારાજ થતી જણાઇ નહીં; મારી સ્ત્રી પણ તે દિવસની ફતેહમાં ભાગ લેવા લાગી, અને જાણે તે પોતાનીજ ફતેહ હોય, તેમ તે તેણીની છોકરીની આ ફતેહ વાસ્તે અતિહર્ષ ઘેલી થઇ ગને કહેવા લાગી "પ્રિય, હવે હું ખુલ્લી રીતે કહું છું કે, આપણા તે જાગીરદારનાં પ્યાર સૂચક વચનો ( માગાં ) ને ઉત્તેજન આપવાનો બોધ મારી છોકરીઓને મેંજ આપ્યો હતો. મારા મનમાં હમેશાં કંઈક મોટી મતલબ હતી; અને હવે તમે જુઓ કે તે ખરી પડી. કેમકે કોણ જાણે એમાંથી કંઇ શું એ નીપજે." મેં એક ઊંડો શોકનો નિશાસો નાંખી કહ્યું "હા, ખરેખર, એ કોઇને ખબર ન પડે; પણ મને પૂછતાં હો તો, હું તો એથી ઘણો રાજી નથી; એ બેઇમાન અને પૈસાદાર ઊંચ ગૃહસ્થ કરતાં એક પ્રમાણીક ગરીબ

માણસથી હું વધારે ખુશી થાઊં, કેમકે ખચિત્ત જાણજો કે, જેવો હું એને ધારૂંછું તેવો એ નિવડયો તો પછી, એવા ધર્મવિરૂદ્ધ વિચારવાળાને હું મારી છોકરી કદી નહીં આપું.

"મોઝીસ" બોલ્યો બાપા, ખરેખર એ તો તમારી બહુ સખ્તાઈ કહેવાય; કેમકે કોઈ માણસ શું વિચાર ધરાવેછે, તેને માટે ઈશ્વર તેને ક્યારે પણ દોષિત ગણતો નથી, પણ તે જે કર્મ કરેછે તેનેજ માટે ગણેછે; દરેક જણને હજારો દુરાચારી વિચારો ઉત્પન્ન થાયછે, જેમને અટકાવવાને તે અસમર્થ હોયછે. એ ગૃહસ્થ ધર્મ વિરૂદ્ધ વિચાર કંઇ જાણી જોઇને રાખતો નહિ હોય, તેથી જોકે એના વિચાર ખોટાછે, એમ ધારીએ તોપણ એવા વિચારો આવતા અટકાવવાને તે બિલકુલ અસમર્થ હોવાથી, જેવી રીતે દિવાલ વગરના શેહેરના હાકેમને, હલ્લો કરવા આવેલ દુશ્મનને શાંતિ ભરેલ આશ્રય આપવાની ફરજ પડેછે, તેને માટે તે દોષિત નથી, તેવીજ રીતે તેના દોષ માટે તે પણ ઠપકાને પાત્ર નથી. મેં કહ્યું "અચ્છું એ ખરૂં, પણ જો હાકેમ પોતેજ દુશ્મનને બોલાવે, તો તે બરાબર રીતે ઠપકાને પાત્રછે. અને જેઓ ભૂલ ભરેલા વિચાર ગૃહણ કરેછે, તેઓ હમેશાં એમજ કરેછે: **તેઓના વિચારની તરફેણમાં જે પુરાવા દેખાય તે કબુલ કરવામાં દુર્ગુણ નથી, પરંતુ જે પુરાવા તેઓના વિચારથી વિરૂદ્ધ હોય, તેમાંના ઘણાખરાપર ધ્યાનજ નહિ આપવું એ દુર્ગુણ છે.** જો કે આપણા ભૂલ ભરેલા વિચાર આપણી ખુશી વિના બંધાયા હોય, તો પણ આપણે જાણીજોઇને બગડ્યા અથવા તો આપણા વિચાર બાંધવામાં બેદરકાર રહ્યા, તેથી આપણા દુરાચાર માટે શિક્ષા અથવા તો આપણી મૂર્ખાઈ માટે ધિક્કાર ઘટેછે." અહીં મારી સ્ત્રીએ વાત ઉપાડી લીધી, પરંતુ તકરાર નહીં ચલાવતાં તે બોલી, " આપણા ઘણા ઓળખીતા ડાહ્યા માણસો ધર્મવિરૂદ્ધ વિચારવાળા છે, તો પણ તેઓ ઘણા સારા પતિ નીવડ્યાછે; અને મેં કેટલીક એવી ડાહી છોકરીઓ જોઇછે, જે પોતાના પતિના વિચાર બદલાવી શકે, એવી ચતુર માલુમ પડીછે; અને મારા પ્યારા, કોણ જાણે આપણી " ઓલીવીઆ " પણ તેમ

કરવાને શક્તિમાન થાય તો? આપણી તે છોડી દરેક વિષયપર સારી રીતે વાતચીત્ત કરી શકેછે; અને મારા જાણવા પ્રમાણે તે તકરાર કરવામાં પણ સારી કુશળ છે." મે કહ્યું "કેમ! મારી પ્યારી, તેણે વિવાદ સંબંધી કયાં પુસ્તકો વાંચ્યાંછે? મને તો યાદ નથી, કે મેં તેણીને તેવી કોઈ ચોપડી વાંચવા આપી હોય. તું ખરેખર તેણીના વખાણ હદ ઉપરાંત લઈ જાયછે." "ઓલીવીઆ" બોલી "ખરેખર બાપા, તે તેમ નથી કરતી; મેં વિવાદ સંબંધી ઘણું વાચ્યું છે; "થ્વેકમ" અને "સ્કવેર" નો વિવાદ, "રોબિનસન ક્રુસો" અને જંગલી "ફ્રાઇડે" નો વિવાદ, એ બે મેં વાંચ્યાંછે; અને "રીલીજીઅસ કોર્ટ શીપ" ની તકરાર વાંચવામાં લાગેલીછું." મેં કહ્યું "બહુ સારૂં, ઘણી ડાહી છોકરી! હવે મેં જાણ્યું કે તું વિચાર ઉથલાવવાને પૂરી લાયકછે, માટે હવે ભલે જા, અને તારી માને ગુઝબેરીનાં ભજીઆ ઉથલાવવામાં મદદ કર.

---

## પ્રકરણ ૮ મું.

**પ્રીતિપાન—જે થોડુંક સારૂં નશીબ દાખવનારૂં છે, એમ નક્કી હતું તે (આયદે) બહુજ સુખકર થઈ પડે એમ હતું.**

બીજે દિવસે સવારમાં વળી "મિ. બરચેલ" અમારે ત્યાં આવ્યો અને જો કે કંઇ કારણને લીધે તેના વારમવાર આવવાથી મને નાખુશી થતી, તો પણ હું તેને મારે ત્યાં આવી, મારા કુટુંબમાં વિશ્રાંમદાયક ઉષ્ણ સગડીની પાસે બેસવાની ના પાડી શકયો નહીં. એટલું તો ખરૂં કે તેની મેહેનતથી, તેના જમવા કરતાં વધારે સાટું વળી જતું; કેમકે તે બહુ શ્રમથી કામ કરતો અને બીડમાં યા ખડવાડમાં સૌથી તે પેહેલો થતો; વળી તે કંઇને કંઈ એવું ગમત ભરેલું હમેશાં બોલ્યા કરતો કે તેથી અમને મેહેનત જણાતી નહીં. અને ક્યારેક તો એકદમ કંઇ સંબંધ વગરનું પણ એવું તો અક્કલવાળું બોલતો કે મને તેના પ્રત્યે પ્રેમ, હસવું. અને દયા ઉત્પન્ન થતાં તેની સાથે નારાજ થવાનું મારે માત્ર એજ કારણ હતું કે, તે મારી

છોકરી તરફ પ્યાર બતાવતો; ક્યારેક મશ્કરીમાં તે તેણીને પોતાની નાની વહુ કહેતો; અને જ્યારે તે છોકરીઓને માટે તુઇની ગડી લાવતો, ત્યારે તેણીને માટે સૌથી સરસ લાવતો. મારા ધ્યાનમાં ન રહ્યું કે શા કારણથી, પણ દરરોજ તે વધારેને વધારે પ્રિતી પાત્ર થતો ગયો; તેનું હાસ્યજનક બોલવું સુધરતું ગયું; અને તેની સાદાઈ ડાહાપણનો ઉત્કૃષ્ટ દેખાવ ધારણ કરતી જણાઈ.

અમારૂં કુટુંબ ખેતરમાં જમતું એટલે અમો ત્યાં સૂકાં ઘાસપર લૂગડું પાથરી બેઠા બેઠા, કે અઢેલીને પડ્યા પડ્યા, અમારૂં મિતાહાર ભોજન લેતા; તે વખતે "મિસ્ટર બરચેલ" અમને રમુજ આપતો અને અમારી ખુશીમાં વધારો કરવાને, સામેની ઝાડીમાંથી બે કોયલો વળી એક બીજાને ટોકા કરતી; તથા રાતી છાતી વાળી હળી ગયેલી ચકલી પાસે આવી અમારા હાથમાંથી ભોજન શેષ લઇ જતી; અને દરેક અવાજ આનંદ તથા શાંતિથી ભરપૂર જણાતો હતો. સોફ્યા બોલી "જ્યારે હું આવી રીતે બેઠી હોઊ ત્યારે મને બે આશક માશુક, જેનું "મિસ્ટર ગે" એ બહુજ સુંદર રીતે વર્ણન કર્યુંછે, અને જેઓ એકબીજાના હાથમાંજ મરણ પામ્યાં હતાં, તે વિષે વિચાર આવ્યા વિના રહેતો નથી. તે વર્ણનમાં કંઇ એવું તો કરૂણારસજનક છે કે, નવીને નવી ખુશીથી મે તે સોએકવાર વાંચ્યું છે." "મિ. બરચેલ" બોલ્યોકે "તે તમે એવી સારી રીતે જાણોછો, ત્યારે વળી એક બીજીજ જાતનું તમારા જથ્થામાં ઉમેરવા મને કદાચીત્ત રજા આપશો.

## દીંડી.

"કંદરા* નિવાસી સાધુ આંહીં આવ, રખડતાને રાહ રહેમથી બતાવ;
જ્યાં લગી એ દીપ કેરી દીપ્તિ ભાસી, જેથી ખીણ શોભી છેક રહી ખાસી.
થકીત થયો છેક ચરણ રહ્યાં ધીમાં, આ અપાર જંગલોની જબર સીમા;
સ્નેહથી તજાયલો મને વિચારી; જંગલોએ દીર્ઘી આપ હદ વધારી."

* કંદરા=ખીણ.

**શીખીરણી વૃત.**

"અરે પ્યારા મારા કપટિ અતિં આભાશજ દિસે;
ફસાવ્યા ને કાજે દુર દુર થતો જાય અતિષે.
તજી તેની આશા મુક હઠ જવાએ તમ† મહીં;
હશે અંધારામાં અણુચિતવીયું દુઃખજ કહીં.

**દોહરા.**

બેટા જો મુજ બારણા, ખુલ્લાં રહ્યાં ખચીત;
તુજ સરખા પુત્રો અહીં, આવે સદન+ રહીત.
નથી ઘણું મુજ પાસ પણ, થોડું જે દેખાય;
તે આપું હું તેમને, જેથી ખુશી મન થાય.
આજ રાત્ર તું અહીં રહે, પ્રિત થકી હે મિત્ર;
લેતું ભાગ મુજ. પાસ જે, સાધન પરમ પવિત્ર.
જે ઘેટાં છૂટાં ફરે, તેનો વધ* ન વિચાર;
ખરેખરો એ કામપર, મારો છે ધિક્કાર.
પાસેના પર્વત તણા, કંદ ફળો નિરધાર;
તોડું જે અપરાધ વિણ, મારો એજ અહાર.
જા નહીં આગળ, વળ અહીં, કર ચિંતા સહુ દૂર;
સંસારિક તૃષ્ણા સકળ, મિથ્યા જાણ જરૂર;
રહેવું અલ્પ વખત અહીં, મનુષ્યને જગમાંય;
ઘણું હોય તો પણ બધું, ઉપયોગી ન ગણાય."

**ચોપાયા (મરાઠી સાખી.)**

ગગન થકી જેમ ઝાકળ ઊતરે, ધીમે ધીમે ધારો;
એમ સાધુના મુખ થકી, નિકળ્યાં પ્રેમ ભરીત ઉચ્ચારો.
એ સુણી શરમાયો પરદેશી, અધિક ગણ્યો ઉપકાર;
નમન કરી તે પાછળ ચાલ્યો, ગુફા ભણી એ વાર.
ઘોર અરણ્યે એ હતું આસન, દેખીતું બહુ દૂર;
પડોસના જન ગરીબ, તેમને વિશ્રાંતી ભરપૂર.

---

† તમ=અંધારૂં. + સદન=ઘર. * વધ મારવું.

ભૂલ્યા જનોનું આશ્રય સારૂં, મનગમતું સુખરૂપ;
કશું સંભાળ્યાની ગરજ નં રહે, એવું છેક અનૂપ.

## શાલિની વૃત.

એવે સ્થાને આવી જોડું ભરાયું, સળગાવી ત્યાં અગ્નિથી સુખ ચાહ્યું;
આપ્યું ખાવા કંદ મૂળાદિ એને, જેથી અંગે છેક આનંદ તેને.

## ચોપાયા (મરાઠી સાખી)

આસપાસ એ સાધુ પાસે, બચ્ચાં બિલ્લી કેરાં;
ગેલ કરીને હરતાં ફરતાં, આનંદેથી ઘણેરાં.
વળી "ક્રીકેટ" જંતુ એ મધ્યે, મધુર અવાજે ગાતું;
બહુધા બળતણ બળી બળીને, ચૂરે ચૂરા થાતું.
એમ બનાવો જાય બન્યા, પણ ઉપજી ખુશી નં ઊર;
કારણ એ અતિથિના મનમાં, ઉદાસિનો અંકૂર.
નેત્રોમાંથી અમિત અશ્રુઓ, દળદળ પડવા લાગ્યાં;
એ ચિંતાને વધતી વિલોકી, મિત્ર તણા સુખ ભાગ્યાં.
પ્રશ્ની પુછ્યું "હે જુવાન દુઃખી નર, શું દુઃખ દિલમાં તારે;
કે કોઇએ પદભ્રષ્ટ કર્યો છે, હતો સ્થાનકે સારે.
એ ચિંતાથી અહીં તહીં રખડે, અવર શું દુઃખનો ભેદ;
કે દોસ્તિનો બદલો ન વળ્યો, ઉપજ્યો અતિ મન ખેદ.
કે કંઈ પ્યાર તણી બાબતમાં, ફસ્યો નિરાશા લાગી;
એવાં શ્યાં કારણથી તુજ મન, મધ્યે ચિંતા જાગી.
પૈસાથી જે ખુશી ઉપજેછે, એ અધિકો અફસોસ;
છેક નકામી ક્ષણિક ટકે નહિ, અંતે નહીં સંતોષ.
ને એ તુચ્છ વસ્તુમાં જેકો, કિમ્મત માની લેછે;
અદકાં તેથી પણ કિમ્મત હિણુ, તુચ્છ ભ્રષ્ટ નર તેછે.
નામ માત્ર મિત્રાઈ માનવી, મોહિની સમ મગરૂર;
જાગૃત જનને ઊંઘ ઉપજવા, જેવી જોગ જરૂર.
પૈસાને કિર્તિની સાથે, ઝટ જાતીએ છાયા;
રળતા મૂકે રંક જનોને, એવી અદ્ભુત માયા.

પ્રેમ રસને રસના ગણુશો, રસનાની એ ધ્વની;
સાંપ્રતકાળે સુંદરીને મન, ઠઠ્ઠાબાજી અ્હેની.
ખરા પ્યાર જગમાં ન જણાય, કિંચિત ધરે કપોતો;*
અવર જગોંએ નક્કી ન રહ્યો, ભલે ભલી વિધ ગોતો.

## દોહરા.

મુની કહે હે પંથીજન, આણ ઉરે કહી લાજ;
સમાવ તુજ દિલ શોકને, ધિક્ક ગણી સ્ત્રી સાજ.
પંથી ઘાયલ પ્રેમથી, પણ પ્રીતમથી દૂર;
સુણતાં વાણી સાધુની, ઉતર્યું મુખનું નૂર.
શર્મ થકી લાલી ઘણી, પસરી એને ગાલ;
ક્ષણેક્ષણે વધતી જતી, છતી થતી તત્કાલ.
તે જોઈ ચોંકયો ચતુર નર, વિસ્મય થયો અપાર;
નવી નવી ખુબી મુખે, નિરખે તે તે વાર.
પ્રાત સમે જેમ ગગનમાં, ભિન ભિન રંગનો બ્હાર;
બહુ ચળકે પણ ક્ષણિક તે, તેવું આ નિરધાર.
લાજાળુ શુભ મુખતે, ચઢતો છાતી ભરાવ;
શંકા મન ઉત્પન્ન કરે, એવો એહ પ્રભાવ.
સુંદર એ અતિથિ તણું, કાન્તિ નૂર અનૂપ;
પ્રગટ પેખતાં પાધરૂં, કોમળ કન્યા રૂપ.

## લલિત.

"પ્રણુત પાપણી નાર બાપડી, કર ક્ષમા મુની શર્ણ હું પડી;
વિખુટી જગ્તથી એકલી ફરૂં, પતિત મેં કર્યું ધામ તાહરૂં.
વિરહ વ્યાધિથી જંપ ના વળે, સુખ ઈચ્છું ત્યાં દુઃખ તો મળે:
કથન હું કરૂં મમ દુઃખો તણું, કરી કૃપા સુણો પાડ બહુ ગણું.

---

* એક જાતનું ખબુતર જેને હોલો કહેછે, તે ખરા પ્યારને માટે બહુ વખણાય છે. એવું કહેવાય છે કે એ પક્ષીમાં નર મરી જાય તો તેના વિયોગથી માદા પણ મરી જાય છે અને જો માદા મરી જાય તો તેવીજ રીતે નર પણ મરી જાય છે.

## ચોપાઈ.

ટાઇન નદી સુંદર તટ પાસ, હતો પિતા મારાનો વાસ;
માલમતા અદકીનો ધણી, રિદ્ધી સિદ્ધી તેને ત્યાં ઘણી.
એક તનુજ હું તેને તન, સૌ સમજે એ મારૂં ધન;
તેથી સૌકો મુજને ચ્હાય, અગણિત માગાં મારાં થાય;
વળિ વખાણે મારૂં રૂપ, કહે નાર સુંદર તું ખૂબ;
પ્રેમ રસિક જન મુજ શું કરે, કોઇ ખરો કોઇ ખોટો ધરે;
ઘણાં લોભાયાં દેખિ ધન, કરી ભેટો હરવા મુજ મન;
એમ પ્રેમનો લેતા રંગ, મેં જોયો "એડવિન" તે સંગ;
નમન કરે તે મુજને કદિ, પ્રેમ જણાવે નહિ તે વદિ;
તેનો સારો હલકો વેશ, નહિ સત્તાકે સંપત લેશ;
પણ લાયકી ડાહાપણ પાસ, જે મુજને જોઈતાંતાં ખાસ;
કંદરામાં બેસી મુજ કને, પ્રેમ ગીત સંભળાવે મને;
*સમીર સુગંધી શ્વાસે થાય, મધુરો સ્વર ઝાડીમાં જાય;
પ્રાત સમે ખીલિ ફુલ કળી, વળી ઝાકળ ગગનેથી પડી;
એવાં સ્વચ્છ તે નવ દેખાય, જેવું મન તેનું સોહાય.

## ગરબી.

( કારતક મહિને કહેછે અબળા કંથને–એ રાહ. )

ઝાકળને વળિ ફુલ જુઓ જઇ ઝાડનાં, શોભે બહુ પણ શોભાએ અનિત્યજો;
તેઓ સમ શોભેરે પ્રીતમ માહેરો, પણ મન મારૂં તે સમ રહ્યું ચળીતજો;
અરર હાયરે શું કહું દુઃખની વાતડી.

વ્હાલાના વ્હાલપથી ઘાયલ મન થયું, ચરિત્ર કરૂં હું અળગી એથી જાઉજો;
પ્રેમ છુપાવું તરછોડું મમ યારને, દુઃખી દેખીને રાજી દિલમાં થાઉજો;
અરર હાયરે શું કહું દુઃખની વાતડી.

બહુ અભિમાન અને મદ દેખી માહેરૂં, ચાલ્યો કરીને ત્યાગ થઈ નિરાશજો;
વાસ વસ્યો વાલીડો જઈ એકાંતમાં, વિરહ વ્યાધીથી અંતે થયો વિનાશજો;
અરર હાયરે શું કહું દુઃખની વાતડી.

---

* સમીર=પવન.

હાય હાય અપરાધ થયો એ માહેરો, દેહ દમું હું શોક કરૂં તેમાટજો;
સ્થળે સ્થળે શોધું હું સ્થળ મમ યારનો, સ્થુળને મળી સ્થુળ દેહ કરૂં તે સાટજો;
અરરર હાયરે શું કહું દુઃખની વાતડી.
મુજ કારણ પ્યારાએ આ જગને તજ્યો, નિરાશ થઈને કીધો દેહનો ત્યાગજો;
તુજ કારણ "એડવિન" હું તેવું તો કરૂં, કેમ લગાડું મારા કુળને ડાઘજો;
અરરર હાયરે શું કહું દુઃખની વાતડી.

### દોહરા.

"એવું કદિ પ્રભુ નવ કરો", એવો કરી ઉચ્ચાર;
શ્યામાને બાઝી પડયો, એ સાધૂ એવાર.
અતિ અચંબો પામીને, હપકો દેવા જાય;
ત્યાં પોતે "એડવિન" છે, એમ વધો મુનીરાય.
પ્રિયા "એંજીલીના" જુઓ, ફરીને જુઓ પ્રવીન;
ખોવાયો જે પ્રથમ તુજ, આ હું રહ્યો "એડવિન."
પકડીને ઉભો રહ્યો, ચિંતા છાંડ જરૂર;
છો સર્વસ્વ તું માહરી, કદિ તજી જાઊં ન દૂર.

### આર્યા.

આ ક્ષણથી જુદાં કદી નહીં પડીએ, હે પ્રાણ પ્રીયા મારી,
તુજ અંતરથી નિશાશો નિકળ્યો, નિરખી દુઃખ માનીશ ભારી.

આ લાવણી ગવાતી હતી, ત્યારે સોફાયા તે ગાયન પ્રત્યે પોતાની પસંદગી બતાવતાં, પ્યારની લાગણી બતાવતી જણાઇ; પણ તરતજ અમારી નજીકમાં બંદુકનો એક અવાજ થયો તેથી અમારી શાંતિમાં ભંગ પડયો અને પછી જે શિકાર મરાયો હતો, તે ઉંચકી લેવાને વાડમાંથી એક માણસ જોસબંધ નીકળતો દેખાયો. તે શિકારી તો પેલા "સ્કવાયર"નો પાદરી હતો; અને જે કોયલો અમને આવી મજેથી આનંદ આપતી હતી, તેમાંની એકને તેણે મારી હતી; આવડો મોટો અવાજ અને તે વળી એટલો નજીક હોતાં, મારી છોકરીઓ ચોંકી ગઈ અને મેં જોયું કે "સોફાયા" બીકથી રક્ષણ માટે "મિસ્ટર બરચેલ"ના હાથમાં જઇ પડી હતી. પેલો ગૃહ-

સ્થ અમારી પાસે આવી, અમને ખલલ પહોંચાડવાને માટે માફી માગી કહેવા લાગ્યો કે, અમો એટલા બધા નજદીક હતા, તેની એને ખબર નહીં હતી. એમ કહી તે મારી નાની છોકરી પાસે બેઠો; અને શિકારીઓની રીત મુજબ, તેણે તે સવારમાં જે શિકાર કર્યો હતો, તે તેણીને ભેટ તરીકે આપવા લાગ્યો; તે ના પાડવા જતી હતી, પણ તેણીની માની છુપી નજરથી તેણીને, પોતાની ભૂલ સુધારી કંઇક નાખુશીથી તે ભેટ સ્વિકારવી પડી. મારી સ્ત્રી, તેની હમેશની રીત મુજબ, પોતાનો ગર્વ બીજાઓ ન સાંભળે એવી રીતે મને બતાવી કહેવા લાગી કે, જેવી રીતે તેની બેને "સ્કવાયર" ને વશ કર્યોછે, તેવીજ રીતે સોફાયાએ પાદરીને વશ કર્યો છે; પરંતુ મને તો વધારે સંભવીત રીતે એવો શક હતો કે, તેનો પ્યાર કોઈ બીજાજ શખ્સ સાથે લાગેલો હતો. તે પાદરીના આગમનનું કારણ અમોને એ સંદેશો આપવાનું હતું કે "મિ. થોર્નહિલે" નાસ્તો તથા વાજીંત્ર મંગાવી રાખ્યાં હતાં; અને તે રાત્રીએ અમારા ઘર પાસેના ઘાસના તખ્તાપર યુવાન સ્ત્રીઓને નાચ આપવાનો હતો; વળી તેણે કહ્યું કે "આ સંદેશો તમોને પહેલ વેહેલો કહેવા આવવામાં, મને કંઈ સ્વાર્થ નથી એમ હું નથી કહેતો, કેમકે એના બદલામાં હું આશા રાખુંછું કે "મિસસોફી" મારી સાથે નાચી મને માન આપશે" મારી છોકરી જવાબમાં બોલી "જો વાજબી રીતે હું તેમ કરી શકું, તો મને તેમાં કંઈ હરકત નથી; પરંતુ (તેણીએ "મિ. બરચેલ" તરફ નજર ફેરવી કહ્યું) પેલા ગૃહસ્થે દિવસમાં કામ કરવા મારી સાથે ભાગ લીધો છે, એટલે વાજબી રીતે ગમતમાં પણ મારી સાથે તેમણેજ ભાગ લેવો જોઇએ". "મિ. બરચેલે" તેણીના આ વિચાર માટે પ્રશંસા કરી, પરંતુ તેણીને પાદરી સાથે નાચવાની રજા આપી. ને જણાવ્યું કે તે રાત્રે તેને પાંચેક માઇલ ઉપર કાપણીના અંતમાં થતી—ખુશાલીની ઉજાણીમાં જમવા જવાનું હતું. તેની આનાકાનીથી મને જરા આશ્ચર્ય લાગ્યું, તેમ મને એ પણ સમજણ પડી કે, મારી નાની પુત્રી જેવી ડાહી છોડીએ, જે માણસનું ભવિષ્ય ઘણું સારૂં જણાતું હતું, તેના કરતાં પાયમાલ થઈ ગયેલા શખ્સને, આં

પ્રમાણે વધારે પસંદ કેમ કર્યો હશે? પરંતુ જેવી રીતે સ્ત્રીના ગુણ પારખવાને પુરૂષ સૌથી વધારે શક્તિમાન છે, તેમ આપણે (પુરૂષ) માટે હમેશાં ખરેખરા વિચાર બાંધનાર સ્ત્રીઓ હોયછે. બન્ને વર્ગ એક બીજાપર જાસુસ તરિકે મુકાયલાં જણાય છે; અને તેમને, પરસ્પર પરીક્ષા કરવાને માટે, લાયક કરેલી જૂદી જૂદી શક્તિઓ મળેલી છે.

---

## પ્રકરણ ૯ મું.

**બહુ ઉંચા દરજ્જાની બે સ્ત્રીઓ સાથે અમારી મુલાકાત. ઊત્તમ ભપકાદાર પોશાક પેહેરેલામાં હમેશાં સરસ કેળવણી અને સારીરીત ભાત હોય એવું આપણે ધારીએ છીએ.**

મી. બરચેલે રજા લીધી કે તરતજ "સોફ્રાયા" એ તે પાદરી સાથે નાચવાની કબૂલાત આપી, તેટલામાં અમારાં નાનાં છોકરાં દોડતાં દોડતાં અમને કહેવા આવ્યાં કે "સ્કવાયર" કેટલાંક માણસો સાથે લઇ અમારે ત્યાં આવ્યા હતા, એટલે અમો ઘર તરફ ગયાં. ત્યાં અમારા જાગીરદાર તથા તેનાથી ઉતરતી પાયરીના બીજા બે ગૃહસ્થો અને કિમ્મતી પોશાક વાળી બે યુવાન સ્ત્રીઓને અમોએ જોયાં. આ "બે સ્ત્રીઓ લંડન શેહેરમાંની બહુ પ્રખ્યાત તથા મોટા લોકોની રીતભાત મુજબ વર્તનારી બાનુઓછે," એમ કહી અમારા જાગીરદારે તેમની સાથે અમને ઓળખાણ કરાવી; અમારે ત્યાં બધાં માણસોને પૂરી પડે એટલી ખુરશીઓ ન હોતાં "મિસ્ટર થોર્નહિલે" એવી સૂચના કરી કે દરેક પુરૂષે સ્ત્રીના ખોળામાં બેસવું; આ વાતની મેં ચોખી ના પાડી. જો કે મારી ના વાસ્તે મારી સ્ત્રીએ પોતાની નજર વડે નાખુશી બતાવી, પરંતુ મેં તો બે ત્રણ ખુરશીઓ માગી લાવવાને માટે "મોઝીસ" ને મોકલ્યો; તેમ અમારે ત્યાં એટલી સ્ત્રીઓ નહોતી કે તે બધા પુરૂષને નાચમાં પૂરી પડી શકે. તેથી પેલા બે ગૃહસ્થો પણ "મોઝીસ" ની સાથે પોતાને માટે *નાચમાં

---

* અંગ્રેજ લોકોના નાચમાં અકેક પુરૂષ સાથે અકેક સ્ત્રી નાચેછે.

ભાગલે, એવી કુમારિકાઓને શોધવા ગયા. ખુરશીઓ તેમજ કુમારિકાઓ તરતજ મળી આવી અને મારા પડોસી "ફ્લેમ્બરો" ની રાતી કલગીથી રોભ મારતી છોકરીઓ સહીત તે ગૃહસ્થો પાછા આવ્યા; પણ આ એક રંગ ભંગીત વાતનો કોઈના ધ્યાનમાંજ ન રહી કે ફ્લેમ્બરોની છોકરીઓ તે પડોસમાં સૌથી શ્રેષ્ટ નાચનાર ગણાતી હતી અને ( જીગ ) વિગેરે નાચો સારી રીતે જાણતી હતી. તો પણ તેઓ ( કન્ટ્રી ) ગામડીયા નાચથી તદ્દન અણવાકેફ હતી. આથી પેહેલાં તો અમે વિચારમાં પડી ગયાં, પરંતુ થોડી વાર સુધી તે છોકરીઓ નાચમાં આમતેમ ઘસડાયા પછી આનંદથી સારી રીતે નાચવા લાગી; અમારા વગાડવાના સાજમાં બે ફીડલ ( સારંગી ); એક વાંસળી અને એક ઢોલકી હતી. ચંદ્રનું અજવાળું ખૂબ મજેથી આવી રહ્યું હતું અને મિસ્ટર "થોર્નહિલ" તથા મારી મોટી છોકરીએ નાચની શરૂઆત કરી, જેથી જોવા આવેલા માણસો ખુશી થયા; કેમકે અહીં શું ચાલેછે. તે સાંભળી પડોસના સંખ્યાબંધ માણસો અમારી આસપાસ એકઠા થવા લાગ્યા હતા. મારી છોકરી એવી તો સફાઇથી અને ચપળતાથી નાચતી હતી કે મારી સ્ત્રી પોતાના મનનો ગર્વ બતાવ્યા વિના રહી શકી નહીં, અને મને ખાત્રી આપવા લાગી કે, તે નાની છોડી જેટલી હુશીઆરીથી નાચતી હતી તે બધી ઢબ તેણીએ મારીજ ગૃહણ કરી હતી, પેલી શેહેરમાંની સ્ત્રીઓ પણ તેવીજ સફાઇથી નાચવાનો પ્રયત્ન કરતી હતી પણ ફતેહ પામી નહીં. તેઓ જાણે તરતી હોયતેમ ચાલતી, ઘસડાતી ચાલતી, કામાર્દ્ર દૃષ્ટિએ જોતી અને કૂદતી, પણ સઘળું ફોકટ. જોતારાઓ કહેવા લાગ્યા કે નાચ બહુ સારો થાયછે, પણ મિસ્ટર "ફ્લેમ્બરો" એ જણાવ્યું કે મિસ. "લીવી"ના પગ તો જાણે વાજીંત્રના પડઘાની પેઠે તાલ દેતા જણાયછે; આશરે એક કલાક સુધી નાચ ચાલ્યા પછી પેલી બે બાનુઓને શરદી થઈ આવવાની બીક લાગવાથી તેમણે નાચ બંધ કરવાની દરખાસ્ત મૂકી અને મારા સમજવા પ્રમાણે તેમાંની એકે આ પ્રસંગે પોતાનો વિચાર બહુ અસભ્ય રીતે જણાવ્યો, કેમકે તે બોલી "( જીંગો ) ના સમ હું તો પરસેવાથી આખી રેબ

જેબ થઇ ગઈછું." ઘેરં પાછા આવતાં જે સુંદર થંડો ખોરાક મિ-સ્ટર "થોર્નહિલે" પોતાની સાથે આણ્યો હતો, તે જમંવાની તૈયારી કરવામાં આવી, પરંતુ આ પ્રસંગે આગળ કરતાં ઓછી છુટથી વાતો ચાલતી હતી; પેલી બે બાનુઓએ મારી છોકરીઓને વાતોમાં તદન ઝાંખી પાડી નાંખી, કેમકે તેઓ અમીરો અને એવાજ બીજા ભારે વિષય જેવા કે શેક્સપીઅર, અને ગાયન વિના બીજા વિષયો પર વાતજ કરતી નહોતી. ખરૂં કહું તો એક બે વખતે તેઓએ બેદરકારપણે સોગન ખાધા, તેથી અમને જરા માઠું લાગ્યું; પણ પછી મેં ધાર્યું કે એતો તેમની મોટાઇની રીતજ હશે. (પરંતુ તે વખતથી મને માલુમ પડયુંછે કે સમ ખાવા એ મોટા માણસોની રીતથી ઉલટું છે) તેઓની વાતચિત્તમાં જે કંઇ અસભ્ય જણાતું તે તેઓએ ભપકાદાર પોશાક પેહેર્યો હતો, તેથી તેમાં ઢંકાઇ જતું. મારી છોકરીઓને તેમની ભારે કાબેલીયતની અદેખાઇ આવી; અને તેમનામાં જે કંઇ ખોટું જોવામાં આવતું, તે તેમની ઉચ્ચ મોટા લોકોની રીતભાતમાંનું હશે, એમ ધારી લેવામાં આવતું. પરંતુ તે બાનુઓએ જે સદ્‌ગુણો સંપાદન કરેલા હતા, તેમાં હલકા વર્ગના લોકો તરફ રહેમ બતાવવાનો સદ્‌ગુણ તેઓમાં વધારે જોવામાં આવતો હતો. તેમાંની એક બોલી "જો મિસ. "ઓલીવીઆ" શેહેરનો અનુભવ લે તો, ઘણી સુધરી જાય." એટલે બીજીએ કહ્યું કે "જો નાની સોફ્રાયા માત્ર એકજ શિયાળો (ફ્રાસનની મોસમ) શેહેરમાં રહે, તો જાણે આ સોફ્રાયાજ હોય નહીં એવી થઇ જાય." મારી સ્ત્રીએ ઉત્કંઠાથી બન્ને જણીઓને કહ્યું કે "હા ખરી વાત, અને હવે મને મારી છોકરીને સુધારવા માટે એકાદ શિયાળે લંડન શેહેર મોકલવાના જેવી બીજી કોઇ વધારે ઉત્કંઠા નથી;" તેણીના આકથનનો જવાબ આપવા વિના મારાથી રહેવાયું નહીં, તેથી હું બોલી ઉઠયો કે તેમનાં ગજા સંપત્તી જોતાં તેમને જે કેળવણી મળીછે, તે પણ વધા છે; અને તેથી વધારે સુધારાથી તો તેમની ગરીબાઇ વળી વધારે હાંસીને પાત્ર થશે, અને જોઇએ તેથી વધારે મોજમજા ભોગવવાનું તેમને મન થશે."

આ મારા બોલવાપરથી સૂચના લઇ તે બન્ને બાનુઓ સદ્‌ગુણ વિષે ડાહી ડાહી અને ગંભીર વાતો કરવા લાગી; અને હું, મારી સ્ત્રી, તથા પેલો પાદરી તરત તેમાં ભાગ લેવા મંડ્યાં; અને આખરે તે સ્કવાયરને પણ તેની આગળની બદચાલ વિષે દિલગીરી બતાવવી પડી. પછી અમે મિતાહાર રહેવાથી ઉપજતાં સુખો તથા નિર્દોષ મનુષ્યના મનમાં થતી ખુશી વિષે વાતો ચલાવવા લાગ્યાં, અને હુંતો એટલો બધો ખુશી થયો કે મારાં છોકરાંઓને આવી સારી વાતોથી નીતિજ્ઞાન મળે, તે માટે તેમને હમેશ કરતાં વધારે વખત સૂધી જાગતાં રાખ્યાં. મિસ્ટર "થોર્નહિલ" તો મારા કરતાં પણ વધ્યો અને મને કહ્યું કે."ઇશ્વરની પ્રાર્થના બોલવામાં કંઈ હરકત છે?" તેની આ દરખાસ્ત મેં ખુશીથી માન્ય કરી, અને એ રીતે તે રાત અત્યંત આનંદમાં ગુજારી; આખરે બધાંને ઘેર જવા તરફ મન થયું. પેલી બાનુઓને મારી છોકરીઓ સાથે ખાસ પ્રેમ બંધાઇ જતાં, તેઓથી છુટા પડવાને બહુ નાખુશી બતાવી, તેમને પોતાને ઘેર લઇ જવા આગ્રહ કરવા લાગી; અને તે વાતને પેલા "સ્કવાયરે" પણ ટેકો આપ્યો; મારી સ્ત્રી તેમની આજીજીમાં મદદ કરવા લાગી; અને છોકરીઓ પણ જાણે જવાને ઇચ્છતી હોય, તેમ મારી તરફ જોઇ રહી. આ ગુંચવણમાં મેં બે ત્રણ બ્હાનાં કહાડ્યાં, જે મારી છોકરીઓએ તરતજ રદ કર્યાં; જેથી અંતે મારે ચોખ્ખી ના પાડવાની ફરજ પડી; આથી બીજે દિવસે આખો દહાડો અમારા ઘરમાં મોઢાં ચડ્યાં રહ્યાં અને હા, ના, જેવા ટુંકા વાક્યો સિવાય કંઈ વાતચિત્ત થઇ નહીં.

---

## પ્રકરણ ૧૦ મું.

**મારૂં કુટુંબ મોટા માણસોની હરિફાઇ કરવાને પ્રયત્ન કરેછે:–ગરીબ માણસો પોતાની સ્થીતિ કરતાં વધારે સારી સ્થીતિના દેખાવા પ્રયત્ન કરેછે, ત્યારે તેમનાપર પડતા દુઃખો.**

હવે મને ખબર પડી કે મારાં મિતાહાર, સાદાઈ અને સંતોષ વિષેનાં લાંબાં અને મેહેનતથી કરેલા ભાષણોપર કંઈ પણ લક્ષ

આપવામાં આવ્યું નહોતું; કેમકે હમણા અમને મોટા માણુસો તરફ-થી જે માન મળ્યું તેથી મારા કુટુંબની મગરૂબી જે હજુ તદન નાબુદ થઈ નહોતી, પરંતુ જે મેં થોડીઘણી શાંત પાડી હતી, તે ફરીથી જાગ્રત થઇ. અમારી બારીઓમાં વળી આગળની માફક ચેહેરો તથા ગરદન સુંદર બનાવવાના લેપ જોવામાં આવતા હતા; ઘરથી બહાર જવામાં ચામડીના શત્રુ તરીકે સૂર્ય-ની બીક તથા ઘરની અંદર દેવતા ચેહેરો બગાડી નાંખે તેની બીક રાખવામાં આવતી હતી; મારી સ્ત્રી કહેતી કે બહુ વ-હેલાં ઉઠવાથી છોકરીઓની આંખોને નુકશાન થતું, અને જમ્યા પછી કામ કરવાથી તેમના નાક રાતાં થતાં; વળી તે મને સમજાવતી કે, જ્યારે તે કંઇ કામ નહોતી કરતી, ત્યારે તેમના હાથ બહુજ સફેદ દેખાતા. તેથી હવે તેઓ જ્યોર્જના પેહરણ પૂરાં કરવાને બદલે પો-તાનાં જૂનાં ગોઝને બીજી તરેહનાં કરવામાં યાતો કેટગટનાં કપડાં ઉપર ફૂલઝાડ ભરવામાં લાગેલી જોવામાં આવતી. તેઓની જૂની સાહેલીઓ મિ. "ફ્લેમ્બરો" ની ગરીબ છોકરીઓને તો હવે હલકી બેનપણીઓ તરીકે કહાડી નાંખવામાં આવી હતી, અને સઘળી વા-તો પણ મોટા લોકો તથા તેમની ભપકાદાર રીતભાત વિષેજ થતી. પરંતુ એક ભવિષ્ય કહેનારીએ આવી, અમને આસમાનમાં ચડાવી ન દીધાં હોત તો હજુ અમે એટલું તો સહન કરત. તે શામળી પડી ગએલી સાધુઆણી આવી કે તરતજ મારી છોકરીઓ તેને પોં-તાનો હાથ બતાવવાની શી વાસ્તે ( ક્રોસ કહાડવા માટે ) શિલીંગનો સિક્કો લેવા મારી પાસે દોડતી આવી; ખરૂં પૂછો તો હું વારે વારે મારૂં ડાહાપણ વાપરવાથી કંટાળી ગયો હતો, એટલે તેમની આ માગણી પૂરી પાડવામાં મેં આનાકાની કરી નહીં; કેમકે હું તેમને આનંદમાં જોવાને ઇચ્છતો હતો, તેથી તેમને દરેકને મેં એકેક શી-લીંગ આપ્યો. તો પણ કુટુંબની આબરૂ ખાતર મારે કહેવું જોઇએ કે અમે અમારી છોકરીઓને પૈસા વગર ક્યારેપણ બહાર કહાડતા નહીં; કેમકે મારી સ્ત્રી તેમને દરેકને તેમનાં ગજવામાં રાખવા માટે અ-

કેક ગીની આપતી, પણ તે ગીની વટાવવાની તેમને સખ્ત મના હતી. તે ભવિષ્ય કહેનારી સાથે થોડી વાર સુધી એકાંતમાં બેઠા પછી જ્યારે તેઓ પાછી આવી, ત્યારે મેં તેમના મ્હોપરથી જાણી લીધું કે તેમને કંઇક ભારે આશા મળી છે; મેં પૂછયું "કેમ છોકરીઓ શું થયું? "લીવી" કહે તો ખરી કે તને ભવિષ્ય કહેનારીએ એક પૈસાની કિમ્મતનું પણ કંઇ આપ્યું!" તે છોડી બોલી "બાપા હું ખાત્રીથી કહુંછું કે તેને નક્કી ભૂત; ડાકેણુ જોડે કંઈક સંબંધ છે, કેમકે તેણીએ મને ખાત્રીપૂર્વક જણાવ્યું કે બાર મહીનાની અંદર "સ્કવાયર" ની સાથે મારાં ખચિત્ત લગ્ન થશે." મેં કહ્યું "ત્યારે સોફી બચ્ચા, તને કેવો વર મળશે" તેણીએ જવાબ આપ્યો "બાપા મને તો મારી બેનના સ્કવાયર સાથે લગ્ન થયા પછી એક લોર્ડ (વર) મળશે" હું બોલ્યો "કેમ બસ! બે શીલીંગ માટે માત્ર એટલુંજ? બે શીલીંગ માટે ફક્ત એક લોર્ડ અને એક સ્કવાયર? અરે મૂર્ખીઓ, હું તમને તેથી અડધા પૈસા માટે એક રાજા અને એક નવાબનું વચન આપત." આટલું કહ્યા છતાં પણ તેઓને આ જિજ્ઞાસાની અસર ખરેખર રહી, અને અમારા સારા નસીબથી હવે અમો કંઈક સારે દરજ્જે ચડીશું, એવું તેઓ ધારવા લાગી, અને તેથી ભવિષ્યમાં અમો જે ભપકો મારશું, તેના વિચારમાંજ ખુશી થવા લાગી.

એ તો હજારવાર કહેવાયલું છે અને વળી પણ એક વખત હું કહુંછું કે **"જે વખત આપણે સુખમાં કહાડીએ છીએ તેના કરતાં પણ તે સુખની આશાના વખતમાં આપણને વધારે આનંદ મળેછે. કેમકે છેલ્લી બાબતમાં આપણને જેવું પસંદ હોય તેવું આપણે ધારીએ છીએ, અને પેહેલી બાબતમાં તો ઇશ્વર જે આપે તેજ આપણને લેવું પડેછે"** અમારા આનંદ માટે જે પસંદ પડતા અસંખ્યાત વિચારો અમારા મનમાં ઉત્પન્ન થવા લાગ્યા, તે કહી બતાવવા અશકય છે. વળી અમારા નસીબે એક વખત જોર કર્યું છે, એમ અમો ધારવા લાગ્યાં; અને આખું ગામ કહેવા લાગ્યું કે તે "સ્કવાયર" મારી છોકરી સાથે પ્યા-

રમાં છે, તેથી પેલી તો ખરેખર તેની સાથે પ્યારમાં પડી, સબબ લોકોએ તેણીનો તે પ્યાર ઉત્પન્ન કરાવ્યો હતો. આ ખુશીના અરસામાં મારી સ્ત્રીને સરસમાં સરસ સ્વપ્નાં આવતાં, જે તે રોજ સવારમાં ગંભીરાઇથી બરાબર કહી બતાવવાની કાળજી રાખતી. એક રાત્રે કફન અને આડા પડેલાં હાડકાં હોય, જે તરત આવતાં લગ્નની નિશાની છે. બીજી રાત્રે પોતાની છોકરીઓનાં ગજવાં પૈસાથી ભરેલાં જુએ, જે તેઓનાં ગજવાં તરત સોનાથી ભરાસે તેની નિશાની છે. છોકરીઓ પોતાને પણ એવાં શુકન થતાં હતાં; તેમને હોઠપર કોઇ વિચિત્ર ચુમીઓ દેતું હોય, એમ લાગતું, બતીમાં વીંટીઓ દેખાતી, દેવતામાંથી થેલીઓ એકાએક કૂદકા મારતી દેખાતી અને દરેક ચાના પ્યાલાને તળીએ પ્યારની ગાંઠના આકારમાં ચાના પાંદડાં સંતાઇ ગયેલાં જણાતાં;

એક અઠવાડીઆની આખરમાં અમને પેલી શેહેરમાંની બાનુઓ તરફથી એક કાર્ડ આવ્યો, જેમાં તેઓએ સલામ સાથે અમારા આખા કુટુંબને આવતા રવિવારે દેવળમાં મળવા ખુશી જણાવી હતી, આથી કરીને શનીવારની આખી સવાર મારી સ્ત્રી તથા છોડીઓને છૂપી મસલત કરતી મેં જોઇ, તેમાં વખતે વખતે તેઓ મારી તરફ એવા ચેહેરાથી જોતી હતી કે તેમણે જે કંઇ કરવા ધાર્યું હતું તે જણાઈ આવ્યું. ખરૂં કહેતાં મને એવો પકકો શક હતો કે કાલે તેઓ ભપકો બતાવવાની કંઈ મૂર્ખાઇ ભરેલી દરખાસ્ત કરવાની તૈયારી કરેછે.

સાંજરે તેઓએ (પોતાની મસલતમાં ફાવવાની) સઘળી તૈયારી કરી રાખી, મને વાતમાં બાંધવાનું કામ મારી સ્ત્રીએ માથે લીધું; ચા પીધા પછી હું ખુશ મિજાજમાં બેઠો હતો તેવારે મારી સ્ત્રીએ નીચે પ્રમાણે શરૂઆત કરી. "પ્રિયચાર્લ્સ, મને લાગેછે કે કાલે દેવળમાં આપણને ઘણાક સારા માણસોનો સમાગમ થશે." મેં ઉત્તર વાળ્યો "પ્યારી હા, કદાચ એમ પણ થાય, પરંતુ તમારે એ સંબંધી કંઇ ફિકર રાખવા જેવું નથી, કેમકે ઘણા હશે વા થોડા તો પણ ધર્મ ભાષણનો લાભ તમોને મળશેજ" તેણીએ કહ્યું—"હાજ

તો, એની તો હું આશાજ રાખુંછું, પણ પ્રિય હું ધારૂંછું કે ત્યાં આપણે જેમ બને તેમ આબરૂથી દેખાઈએ તો સારૂં કેમકે કોણ જાણે કે શું થવાનું છે? મેં કહ્યું "તમારી આ સૂચના ઘણી સ્તુતિપાત્ર છે. દેવળમાં આબરૂદાર દેખાવ અને વર્તણુંક મને બહુ ગમેછે. આપણે ત્યાં ભાવીક તથા નમ્ર અને આનંદી તથા શાંત થવું" તે બોલી "હા એતો હું જાણુંછું, પણ હું તો એમ કહેવા માગુંછું કે જેમ બને તેમ આપણે ત્યાં ઠીકઠાક થઈને જવું, અને આપણી પડોશના હલકા વાંધાના લોકોની પેઠે નહીં" મેં કહ્યું "પ્રિયા તું ખરૂં કહેછે અને હું પણ તેજ કહેવા જતો હતો. ત્યાં જવાની ઠીકઠાક રીત એછે કે જેમ બને તેમ ત્યાં વહેલાં જવું કે જેથી પ્રાર્થના શરૂ થયા પેહેલાં વિચાર કરવાને વખત મળે" તે બોલી ઉઠી "છીટ! ચાર્લ્સ, એ તો બધું ખરૂં પણ હું એ કહેવા માગતી નથી; હું તો એમ કહુંછું કે આપણે ત્યાં ખાનદાની રીતે જવું. તમે જાણોછો કે દેવળ બે માઈલ દૂર છે, અને હું પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે મારી છોકરીઓ ચાલી ચાલીને થાકથી લાલચોળ થતી, દેવળ સુધી પગે ઘસડાતી જાય, અને જાણે દોડવાની સરત જીતી આવી હોય, એવી દેખાય, તે જોવાને હું ખુશી નથી, માટે મારા વહાલા, હું તો એમ દરખાસ્ત કરૂંછું કે, આપણા જે હળ ખેડવાના ઘોડા છે, તેમાં એક વછેરો જે આપણી પાસે નવ વર્ષ થયાં આવ્યો છે, અને બીજો એનો જોડી બ્લેકબેરી જે હમણા એક માસ થયાં કંઇ કાંમ કર્યા વિના ઉભો છે, એ બન્ને જાડા તથા સુસ્ત થઈ ગયાછે, માટે આપણે પણ જેમ કંઈ કામ કરીએ છીએ, તેમ તેઓ કંઇ કામ શા માટે ન કરે? અને હું કહુંછું કે જ્યારે "મોઝીસ" તેમને કંઇ ઠીકઠાક કરશે તો તેઓ જરા સારો દેખાવ આપશે ખરા.

આ દરખાસ્તમાં મેં વાંધો લીધો, અને કહ્યું કે "બ્લેકબેરીને આંખ નથી, અને વછેરાને પૂછડી નથી, માટે એવાં હલકાં વાહન કરતાં પગે ચાલી જવું વીશગણું વધારે સભ્ય છે; વળી તેઓને કદી લગામ ચડાવવામાં આવી નથી, તેમ તેઓમાં સેંકડો ખરાબ આદત છે, અને આપણા ઘરમાં માત્ર એકજ જીન તથા ગાદી છે." આ-

ટલું છતાં પણ તેઓએ બધી હરકતો રદ કરી તેથી મારે હા કહે-વાની ફરજ પડી; બીજી સવારમાં સ્વારી માટે જરૂરની ચીજો એક-ઠી કરવામાં તેમને ખૂબ મંડેલી જોઇ, તો પણ મને લાગ્યું કે તેમને વખત લાગશે, તેથી હું દેવળ તરફ પગે ચાલતો થયો, અને તેમણે મને કહ્યું કે "અમે પણ તરતજ પાછળ આવીએ છીએ" પ્રાર્થના કરવાના ઓરડામાં તેમના આવવા માટે મેં આશરે એક કલાક રાહ જોઇ, પરંતુ તેઓ ધાર્યા પ્રમાણે ન આવતાં મારે પ્રાર્થના શરૂ કર-વાની ફરજ પડી. અને તેઓના ન આવવાથી થયેલી બેચેની સહીત મેં પ્રાર્થના પૂરી કરી. સઘળું થઈ રહ્યું તોપણ કુટુંબમાંથી કોઈ દે-ખાયું નહીં, તેથી મારી બેચેની વધી, એટલે હું ઘોડાને રસ્તેથી ઘર તરફ પાછો ચાલ્યો; ઘોડાથી આવવાનો રસ્તો પાંચ માઇલ હતો, જો કે પગનો રસ્તો માત્ર બેજ માઇલ હતો. જ્યારે હું ઘર તરફ અર્ધે રસ્તે પહોંચ્યો, ત્યારે પેલી સ્વારી ધીમે ધીમે દેવળ તરફ આવતી ન-જરે પડી. મારો છોકરો, મારી સ્ત્રી અને બે નાનાં છોકરાં એક ઘોડા ઉપર અને મારી બે છોકરીઓ બીજા ઘોડા ઉપર બેઠાં હતાં; વખત લાગવાનું કારણ પૂછ્યું પણ તેમના ચેહેરા ઉપરથીજ તરત જણાઇ આવ્યું કે તેમને રસ્તામાં હજારો મુસીબતો પડી હતી; પે-હેલાં તો ઘોડાજ બાહાર ન નીકળવાની હઠ લઇ બેઠા, તેથી "મિ-સ્ટર બરચેલે" મેહેરબાનીની રાહે તેમને આશરે પાએક માઇલ સુધી લાકડીથી મારી મારીને આગળ ચલાવ્યા, પછી મારી સ્ત્રીની ગાદી-ના બંધ તૂટી પડ્યા, જે સમા કરવા માટે ઉભા રહેવાની જરૂર પડી; ત્યાર બાદ એક ઘોડો હાલ્યાચાલ્યા વગર ઉભોજ થઈ રહ્યો; જેને આગળ ચલાવવા માટે માર કે ફોસલાવવાનું કંઇ કામ લાગે એમ નહોતું, આવી ઉદાસ સ્થીતિમાંથી તે પાછો ઠેકાણે આવતો હતો, તે વખતે હું તેમને આવી મળ્યો, પણ સઘળું સહી સલામત જોઇ મારે કબૂલ કરવું જોઇએ કે મને તેમની હેરાન ગતીથી ઘણી નારાજી થઇ નહીં, કેમકે મેં જાણ્યું કે આથી મને ભવિષ્યમાં મારૂં કહ્યું માનવા માટે દાખલો આપવાની ઘણી તક મળશે તથા એથી મારી છોકરી-ઓ વધારે નમ્ર થતાં શીખશે;

---

# પ્રકરણ ૧૧ મું.

**અમારૂં કુટુંબ હજુ પણ મોટા માણસોનો દેખાવ રાખવાનો નિશ્ચય કરેછે.**

બીજે દિવસે "મિચલમસની સાંજનો તહેવાર હોવાથી અમારા પડોશી ફ્લેંબરોએ અમોને ફળ શેકવાને અને ગમત ચેષ્ટા કરવાને આમંત્રણ કર્યું હતું. જે આમંત્રણનો અમે મગરૂબીથી અનાદર કર્યો હત, પરંતુ અમારા તરતનાં માનભંગથી અમો કંઇક નમ્ર થયાં હતાં એટલે તે ખુશીમાં ભાગ લેવાને અમોએ મંજુર રાખ્યું. અમારા ભલા પડોશીનું ખીરૂ તથા બતક સારાં થયાં હતાં, અને શેકેલાં અંજીર સાથે મેળવેલો દારૂ તો મારી સ્ત્રી જે એવી બાબતમાં પ્રવીણ હતી તેના વિચાર પ્રમાણે પણ બહુ સરસ હતો પણ એટલું તો ખરૂં કે તેની વાત કરવાની રીત સારી નહોતી કેમકે તે ઘણાં લંબાણથી નિરરસપણે અને પોતા વિષેજ બોલ્યા કરતો હતો તેમ વળી તેને તે વાતોની ગમત અમે દશેક વખત ભોગવી ચૂકયા હતા, તો પણ તેજ વાતપર એક વખત વધારે વાર હાસ્ય ધારણ કરવાની અમોએ મહેરબાની કરી.

મી. બરચેલ પણ ત્યાં હાજર હતો જે કંઇને કંઈ નિરપરાધી ગમત ચલાવવામાં ખુશી માનતો, તેણે છોકરા તથા છોકરીઓને "આંધળાં પાડાની" રમત રમાડવા માંડી જે રમતમાં મારી સ્ત્રીને પણ ભાગ લેવા સમજાવવામાં આવી. અને રમી ન શકે એવડી મોટી તે નહોતી થઇ ગઈ. એ જોઈને મને આનંદ થયો એ દરમ્યાનમાં હું તથા મારો પડોશી તે રમત જોતા હતા. દરેક લુંચ્ચાઈ ઉપર હસતા હતા, અને અમો નાના હતા ત્યારે તે રમવામાં અમારી ચતુરાઇ વિશે વખાણ કરતા હતા. પછી "ગિલગિલ આંગળી" ની રમત ચાલી ને ત્યારબાદ બીજી એક ( સવાલ તથા હુકમની ) રમત થઈ, છેલ્લે તેઓ કુંડાળામાં સપાટ પસાર કરવાની રમત રમવા બેઠાં. બધાં જણ આ અસલી રમતથી વાકેફ નહીં હોય, તેથી તે વિષે કહેવાની જરૂર છે કે આ રમતમાં એક સિવાય બધાં જણ કુંડાળામાં

બેસેછે, અને તેમની વચ્ચે પેલો એક જણ ઉભો રહેછે, જેનું કામ એછે જે પેલા કુંડાળું કરી બેઠેલાં માણસો એક સપાટને એકથી બીજા પાસે, પોતાનાં ઘૂટણ નીચેથી કંઇક વણકરના કાંટલાની માફક હડસેલેછે તેને પકડવી; અને આમાં વચ્ચે કોઈ સ્ત્રી ઉભી હોય તેને એકજ વખત બધા સામું જોઇશકવાનું અશક્યછે, તેથી આ રમતની ખરી ખુબી તો એછે કે જે તરફથી તે સ્ત્રી બચાવ કરવાને થોડી શકિતમાન હોય તે બાજુએથી તેને પેલી સપાટની એડી વડે ધબલઈને મારવી. આ પ્રમાણે મારી મોટી છોકરી સપાટામાં આવી હતી, અને લાવણી ગાનારના કાનને પણ બહેરા કરી નાંખે એવા અવાજથી પ્રમાણિકપણે રમવાને પોકારતી હતી: તેવામાં એક ગભરાટપર બીજો ગભરાટ જાગ્યો કેમકે તે વખતે "લેડીબ્લેરની" અને "મીસકેરોલીના વિલેમીના સ્કેગ્સ" અમારી ઓળખતી શહેરમાંની બંને બાનુઓ, તે ઓરડામાં દાખલ થઇ. આ પ્રસંગનો બરાબર ચિત્તાર આપવાને ભાષામાં પણ પૂરતા શબ્દો નહિ હોય, માટે આ નવા માનભંગનું વર્ણન કરવું વ્યર્થછે. અરરર! સત્યાનાશ!—આવી ઉમદા કેળવણી પામેલી સ્ત્રીઓની નજરમાં આવી ગામડીઆ સ્થિતિમાં દેખાવું! મી. ફ્લેમબરોની સૂચવેલી રમતમાંથી તે બીજું શું સારૂ પરિણામ નીકળે? અમે જાણે, અંચબાથી પથ્થર બની ગયા હોઈએ, તેમ કેટલીક વાર સુધી જમીનને ચોંટીજ ગયા જણાયા.

તે બાનુઓ અમને મળવાને અમારે ઘેર આવી હતી, પણ અમો ઘેરથી બાહેર હોતાં તેઓ અમારી વાંસે અંહી આવી, સબબ આગલે દિવસે શું અકસ્માતથી અમે દેવળમાં જઇ શક્યાં નહીં, તે જાણવાને તેઓ ઘણી બેચેન હતી. અમારી વતી બોલવાનું કામ ઓલીવીઆએ માથે લીધું, અને બધી વાતનો માત્ર તાત્પર્ય જણાવ્યો કે "અમો અમારા ઘોડાપરથી પડી ગયાં." એ ઉપરથી પેલી બાનુઓએ ઘણી દિલસોજી બતાવી, પરંતુ અમારા કુટુંબના કોઇને કંઈ વાગ્યું નથી, એવું કહેતાં તેઓ પાછી ઘણીજ ખુશી થઈ પછી જ્યારે તેમણે જાણ્યું કે અમને બીક બહુ લાગી. ત્યારે તેઓએ

બહુજ દિલગીરી જણાવી અને વળી જ્યારે તેઓએ સાંભળ્યું કે અમને રાત્રે ઘણીજ ગમત મળી ત્યારે તેઓએ અતિશય ખુશી બતાવી મારી છોકરીઓપર તેમની મેહેરબાનીનો પૂર્ણ ભાવ હવે જણાયો. આગલી સાંજે તો તેઓના પ્રેમી વચનો મિત્રતા ભરેલાં હતાં, પણ હમણા તો તે જોસભરેલાં જોવામાં આવ્યાં. તેઓએ વધારે લાંબી ટકાઉ મિત્રતા રાખવાની પોતાની ઉત્કંઠા કહી બતાવી. લેડી બ્લેરનીનો પ્યાર ખાસ કરી ઓલીવીઆપર બંધાયો હતો, અને "મીસ કેરોલીના વિલ્હેમીના એમીલારકેગ્સ" નો ( મને આખું નામ કહેવાથી ખુશી ઉપજેછે ) તોરી પ્યાર તેણીની બ્હેનપર બંધાયો હતો. તેઓ એકબીજાને ટેકો આપીને વાતો કર્યા કરતી હતી અને મારી છોકરીઓ મુંગે મોઢે બેઠી બેઠી, તેમની ઉત્તમ કેળવણીપર તાજુબ થતી હતી. દરેક વાંચનાર, ગમે તેવો ગરીબ હોય તો પણ તે મોટાં માણસોનો સંવાદ તથા તેમની અમીરો, બાનુઓ અને ગાર્ટરના નાઈટની વાર્તા સાંભળવાને શોકી હોયછે. તેથી તે બાનુઓ વચ્ચે હમણાં ચાલતી વાર્તાનો છેલ્લો ભાગ આપવાની રજા લઊંછું.

"મીસ સ્કેગ્સ" બોલી "એ વિષે હું જે બધુ જાણુછું, તે એ છે કે પછી તે ખરૂં હોય યા ખોટું, પણ બાઈસાહેબ એટલું તો હું તમને ખાત્રીથી કહુછું, કે આખી મિજ્લસ તો દંગજ થઈ ગઈ, અમીરજાદાના ચેહેરાનો રંગ વારેઘડીએ બદલાયો, બાનુ સાહેબને મુર્છા આવી ગઈ, પણ ટોમકીન ટોમકીન સાહેબે તરવાર કાહાડી સોગન પૂર્વક કહ્યું કે, મારા ધડ ઉપર માથું છે ત્યાં લગી હું તેણીનું રક્ષણ કરીશ."

અમારા બાનુસાહેબ "લેડીબ્લેરની" બોલ્યાં "વારૂ એટલું તો હું કહી શકુંછું કે, તે બાનુસાહેબે એ વિષે મને તો કયારે એક શબ્દ પણ કહ્યો નહોતો; અને હું ધારૂંછું કે તેઓ મારાથી કંઈ છાનું રાખે નહિ; પણ એ વાત તો નિઃસંશયછે કે બીજે દિવસે અમીરજાદાએ પોતાના હજુરીને ત્રણ વાર મોટે સાદે કહ્યું કે જર્નીગન, જર્નીગન, જર્નીગન મારા મોજાંબંધ લાવ."

પણ આથી પહેલાં મારે મી. બરચેલની એક બહુ અસભ્ય

વર્તણુંક વિષે કહેવું જોઇએ કે તે આ વાતના દરમ્યાનમાં સગડી તરફ મોં ફેરવી બેઠો હતો, અને દરેક વાક્યને છેડે મોટેથી કહેતો હતો કે "છિટ" જે શબ્દથી અમો બધાં નાખુશ થયાં અને તેથી તે વાતનો ચડતો જોસ કેટલેક દરજ્જે નરમ પડ્યો. અમારાં બાનુ સાહેબ આગળ બોલ્યાં "વળી મારી પ્રિય સ્કેગ્સ! ડૉકટર બરડોકે તે પ્રસંગપર જે કવિતા બનાવીછે તેમાં પણ આ વિષે કંઈ વર્ણન નથી." "છિટ"

" મીસસ્કેગ્સે કહ્યું કે " એ તો અજાયબ જેવુંછે, કારણ કે તે પોતાની ગમત ખાતર લખેછે, એટલે તે ભાગ્યેજ કંઈ મૂકી દેછે; પણ બાઇસાહેબ મહેરબાનીની રાહે મને તે બતાવશો " " છિટ "

અમારાં બાનુંસાહેબ બોલ્યાં " અરે પ્યારી બાઇ, શું તમે એમ ધારોછો કે હું એવી ચીજો સાથે લેઇ ફરૂંછું ? જો કે મારી ખાત્રીછે કે તે સરસ છે, અને હું પણ કંઇ પરીક્ષા કરી જાણુંછું; નહિ તો પણ મને શાથી ખુશી ઉપજેછે તે હું જાણુંછું; એટલે હું હમેશાં મી. બરડોકની નાની કવિતાઓને વખાણુંછું; કેમકે એકતો તેની બનાવેલી અને બીજી " હેનોવરસ્કવેર " માં રહેતી આપણી પ્રિય કાઉન્ટેસની બનાવેલી કવિતા શિવાય જે જે પ્રગટ થાયછે, તે તદન નકામીજછે, અને તેમાં અમીર લોકો વિષે કંઇ હોતુંજ નથી." "છીટ"

બીજી બોલી " પણ બાઇસાહેબ " લેડીઝ મેગેઝાઇન" નામનાં ચોપાનીઆમાં તમે જે બાબતો લખોછો તે પણ ( એટીકામાંથી ) બાદ કરવી જોઇએ, કેમકે તેમાં કંઇ પણ ખરાબ હોતું નથી એ વાત તમે પણ કબુલ કરશો. પરંતુ હાલ અમને એ લાભ કેમ નથી મળતો ? " "છિટ" !

તે બાઈ સાહેબે કહ્યું " કેમ પ્રિય ! તમને ખબરછે કે મારી સખી, જે મારી પાસે વાંચનારનું કામ કરતી તે મારી નોકરી છોડી " કેપ્ટન રોચને" પરણવા ગઈછે; અને મારી નબળી આંખોથી હું લખી શકું તેમ નથી, એટલે થોડું થયાં હું કોઇ બીજીની શોધમાં છું. યોગ્ય સખ્સ મળવો બહુ કઠણ છે. અને ખરેખર વરસના

ત્રિશ પૌંડનો પગાર એક સારી વર્તણુકની કેળવાયલી છોકરી જે વાં-ચી લખી જાણે અને મિત્ર મંડળમાં સારી વર્તણુંકથી ચાલે, એવીને માટે બહુ થોડો ખરો; તેમ વળી શહેરની છકેલ છોકરીઓ આપણથી સહન ન થઇ શકે." "છિટ"

"મીસરકેગ્સ" બોલી "એતો મને અનુભવછે, કેમકે ગયા છ માસમાં મેં એવી ત્રણ સખી બદલાવી; જેમાંની એકે તો આખા દિ-વસમાં માત્ર એક કલાક પણ શિવવાનું સાદું કામ કરવાની ના પાડી બીજીને વરસની પચીસ ગીની બહુ થોડી લાગી, અને ત્રીજીને તેણી-ની ખરાબ વર્તણુંક માટે કાહાડી મૂકવાની ફરજ પડી· મારી પ્રિય "લેડીબ્લેરની" સદ્ગુણીને તો જે પગાર આપીએ તે થોડો છે પણ એવી મળી કયાં શકેછે." "છિટ"

મારી સ્ત્રી તેમની આ વાતને ઘણો વખત થયાં ધ્યાન દઇ સાંભળતી હતી પણ તેના છેલ્લા ભાગથી તો તે ખાસ કરીને તાજુ-બ થઇ. વર્ષના ત્રીશ પૌંડને પચીસ ગીની જેના ઇંગ્રેજી સિક્કા પાંચશે બાસઠ રૂપિયા અને આઠ આના થયા જેને માટે માણસ નહોતાં મળતાં, અને તે અમારા કુટુંબમાં તો સહેલાઇએ મેળવી શકાય એમ હતું. જેથી તે વાત મને પસંદ છે કે નહિ એ માટે તેણીએ એક ક્ષણ સુધી મારી સામું ધારીને જોયું. અને ખરૂં કહેતાં મારો વિ-ચાર પણ એમ હતો કે આવી બે જગા અમારી છોકરીઓને બરા-બર ઠીક પડશે ખરી. વળી તે સ્કવાયરને મારી મોટી છોકરી સાથે ખરેખરો પ્યાર હશે તો તેણીના તે મોટા દરજ્જા માટે તેણીને દ-રેક રીતે લાયક કરવાને આ રસ્તો તેને ઠીક પડશે. આથી મારી સ્ત્રી એ શરમને લીધે આવા ફાયદાનો લાભ ન ખોવાનો નિશ્ચય કરી કુ-ટુંબને માટે નીચે પ્રમાણે ભાષણ આદર્યું "હું આશા રાખુંછું કે આપ બાઇસાહેબો મારી આગળ પડતી હિંમતને માટે માફ કરશો. જો કે ખરૂં કહીએ તો અમારે એવી મહેરબાનીનો દાવો કરવાનો કંઇ હક નથી, તો પણ મારાં છોકરાંને દુનિયામાં આગળ વધારવાને મારી અપેક્ષા હોય, એ સ્વાભાવિક છે; અને હું હિંમતથી કહુંછું કે મારી છોકરીઓમાં ઠીક ઠીક સારી કેળવણી અને હુંશીઆરી છે; કંઇ નહિ

તો પણ ગામડામાં બીજી એવી છોકરીઓ તમને ભાગ્યેજ મળશે! તેઓ વાંચી લખી શકેછે, હીસાબ પણ ગણી શકેછે, સોયથી થતું બધી જાતનું સાદું કામ તેઓ કરી જાણેછે લુગડામાં કાણો પાડી ચીત્ર પાડી શકેછે પટી તથા તુઈ બનાવી શકેછે અને કંઇક ગાયન પણ જાણેછે તેઓ નાનાં કપડાં સાંધી રીપેર કરી શકે છે. તથા કેટગટનાં લુગડાંપર કામ કરી શકેછે. મારી મોટી તો કાગળમાં પણ ચિત્ર કોરી શકેછે અને મારી નાની તો પાનાં ચીપીને મજેથી ભવિષ્ય કહી શકેછે. "છિટ"

જ્યારે તે પોતાનું સુંદર ભાષણ કરી રહી, ત્યારે પેલી બન્ને બાનુઓ થોડીવાર સુધી તો ચુપચુપ શક ભરેલી રીતે અને ગંભિરાઇથી એકબીજા સામું જોઈ રહી. આખરે "મીસકેરોલીના વીલ્હેમીના સ્કેગ્સ" મેહેરબાની કરી બોલ્યાં કે "મારા થોડા વખતથી બંધાયલા વિચાર પ્રમાણે તો તે યુવાન સ્ત્રીઓ એવી જગાને માટે ઠીક લાયક જણાયછે," પછી તેણે મારી સ્ત્રી તરફ નજર ફેરવી કહ્યું કે "બાઇ! આવી તરેહની બાબતમાં તો વર્તણુંકની બરાબર પરીક્ષા અને એકબીજાની વધારે ઓળખાણ જોઇએ. પણ એથી તમારે એમ ન સમજવું કે તે યુવાન તરૂણીઓના સદ્ગુણ, ડાહપણ અને અક્કલ વિષે મને જરા પણ અંદેશો છે. પણ એવી બાબતોમાં એવો રીવાજ છે; બાઇ સાહેબ! એવો નિયમ છે."

મારી સ્ત્રીએ તેનો શક વ્યાજબી છે, એવું પુરતી રીતે કબુલ કર્યું અને જણાવ્યું કે તે પોતે પણ એમજ શક રાખે, માટે તેમની વર્તણુક વિષે પડોશમાં તજવીજ કરવાનું કહ્યું. જેને માટે એ બાનુસાહેબે એ નકામું છે એમ કહી ના પાડી અને જણાવ્યું કે, તેના પિત્રાઈ થોર્ન હિલની ભલામણ બસ થશે. અને હવે એ ઉપર અમારી અરજનો બધો આધાર રહ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### વેકફીલ્ડના કુટુંબનો ગર્વ ઉતારવાને કુદરતે નિશ્ચય

**કર્યો હોય એવું લાગેછે—ખરેખરાં દુઃખ કરતાં તે પડવાની ધાસ્તી હમેશાં વધારે દુઃખદાયક જણાય છે.**

અમો ઘેર વળી આવ્યા બાદ પેલી ધારેલી આશાબર આણ-વાની યુક્તિઓ યોજવામાં અમે આખી રાત ગાળી, એમાંની કઈ છોકરીને સારી જગા મળશે અને સારા માણસો સાથે હળવા મળ-વાની વધારે તક કોને મળશે તેની અટકળ બાંધવામાં મારી સ્ત્રી ડી-ઓરા બહુજ ચતુરાઇ વાપરવા લાગી. અમારી નીમનોકમાં માત્ર એ-ટલીજ હરકત હતી કે તે સ્કવાયરની ભલામણ મેળવવી પરંતુ તે ભલામણ મળવામાં હવે કંઈ શક જેવું નહોતું કેમકે તેની દોસ્તીના ઘણાક દાખલા અમને મળી ચુકયા હતા. પથારીમાં પણ મારી સ્ત્રી-એ તેજ વિષયપર વાત ચલાવી તે બોલી "મારા પ્યારા ચાર્લ્સ! જુઓ હવે તમને ખાનગીમાં કહું કે આપણે ખરેખર આજે બહુ સરસ કામ કર્યું." મારે શું કહેવું તે ન સુજતાં હું બોલ્યો "હા ઠીક કર્યું" તે બોલી "શું માત્ર ઠીક કર્યું એમજ કહોછો? હું તો ધારૂંછું કે બહુજ ઠીક થયુંછે; ધારો કે છોકરીઓને શહેરમાં મોટાં માણસો સાથે ઓલખાણ થાય અને મને ખાત્રી છે કે બધી તરેહના પતિ મેળવવા માટેની જગા માત્ર લંડન શહેરજ છે.

વળી પ્રિય દરરોજ વિચિત્ર બનાવો બનેછે, અને જેમ આવી ઉત્તમ બાનુઓ મારી છોકરીઓપર ખુશી થઈ ગઈ, તેમ એવા ઉ-ત્તમ ગ્રહસ્થો પણ તેમનાપર શા માટે પ્રસન્ન થશે નહિ? હું તમને ખા-નગી રીતે ખાત્રીપૂર્વક કહુંછું કે, મારી લેડીબ્લેરનીને તો હું બહુજ ચાહુંછું. પરંતુ તમે જોયું કે જ્યારે તેઓ શહેરમાં નોકરીની જગા-ઓની વાતો કરતાં હતાં તે વારે મેં તેમને એકદમ કેવી પકડી. મારા પ્યારા! કહો, તમે નથી ધારતા કે તેવારે હું મારી દીકરીઓ માટે કંઇક ફતેહ મેળવી શકી? "એ વિષે શું મત આપવો તે ન જાણતાં મેં કહ્યું "હા આપણે જો આજથી ત્રણ મહિના ઉપર તેઓનું આ જગા મળવાથી ભલું થયેલું જોઇએ તો ઈશ્વરની મહેરબાની!" મારી સ્ત્રીના મનપર મારી તિવ્ર સમજશક્તિની સારી અસર ઉપજા-વવા માટે જે વાકયો હું બોલતો તેમાંનું આ એક હતું. કેમકે જો છોક-

રીઓ ફતેહ પામે તો મારી સારી આશા ફળીભૂત થયેલ ગણાય, અને કદાપિ કંઈ ખરાબ પરિણામ આવે તોપણ તે એક ભવિષ્ય ક-થન તરીકે સમજાય પરંતુ આ એટલી બધી વાતો કરવાનું કારણ એક જુદીજ વાત કહાડવાનું હતું. અને મને પહેલાંથીજ એ ધાસ્તી હતી. એ વાત બીજી તે શું હોય, પણ હવે અમારે દુનિયામાં કં-ઈક સારા દેખાવથી ફરવું જોઇએ અને તે માટે વ્યાજબી રીતે જોતાં અમારો જે વછેરો ઘરડો થયો હતો, તેને પડોશના મેળામાં વેચી નાંખી અને એક ઘોડો લેવો જે પ્રસંગપર એક બે જણને સ્વારી માટે કામ લાગે, અને મુલાકાતે યા દેવળમાં જતાં સારો દેખાવ આપે. પહેલાં તો હું દૃઢતાથી એ વાતને સામો થયો. પણ તેટલીજ દૃઢતાથી એ વાતનો પક્ષ ખેંચાયો, એટલે જેવો હું જરા નરમ પડયો કે મારા પ્રતિપક્ષીનું જોર વધ્યું અને અંતે વેચવાનો ઠરાવ થયો.

બીજે દિવસે મેળો ભરાવાનો હતો તેથી મેં પોતેજ ત્યાં જ-વાનું ધાર્યું પણ મારી સ્ત્રીએ મને સરદી થઇ હતી તેથી જવાની ના કહી અને મને ઘરથી બાહાર નીકળવા દેવા માટે તેણીને કંઇ પણ સમજુત કામ લાગી નહિ. તે બોલી "ના મારા પ્યારા આ-પણો છોકરો મોઝીસ ડાહ્યોછે, તેથી તે ઠીક વેચી ખરીદી શકશે. તમને ખબર છે કે આપણાં મોટાં સાટાં બધાં તેણેજ કર્યા છે. તે પાછો હઠે એવો નથી. અને માથાફોડ ઠીક કરેછે, અને જ્યાં સુધી કંઈક નફો નીકળે ત્યાં સુધી લેનારને થકવેછે.

મારા છોકરાના ડાહાપણમાં મને કાંઇક ભરોસો હતો તેથી તેને આ કામ સોંપવા હું નારાજ નહોતો. જે ઉપરથી સવારમાં બીજે દિવસે મોઝીસને મેળામાં જવા માટે તૈયાર કરવામાં, તેની બ્હેનો તેને મદદ કરવા લાગી. તેઓ તેના વાળ સરખા કાપતી હતી, તેના ગુચ્છા ઓળતી હતી અને તેની ટોપીના ખૂણા બરાબર કરવા માટે તેમાં ટાંચણીઓ ખોસતી હતી. શૃંગાર ક્રિયા પૂરી થઇ રહ્યા બાદ કરીઆણું લાવવાની પેટી સહિત તેને અમે વછેરાપર સ્વાર થયે-લો જોયો. ગાજવીજ નામનાં કપડાંનો ડગલો તેણે પહેર્યો હતો. તે

ઘણો ટુંકો થઈ ગયો હતો, પણ નાંખી દેવાય તેવો નહોતો. તેનું બદીઅન નાનાં હંસના બચાં જેવા લીલા રંગનું હતું; અને તેની બ્હેનોએ તેના વાળનો અંબોડો વાળી રેશમી કાળી પટ્ટીથી બાંધ્યો હતો. ઘરમાંથી નીકળતાં થોડે સૂધી અમો તેની વાંસે ગયાં અને જ્યાં સુધી તે દેખાયો ત્યાં સુધી "ફતેહ" "ફતેહ" ના પોકારો કરતાં હતાં.

તે ગયો કે તરતજ મી. થૅર્નહિલનો ભંડારી અમારાં સારાં નશીબની વધામણી દેવા આવ્યો તેણે કહ્યું કે "મેં મારા યુવાન શેઠને આપની ઘણી પ્રશંસા કરતાં સાંભળ્યા.

સારૂં નશીબ હોય ત્યારે એકપર બીજી લાભકારી બિના બનતીજ આવેછે તેમ તેજ કુટુંબમાંથી એક બીજો સિપાઈ મારી દિકરીઓપર એક ચીઠી લઇને આવ્યો જેમાં લખ્યું હતું કે તે બાનુઓએ મી. થૅર્નહિલ પાસેથી અમારાં બધાંનાં એવાં તો વખાણ સાંભળ્યાં હતાં કે અમારી આગળની હાલતની થોડીઘણી પુછા કરવા બાદ અમારે માટે પૂરતો સંતોષ મળવાની તેઓને આશા હતી, મારી સ્ત્રી બોલી "હા હવે મને ખબર પડી કે મોટાઓના કુટુંબમાં ઓલખાણ કરવી એ સહેલી વાત નથી, પણ એક વખત ઓળખાણ થઈ એટલે પછી આપણો મોઝીસ કહેછે તેમ આપણે તેમની સાથે ઘર નાતોજ થઈ જાયછે. તેણીનું આ બોલવું તે પોતે હાસ્યજનક સમજતી હતી, તેથી તેનાપર મારી છોકરીઓ ખુશીથી ખડખડ હશી. ટુંકામાં એ સંદેશાથી તે એટલી તો ખુશી થઇ ગઈ કે પોતાના ગજવામાં હાથ ઘાલી તે સંદેશો લાવનારને તેણીએ એક પાવલી કહાડી આપી.

તે દિવસ તો આખો મુલાકાતો કરવામાંજ ગયો. કેમકે તેના ગયા પછી મી. બરચેલ આવ્યો. એ મેળામાંથી થઇ આવ્યો હતો, તેથી અમારા છોકરા વાસ્તે આશરે એકેક આનાની આદુવાળી ભાખરી લાવ્યો હતો, તે મારી સ્ત્રીએ લેઇને રાખી મૂકીને કટકે કટકે તેમને આપતી, બીજું તે મારી છોકરીઓ વાસ્તે ડાબળીઓ લાવ્યો હતો, જેમાં તેઓ કાગળ વિગેરે ચોડવાની ચકતી, વજર અને રેશમની પટ્ટીઓ, યા તો જ્યારે તેમને પૈસા મળે, ત્યારે તે પણ રાખી શકે, મારી સ્ત્રીને ઘણું કરીને નોળીઆની ચામડીનો બહુજ શોક હતો.

કેમકે તે ચામડી બહુ સારા શુકનમાં ગણાતી, પણ આતો આપણે વાતનો સંબંધ મૂકી દીધો. મી. "બરચેલની" તરતની જંગલી વર્તણુંકથી જો કે અમે કેટલેક દરજ્જે નાંખુશ થયાં હતાં તો પણ તેને માટે અમને માન હતું, તેમ વળી હમણાં અમારાં સુખની વાત તેને કહ્યાવિના અને તેની સલાહ પુછવા વિના અમારાથી રહેવાય તેમ નહોતું. અને જો કે અમે બીજાઓની સલાહ લેતાં તોપણ તે પ્રમાણે કોઈ દીવસ વર્તતાં નહિ. જ્યારે તેણે પેલી બે બાનુ તરફની આવેલી ચીઠી વાંચી ત્યારે તે પોતાનું માથુ હલાવી બોલ્યો કે આવાં કામમાં તો બહુ સાવચેતી રાખવી જોઇએ. તેની આ અવિશ્વાસની નજરથી મારી સ્ત્રી બહુજ નાખુશ થઇ અને બોલી "મારી તથા મારી છોકરીઓના વિરૂદ્ધ બોલવાની તમારી હાજરજવાબી માટે મને તો ખાત્રીજ હતી. તમારામાં તો જોઇએ તેથી પણ વધારે સાવચેતી જણાયછે; તો પણ જ્યારે અમારે સલાહ લેવાની જરૂર પડશે, ત્યારે જે સખ્સો પોતે ડાહાપણથી વર્તતા હશે તેની સલાહ લેઇશું."

તેણે ઉત્તર વાળ્યો "બાઈ સાહેબ, મારી વર્તણુંક ગમે તેવી હતી પણ હાલ તેની વાત નથી; અને જો કે હું પોતે ડાહાપણથી નથી વર્ત્યો, તો પણ જેને તે પ્રમાણે વર્તવું હોય તેને બરાબર સલાહ આપી શકુંછું". મેં જોયું કે આનો વળી એવો હાજરજવાબ આવશે, જેમાં મજાકવાળા શબ્દોને બદલે અપશબ્દો પણ હશે. તેથી વાત બદલાવી હું જાણે અજાએબ થતો હોઉં એમ બોલ્યો "રાત પડવા આવી તો પણ હજુ આપણો છોકરો મેળામાંથી કેમ આવ્યો નહિ. મારી સ્ત્રીએ જવાબ આપ્યો "આપણા છોકરાની કાંઇ ચિંતા ન કરો. ખાત્રી રાખજો કે તે પોતાને શું કરવું છે તે બરાબર જાણેછે. ખોટ ખાઇને સોદો કરે એવો તે નથી. મેં એને એવા સોદા કરતાં જોયો છે કે બીજો તો જોઇનેજ દંગ બની જાય. આવો, હું તમને તેની એક મજેની વાત કહું; એથી હશી હશી તમારાં પાંસળાં પણ દુઃખવા આવશે. પણ પણે જુઓ! પેલો "મોઝીસ" ઘોડા વિના પેટી વાંસાપર લઇને ચાલ્યો આવેછે.

મારી સ્ત્રી બોલતી હતી તે વખતે "મોઝીસ" કરીઆણાંની પે-

ટીના બોજાને લીધે પરસેવાથી રેજબેજ થતો, હળવે હળવે ચાલ્યો આવતો હતો. એ પેટી તેણે ફેરીઆની માફક ખભાપર બાંધી લીધી હતી. મારી સ્ત્રીએ કહ્યું "આવ, "મોઝીસ," આવ, મારા બેટા, મેળામાંથી અમારે માટે શું લાવ્યો?"

"મોઝીસે" પેલી પેટી મેજપર મૂકી વ્યંગમાં જવાબ આપ્યો; " હું પોતે આવ્યો તે. બીજું શું લાવું? " મારી સ્ત્રી બોલી "તું પોતે આવ્યો એતો સારૂ પણ ઘોડો ક્યાં"? "મોઝીસે" કહ્યું "એતો પચીશ રૂપિઆ નવ આના ને ચાર પાઇએ વેચ્યો." તે બોલી "શાબાશ, મારા ડાહ્યા છોકરા, શાબાશ! મેંતો ધાર્યું હતું કે તું સફાઇથી વેચીશ. ખાનગી રીતે કહીએ તો એક દિવસમાં પચીશ રૂપીઆ નવ આના અને ચાર પાઇ સારી કમાણી કહેવાય; ઠીક ત્યારે લાવ". મોઝીસે ફરીને કહ્યું "હું કંઈ પૈસા પાછા લાવ્યો નથી; પણ એ બધાનો માલ ખરીદ્યોછે, તે આ રહ્યો." એમ કહી પોતાની બાજુમાંથી એક ગાંસડી કાઢી કહ્યું "આ રહ્યાં એક ગ્રુસ લીલાં ચશ્માં, એને રૂપાંની કમાન અને સેગ્રીનનાં ઘર છે". મારી સ્ત્રી ઢીલા અવાજથી બોલી "શું એક ગ્રુસ લીલાં ચશ્મા! ઘોડો વેચી અમારે માટે બીજું કાંઈ ન લાવતાં ફક્ત નકામાં ચશ્માનો એક ગ્રુસ લાવ્યો." તે છોકરો બોલ્યો "અરે માતા! તમે અક્કલ કેમ નથી વાપરતાં? એ તો પાણીને ભાવે મળ્યાં ત્યારે લીધાંછે નહિતો ક્યાં હું લેઉ એવો છું. ફકત એકલી રૂપાની કમાનનાજ બમણા પૈસા ઉપજશે." મારી સ્ત્રી ગુસ્સાથી બોલી કમાનના ઉપજશે પથ્થર." "મને તો ખાત્રીછે કે રૂપાને ભાવે આ ઉજસનાં અઢી રૂપિએ વેચાતાં અર્ધ કિંમતથી પણ વધારે નહિ ઉપજે". મેં ધીમે રહીને કહ્યું "કમાન વેચવાની તો કશી તમારે તકલીફ લેવીજ નહિ; કેમકે તેમાં ચાર આના કરતાં વધારે કિમત નથી; સબબ મને જણાયછે કે તે માત્ર ત્રાંબાનાંજ છે, અને તેનાપર રૂપાનો ઢોળ ચઢાવેલો છે". મારી સ્ત્રીએ પુછ્યું "શું રૂપાની નથી? કમાન રૂપાની નથી?" મેં જવાબ આપ્યો "ના એતો તમારી તપેલી જેવા રૂપાની છે." તે બોલી " ત્યારે આપણો ઘોડો પણ ગ-

યો, અને તેના બદલામાં આપણને એક ગ્રુસ લીલા ચસ્માં, ત્રાંબાની કમાન ને શેગ્રીનનાં ઘર મળ્યાં; ધૂળ પડી એ સોદામાં! બહુ મુર્ખો! સામા માણસને કંઈક ઓળખવાતો હતા"! મેં કહ્યું "મારી પ્યારી, એ તો તમે ખોટી વાત કરી; એવા માણસોને તો ઓળખવાજ ન હોતા." તે બોલી "ખરે ખરો મૂર્ખ કે આવી રાખ જેવી ચીજ લાવ્યો. જો મને તે આપી તો હું તેને ચુલામાં ફેંકી દઇશ". "વળી તમે ખોટું બોલ્યાં; કેમકે ત્રાંબાનાં છે તોપણ તે આપણે રાખીશું. તમે જાણો છો કે કંઈ ન હોય તે કરતાં ત્રાંબાનાં ચસ્માં પણ સારાં."

હવે બિચારા કમનશીબ મોઝીસને ખરી વાતની ખબર પડી. તેણે હવે જાણ્યું કે તેને એક ઠગ મળ્યો હતો, જેને તેનો ચેહેરો જોઈ તેને સહેલાઇથી ઠગવાને ચૂંટી કાઢ્યો હતો. તેથી મેં તેના ઠગાવાની સઘળી હકીકત તેને પુછી જોઇ. તે પરથી એવું જણાયું કે પેલો ઘોડો વેચીને બીજો લેવાની શોધમાં તે મેળામાં ફરતો હતો તે વારે એક પૂજ્ય દેખાવનો સખ્સ એક ઘોડો વેચવુ છે, એમ તેને કહી એક તંબુ પાસે લેઇ ગયો; મોઝીસે વાત આગળ ચલાવી કે "અહીં એક સારો પોશાક પહેરેલો બીજો માણસ મળ્યો, જેણે આ ચસ્માપર બસો રૂપિઆ ઉછીના લેવા ઇચ્છા જણાવી; તે બોલ્યો કે મારે હમણાં પૈસાની જરૂર છે તેથી હાલ જો કોઈ ગ્રાહક મળેતો એક તૃતીયાંશ કિંમતે પણ આ હું વેચી નાખું". પેલો ગૃહસ્થ જેણે મારા મિત્ર તરીકે ડોળ ઘાલ્યો હતો તેણે મારા કાનમાં કહ્યું કે આવી સારી તક જવા દેવી નહીં. મેં મી. "ફ્લેંબરોને" બોલાવ્યો, એની સાથે પણ તેમણે મારી સાથે જેવી સારી સારી વાતો કરી હતી તેવી કરી તેથી અમો બન્નેને એકેક ગ્રુસ ખરીદવાને તેણે સમજાવ્યા.

---

## પ્રકરણ ૧૩ મું

**મી. બરચેલ દુસ્મન માલૂમ પડેછે કેમકે તે અણગમતી સલાહ આપવાની હિંમત ધરેછે—**

અમારા કુટુંબે સારો દેખાવ રાખવા હવે કેટલાક યત્નો કર્યા

પણ કંઇને કંઈ અણધારેલી આફ્ત આવી પડતાં દરેક યત્ન યોજવામાં આવતો કે તરતજ રદ થતો. જે પ્રમાણમાં તેમની મહત્વાકાંક્ષા નિષ્ફળ જતી, તેજ પ્રમાણમાં હું તેમની સારી સમજ સુધારવાને તેમની દરેક નિરાશાનો લાભ લેવા કોશિશ કરતો. મેં કહ્યું "મારાં છોકરાં તમે જુઓછો કે મોટા માણસોની બરાબરી કરવાને યત્ન કરવાથી આપણને કેટલો થોડો લાભછે? જે ગરીબ થઇને માત્ર પૈસાદારની સાથે વહેવાર રાખવા ઈચ્છેછે, તેમને ગરીબ લોકો નિંદેછે અને મોટા માણસો તેમની તરફ ધિક્કારની નજરથી જુએછે. અસામાન્ય દોસ્તીથી હમેશાં નબળાને ગેરલાભ થાય છે, કેમકે એવી દોસ્તીથી ઉપજતા સુખોનો લાભ પૈસાદાર ભોગવેછે, અને બધી અગવડો ગરીબની પાંતીએ આવે છે. પણ "ડીક" મારા બેટા અહીં આવ? તું જે વાત આજ વાંચતો હતો તે આ બધાં જણના લાભ માટે ફરીથી કહે."

તે છોકરો બોલ્યો " એક વખતે એક રાક્ષસ અને વામનજી વચ્ચે દોસ્તી થઇ, ને તેઓ સાથે રહેવા લાગ્યા. તેઓએ કરાર કર્યો કે એકે બીજાને છોડી જવું નહિ પણ સાહસ કામો કરવાને એકઠા જવું. તેઓએ પહેલી લડાઈ બે આરબ લોકો સાથે કરી અને વામનજી જે ઘણો હિમતવાન હતો, તેણે પેલા બે લડવૈયામાંથી એક જણને બહુ ગુસ્સાથી ઘા કર્યો. તેથી પેલા આરબને થોડી ઇજા તો થઇ પણ તેણે પોતાની તરવાર ઉપાડી બિચારા વામનજીનો હાથ સફાઈથી કાપી નાંખ્યો, તેથી તે હવે દુઃખદાયક સ્થિતિમાં આવી પડ્યો. પણ એટલામાં રાક્ષસ તેની મદદે આવી પહોંચ્યો ને થોડા વખતમાં બન્ને આરબોને મારી જમીનપર નાંખી દીધા, અને વામનજીએ દ્વેષથી પેલા મુએલાનું માથું કાપી નાંખ્યું. પછી તેઓ બીજા સાહસ કરવાને ગયા. આ લડાઈ ક્રૂર મનના ત્રણ વન દેવતા જેઓ એક કુમારીકાને દુઃખમાં ઊપાડી જતા હતા, તેમની સાથે હતી. વામનજીનો જુસ્સો હવે આગળના જેવો નહોતો, તેમ છતાં પણ પહેલો ઘા તેણે કર્યો, જેના બદલામાં તેને સામો ઘા આવ્યો. જેણે તેની આંખ કાઢી નાંખી. પણ રાક્ષસ તરત આવી પહોંચ્યો અને તેઓ નાશી ગયા. ન હોત

તો તેમાંના દરેકને તે મારી નાંખત. આ જીતથી તેઓ બધાં ખુશી થયાં. અને જે કુમારીકાને છોડાવવામાં આવી હતી, તે પેલા રાક્ષસ સાથે પ્યારમાં પડી અને તેને પરણી. પછી તેઓ આગળ ચાલ્યા અને જ્યાં સૂધી તેમને ચોરોની એક ટોળી મળી ત્યાં સૂધી આગળ ને આગળ ચાલ્યા કીધું. પણ રાક્ષસ હમણાં પહેલીજ વખતે આગળ હતો પણ વામનજી કંઇ ઘણો પાછળ નહોતો. લડાઈ ભારે અને ઘણા વખત સૂધી ચાલી. જ્યાં જ્યાં રાક્ષસ ગયો ત્યાં ત્યાં બધા તેનાથી હારી જતા. પણ વામનજીતો એક કરતાં વધારે વાર મોતના પંઝામાં સપડાયો હતો. અંતે બે સાહસ કામ કરનારાઓની જીત થઇ પણ વામનજીએ પોતાનો પગ ખોયો. હવે વામનજી એક પગ, એક હાથ, અને એક આંખ વિનાનો થયો. પણ રાક્ષસને એક જખમ પણ થયો નહોતો. આ ઉપરથી તેણે પોતાના નાના સોબતીને કહ્યું “ મારા નાના બહાદૂર પહેલવાન, આ કીર્તિવાળી ગમત છે. ચાલો આપણે એક વધારે જીત મેળવીએ અને પછી આપણને હમેશાં માન મળશે. વામનજી જેને આટલું થયા પછી ડહાપણ આવ્યું હતું તે બોલ્યો “નહિ ભાઈ, હું મારી ફરજ બજાવી ચૂકયોછું, હવે મારે નથી લડવું; કેમકે દરેક લડાઇમાં મને માલૂમ પડયું કે તમને બધું માન અને ઇનામ મળ્યું અને બધા જખમ મારે ખમવા પડયા.”

હું આ વાતનું વિવેચન કરવા જતો હતો તેવામાં મારી છોકરીઓની શહેરની ધારેલી મુસાફરી ઉપર, મારી સ્ત્રી તથા મી. “બરચેલ” વચ્ચે જોસથી ચાલતી તકરાર તરફ મારૂં ધ્યાન ખેંચાયું. મારી સ્ત્રી તે મુસાફરી કરવાથી જે ફાયદા નીપજશે તે વિષે ઘણા શ્રમથી આગ્રહ પૂર્વક કહેતી હતી, અને મી. “બરચેલ” બહુજ આવેશમાં તેથી ઉલટું સમજાવતો હતો, ને હું ત્રાહિત રહ્યો હતો. તેનો સવારનો મત જે બહુ પ્રતિકૂળ સમજવામાં આવ્યો તો તેના ઉત્તરાર્ધ તરીકેજ તેનો હમણાનો વિરૂદ્ધ મત ગણાયો. તકરાર વધતી ગઈ, અને બીચારી ગરીબ “ડીબોરા” મજબૂત કારણો આપી તકરાર ચલાવવાને બદલે મોટે અવાજે બોલવા લાગી. અને જ્યારે તેણીએ જોયું કે તે હારવાપર આવીછે ત્યારે તે ઘાંટા પાડવા લાગી; તોપણ તેણીના આ

મોટા અવાજવાળા ભાષણના છેલા ભાગથી અમે બધાં બહુજ નારાજ થયાં. તે બોલી "હું જાણુંછું કે કેટલાક જણને એવી સલાહ આપવામાં છુપાં કારણો રહેલાં છે. અને મારા તરફથી હું એમ ઈચ્છુંછું કે હવેથી એવા માણસો મારે ઘેર આવતા અટકે તો સારૂં." મી. "બરચેલ" બહુ ગંભીર મોઢું રાખી બોલ્યો તેથી તે વધારે બળી. "બાઈ સાહેબ તમારી છુપાં કારણોની વાત ખરીછે; મારે ખરેખર છુપાં કારણો છે, એ કહેવાને હું ખુશી નથી કેમકે જે હું છુપાં નથી રાખતો તેનો જવાબ આપવાને પણ તમે શક્તિવાન નથી; પણ મને જણાયું કે મારા અહિઆં આવવાથી ( કોઈકને ) કંટાળો ઉપજે છે માટે હવે હું રજા માગુંછું અને કદાપિ આ પ્રદેશ છોડતી વખતે હું એક છેલીવાર મળવા આવીશ ખરો." એમ કહી તેણે પોતાની ટોપી ઉપાડી, અને "સોફ્રાયા" તેની ઉદ્ધતાઇને માટે તેને ઠપકો આપતી હોય તેમ તેના તરફ જોતી જણાઈ; તેના યત્નથી પણ તે અટક્યો નહિ. તે ગયો એટલે અમે બધાં કેટલીક મિનિટ સુધી એક બીજા તરફ જોવા લાગ્યાં. મારી સ્ત્રી જે સમજતી હતી કે તેનું કારણ તે પોતેજ હતી તે હશીને ખાતરજમાની નજર રાખી પોતાની. ચિંતા છુપાવવાનો યત્ન કરવા લાગી. આ માટે તેણીને ઠપકો આપવાની મારી મરજી થઈ તેથી હું બોલ્યો, "કેમ અલી, આપણે આપણા પરોણા સાથે આમ વર્તવું જોઈએ કે? તેના ઉપકારનો બદલો આમ વાળવો જોઇએ કે? મારી પ્યારી, ખાત્રીથી સમજજો કે તે શબ્દો તમે કઠોરમાં કઠોર વાપર્યા, અને મને અતિશય અપ્રિય શબ્દો તમે તમારા જન્મારામાં આજેજ કહ્યા. તે બોલી "ત્યારે તે શા માટે મને ખીજવતો હતો? હું તેની સલાહની ધારણા બરાબર સમજુ છું. અહીં ઘેર મારી નાની છોકરીની સોબતની મોજ તેને મળે, તેટલા માટે મારી છોકરીઓને લંડન શહેરમાં જતાં અટકાવવાને તે ચહાતો હતો; પરતુ ગમે તેમ થાય તોપણ મારી છોકરી હવે તેના જેવા હલકા, વાંધા ભરેલા માણસ કરતાં, સારા માણસની સોબત વધારે પસંદ કરશે." મેં કહ્યું, "પ્યારી, શું? તેને તું હલકો માણસ કહેછે? એ તદન સંભવિત છે કે રખે આપણે તે માણસની ચાલચલગત વિષે ભૂલ ખાતા

હોઇએ. કેમકે કોઈ કોઈ પ્રસંગે તે એવો તો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પરિપૂર્ણ ગૃહસ્થ જેવો દેખાયછે કે મેં તેવો માણસ ભાગ્યેજ જોયો હશે. મારી દીકરી "સોફ્રાયા," તું કહે કે તને કયારે પણ તેણે પ્યારની નિશાનિ છુપી રીતે બતાવી છે"?

મારી છોકરીએ જવાબ આપ્યો "મારી સાથે તો તે હમેશાં અક્કલવાળી, મર્યાદશીલ, અને આનંદ ઉપજાવે એવી વાતો કરેછે, પરંતુ બીજી કોઈ રીતે તેતો કદી કાંઈ બોલ્યો નથી. ખરેખર કહેતાં, એક વખત મેં તેને એમ બોલતાં સાંભળ્યો છે કે જે માણસ ગરીબ દેખાતો હોય, તેમાં ગુણ શોધી કાઢે એવી સ્ત્રી તેણે કદી જોઈ નથી." મેં કહ્યું, "બાપુ, એતો આળસુ અને કમનશીબ માણસોની સાધારણ બોલવાની રૂઢીજ હોયછે. પણ હું આશા રાખુંછું કે એવા માણસોની યોગ્ય કદર જાણતાં તને આવડે છે. અને જે પુરૂષ પોતાની વ્યવસ્થા આવી ખરાબ રીતે કરેછે, તેમાંથી સુખની આશા રાખવી, એ કેવળ ગાંડાઈજ છે. હું અને તારી મા તારાં ભવિષ્યને માટે સારી આશા રાખીએ છીએ, અને આવતો શિયાળો ઘણુ કરીને તમે શહેરમાં ગાળશો, ત્યારે તમને વધારે ડાહાપણ ભરેલી પસંદગી કરવા માટે સારી તક મળશે."

આ પ્રસંગે "સોફ્રાયાને" શા વિચાર થયા હશે તે હું ખાત્રી પૂર્વક કહી શકતો નથી; પરંતુ અંદરખાનેથી હું નાખુશ થયો નહોતો. કેમકે જે પરોણાની મને ઘણી ધાસ્તી હતી તેથી અમો મુક્ત થયાં. જો કે અમારી પરોણા ચાકરીમાં ભંગ પડવાથી મારી ન્યાય વૃત્તિને ઘણું લાગ્યું; તોપણ એ ત્રણ દેખીતી રીતે સાચાં જણાય, એવાં કારણો આપી તે ઉપદેશક લાગણીને મેં તરતજ સમાવી દીધી. તે કારણોથી મારા મનને પણ શાંતિવળી.

**"જે માણસે ખોટું કર્યું હોય તેને ન્યાય વૃત્તિથી જે દુઃખ ઉપજે છે, તે તરત સમી જાયછે. ન્યાય વૃત્તિ એ નામર્દ છે. અને જે ગુન્હા કરવાને તે અટકાવી શકતી નથી તે ગુન્હા માટે આપણને ઠપકો પણ ભાગ્યેજ આપેછે."**

---

# પ્રકરણ ૧૪ મું.

**નવા માનખંડન અથવા તો દેખીતી આફત ખરેખરૂં સુખ નીવડેછે, તેની સાબીતી.—**

મી. "થોર્નહીલે" મારી છોકરીઓની વર્તણુંકપર જાતે તપાસ રાખી, અમને તે વિષે કાગળ લખી ખબર કરવાનું વચન આપતાં, તેમને લંડન શહેરમાં મોકલવાનું હવે નક્કી ઠર્યું. અને તેમની મોટાઇની આશા પ્રમાણે તેમનો દેખાવ પણ રાખવો જોઇએ, એ અવશ્યનું હતું; પણ ખરચ કર્યા વિના તેમ બની શકે નહિ, તેથી તે માટે પૈસા ક્યાંથી કહાડવા, અથવા વધારે ખુલ્લું કહેતાં, કંઈપણ અગવડ આવ્યા વગર શું વેચી શકાય, તે વિશે અમો બધાં એકઠાં મળી વિચાર કરવા લાગ્યાં; તંરતજ ગોઠવણ પૂરી થઇ અને એમ જણાયું કે, અમારો બાકી રહેલો ઘોડો તેની જોડી વગર હળ ખેડવાને નકામો હતો અને એક આંખ ન હોવાથી, ચડીને જવા માટે પણ તેવોજ નકામો હતો; તેથી એમ ઠર્યું કે ઉપર જણાવેલી મતલબસર તેને પાસેના મેળામાં વેચી નાંખવો, અને ઠગાઇએ નહિ માટે તે કામ સારૂં મારેજ જવું. જોકે મારી જીંદગીમાં વેપારનું કામ મારે આ પહેલુંજ કરવાનું હતું તોપણ મને ખાત્રી હતી કે હું તે આબરૂપૂર્વક બજાવી લાવીશ. કોઇપણ માણસ જે સોબતમાં તે રહેછે, તે સોબતીઓની અક્કલના પ્રમાણમાં તે પોતાની અક્કલનું માપ બાંધેછે. અને મારી સોબત ઘણીખરી મારાં ઘરનાં માણસો સાથેજ હતી, તેથી મારા દુનિયાદારીના ડહાપણ વિષે મારો હલકો મત નહોતો. તોપણ બીજે દિવસે સવારે જતી વેળાએ હું ઘરથી થોડાં પગલાં ગયો કે, મારી સ્ત્રીએ મને પાછો બોલાવી કાનમાં કહ્યું કે "સંભાળ રાખજો, ઠગાતા નહિ."

હું મેળામાં આવ્યો એટલે રીત મુજબ ઘોડાને જે ચાલ આવડતી હતી તે ચલાવી, પણ થોડા વખત સૂધી કોઈ ગ્રાહક મળ્યો નહિ. આખરે એક વેપારી ત્યાં આવ્યો, જેણે ઘોડાને ચારે તરફથી તપાસી જોતાં તેને તે કાંણો માલૂમ પડયો; એટલે તેને તે પસંદ નહિ આવ્યો; પછી બીજો આવ્યો, તે ઘોડાના પગના સાંધાપર સોજો જો-

ઇને બોલ્યો કે એ તો હાંકી લઇ જવો એ ભારે પડે એમ છે. ત્રિ-જાને તેના ઘૂટણુપર વાની ગાંઠ જણાઇ, જેથી તેણે પણ કંઈ કિમત ન કરી. ચોથાને તેની આંખ ઉપરથી જણાયું કે તેનાં આંતરડાં સ-ડેલાં છે, અને પાંચમો અજાએબ થઇને બોલ્યો કે "તમે શું ધારીને આવો કાણો, સુજેલા પગવાળો, ચાઠાં પડેલો, રેઢીઆળ ટટુ જે કા-પીને કુતરા પાસે નાંખવા લાયક છે, તેને મેળામાં વેચવા લાવ્યાછો?" હવે તો તે ગરીબ પ્રાણીપર મને પણ ધિક્કાર આવવા લાગ્યો. અને દરેક ગ્રાહકના આવવાથી હું શરમાવા લાગ્યો. અને જોકે તે બધા માણસોએ કહ્યું તે તદન ખરૂં છે એમ હું માનતો નહોતો તોપણ, એટલા બધા શાક્ષીઓ કહેછે તેથી તે ખરૂ હોવાનું સંભવિત હોય એમ હું ધારવા લાગ્યો.

આવી દિલગીરી ભરેલી સ્થિતિમાં હું હતો, તેવામાં એક મા-રા જેવો પાદરી જે મારો જુનો ઓળખીતો હતો અને જે મેળા-માં કંઈ કામ સબબે આવ્યો હતો તે ત્યાં આવી ચડયો, અને મા-રી સાથે હાથ મેળવી સલામ કર્યાં બાદ તેણે મને તેની સાથે પાસે-ના પીઠાંમાં જવાને તથા ત્યાં જેવો મળી આવે, તેવા દારૂનો એકાદ પ્યાલો લેવાને કહ્યું. મેં તેની તે માંગણી તરતજ કબુલ કરી, અને અમો બન્ને પીઠાંમાં પેઠા. ત્યાં અમને પાછળના નાના ઓરડામાં લેઈ જવામાં આવ્યા. ત્યાં માત્ર એક માનવંત દેખાવનો ઘરડો આદમી બેઠો બેઠો એક મોટું પુસ્તક જે તે વાંચતો હતો, તેમાં તદન મશ-ગૂલ થયેલો દેખાયો; તેની સુરત જોઇને મારા મનપર એટલી બધી સારી અસર થઇ કે મારી જીંદગીમાં તેટલી અસર કોઇએ પણ ઉપજાવી નહોતી. તેના લમણાપર સફેદ રૂપેરી રંગના ગુચ્છા પૂજ્ય ભાવ ઉપજાવે એવી રીતે આવી રહેલા હતા; તેની ખીલી રહેલી વૃદ્ધાવસ્થાને લીધે જણાતું હતું કે; તે તનદુરસ્ત અને પરોપકારશીલ પુરૂષછે. પરંતુ તેની હાજરીને લીધે અમારી વાતચિતમાં કંઈ હરકત આવી નહિ. અમોએ તો અમારી જીંદગી ઉપર થયેલા જુદા જુદા ફેરફાર વિષે, "વિલીઅમ વિસ્ટનની" તકરાર વિષે, મારાં

છેલ્લાં ચોપાનીઆં, તેનો ઉપધર્માધ્યક્ષનો જવાબ, તથા તેનાપર થયેલી સખ્ત ટીકા વિષે વાર્ત્તા ચલાવી. પરંતુ થોડીવાર પછી એક યુવાન સખ્સે, તે ઓરડામાં આવી, પેલા વૃદ્ધ ગૃહસ્થને અદબથી કંઈક હળવે રહીને કહ્યું, તેના તરફ અમારૂં ધ્યાન ખેંચાયું. તે વૃદ્ધ માણસ બોલ્યો, "બાપુ એમાં માફ માગવાનું શું છે ? ભલુ કરવું એતો પ્રાણી માત્ર તરફ આપણી ફરજછે; માટે આ લે; એથી વધારે હત તો હું ખુશી થાત, પરંતુ આ પચાસ રૂપિઆથી પણ તારૂં દુઃખ દૂર થશે, અને હું તને તે ખુશીથી આપુછું." તે યુવાન શખ્સે ઉપકારનાં આંસુ પાડ્યાં; તોપણ મારા મનમાં ઉપકારની જે લાગણી ઉત્પન્ન થઇ, તેના આગળ તેનો ઉપકાર કંઇ નહોતો. તે વૃદ્ધ માણસની પરોપકારશીળતાથી મને એટલો તો આનંદ થયો કે હું તેને ભેટી પડયો હત; તેણે પાછું પોતાનું વાંચવાનું શરૂ કર્યું, અને અમે અમારી વાતો ચલાવ્યા કરી. જેવારે કેટલીકવાર પછી, મારા સોબતીને મેળામાં કંઇ કામ કરવાનું સાંભરી આવતાં, તે તરતમાં પાછા વળી આવવાનું વચન આપી કહેતો ગયો કે, તેને જેમ બને તેમ ડૉકટર પ્રિમરોઝની સોબતમાં રહેવું બહુ ગમેછે. મારૂં નામ સાંભળીને તે વૃદ્ધ ગૃહસ્થ કેટલીકવાર સુધી ધ્યાન પૂર્વક મારા સામું જોવા લાગ્યો, અને મારો દોસ્ત ગયો કે તેણે ઘણાજ માન પૂર્વક પૂછયું કે "પેલો હિમતવાન લખનાર મહાન પ્રિમરોઝ, જે ધર્મ રક્ષાનો મોટો મઠ છે, તેના તમે કંઇ સગા થાઓછો શું?" તે વખતે મારા અન્તઃકરણમાં જેવી ખુશી થઇ તેવી ખુશી મને કયારે પણ થઈ નહોતી. હું બોલ્યો, "સાહેબ, મને ખાત્રી છે કે આપજ એવા ભલા આદમી છો, કે તે માણસનાં વખાણ કરો છો; જેથી આપની પરોપકારશીળતાએ મારા મનમાં ઉત્પન્ન કરેલ ખુશીમાં વધારો થાયછે. જે ડૉકટર પ્રીમરોઝને આપે મહાન કહેવાની મહેરબાની કરી છે, તે આ આપ સાહેબની સામેજ હાજરછે." તે નવો માણસ ધાક ખાઇને બોલ્યો, "સાહેબ મને ધાસ્તી લાગેછે કે મેં જોઈએ તેથી વધારે છુટ લીધી. પણ આપ મારી જીજ્ઞાસાને માટે ક્ષમા કરશો; સાહેબ, હું આપની માફી માગુછું." મેં તેનો હાથ પકડીને કહ્યું,

"એ શું કહો છો ? આપની છુટથી નારાજ થવાને બદલે હું તો આપની દોસ્તીની માગણી કરૂંછું, કેમકે મારી પ્રીતિ આપે આગળથીજ મેળવી લીધી છે." તેણે મારા હાથમાં હાથ મેળવીને કહ્યું કે "હ્યો ત્યારે અડગપણે સન્માર્ગે ચાલનારા કીર્તિસ્થંભ, આપની માગણી હું ઉપકાર સહીત કબુલ કરૂંછું; અને હું અહીં જોઉછું"—તે કંઈ કહેવા જતો હતો પણ મેં તેને અહીં અટકાવ્યો, કારણકે જો કે ગ્રંથકર્ત્તા તરિકે તે મારી જેટલી ખુશામત કરત, તેટલી મને ગમત, તો પણ શરમંને લીધે તે મારા મોઢા ઉપર મારાં વખાણ કરે, એ મને ગમ્યું નહીં; પરંતુ એટલા ટુંકા વખતમાં એવી દૃઢ દોસ્તી થવાની વાત નવલ કથામાં પણ કદી આવતી નથી. અમોએ કેટલાક વિષયોપર વાતો ચલાવી; પ્રથમ તો મને તે વિદ્વાન કરતાં ભક્ત વધારે લાગ્યો. અને મેં ધાર્યું કે તે બધા મનુષ્ય મતને તદન નકામા ગણી ધિક્કારે છે. પણ આથી તેના પ્રત્યે મારી પ્રિતીમાં કંઈ ઘટારો થયો નહીં. કેમકે થોડું થયાં હું પોતે પણ ખાનગી રીતે તેવોજ મત ધરાવતો હતો, તેથી પ્રસંગ લઈ હું બોલ્યો કે—"દુનિયાનો ઘણો ખરો ભાગ ઉપદેશક વિષય માટે ઠપકાને પાત્ર થાય એવો બે દરકાર રહેશે, અને માનવર્તક પ્રમાણે હદ ઉપરાંત વર્તે છે," તે ક્ષણ સુધી જાણે તેણે પોતાની બધી વિદ્વતા રાખી મૂકી હોય, તેમ તે બોલ્યો, "અરે સાહેબ, દુનિયા તો વૃદ્ધાવસ્થામાં આવી છે, તોપણ હજુ જગદુત્પત્તીના સવાલથી બધા જમાનાના તત્વજ્ઞાનીઓ ગુંચવાઈ ગયાછે; જગદુત્પત્તિ વિષે તેઓએ કેવાં ગુંચવણ ભરેલા વિચારો પ્રગટ કર્યા છે? "સેન્કોનીએથન," "મેનીથો," "બેરોસસ" અને "ઓસીલસ લ્યુકેનસ," એ સઘળાએ વ્યર્થ યત્ન કર્યો છે; એમાંનો છેલ્લો એમ કહેછે કે "બધી વસ્તુ અનાદિ છે," વળી "મેનીથો" જે "નેબ્યુકડનઅસર" ના વખતમાં થઈ ગયોં;—"એસર" એ સીરીઆની ભાષાનો શબ્દ છે, અને તે તે દેશના રાજાઓના ઉપનામ તરીકે વપરાય છે, જેમકે "ટેગલટ ફીલએસર," "નેલનએસર"—તેણે પણ હું કહુંછું કે એવોજ નકામો તર્ક બાંધ્યો, કારણ કે આપણે હમેશાં કહીએ છીએ કે, પુસ્તકોથી દુનિઆને જ્ઞાન મળશે નહીં, તેથી તેણે શોધ કરવાનો નિશ્ચય કર્યો કે—

પરંતુ સાહેબ હું માફ માગું છું કે હું ક્યાં આડી વાત લઇ ગયો." ખરેખર જોતાં તેણે તેમજ કર્યું હતું, કેમકે હું સમજી શક્યો નહીં કે, જે બાબતપર હું વાત કરતો હતો, તેને અને જગદુત્પત્તિને શું સંબંધ છે? પણ તે વિદ્વાન માણસ છે એ જણાવવાને આટલું બસ હતું, અને તેથી હવે હું તેના તરફ વધારે માનની નજરથી જોવા લાગ્યો. અને તેની સાથે તકરાર ચલાવી તેની પરીક્ષા કરવાનો મેં નિશ્ચય કર્યો, પરંતુ તે એવો તો નમ્ર અને ઠંડા મિજાજનો હતો, કે જીતને, માટે તેણે તકરાર કરીજ નહિ. જ્યારે જ્યારે હું કંઈ એવું કહેતો કે જે વિવાદ કરવાની માંગણી કરવા જેવું જણાય, ત્યારે તે મોં મલકાવતો, માથું ધુણાવતો અને મુંગો રહેતો. જેથી હું સમજતો કે તે બોલવાનું વ્યાજબી ધારે, તો તે ઘણું બોલી શકે. એવી રીતે અસલના વખતની બાબતો ઉપર વાત ચાલતાં ચાલતાં, અહીં મેળામાં હમણાં અમે બન્ને શા માટે આવ્યા હતા એ વિષય ઉપર વાત ચાલી. મેં કહ્યું કે મારે ત્યાં એક ઘોડો વેચવાનું કામ હતું. અને ખરેખર સારા ભાગ્યે તેને પોતાના એક ખેડુત માટે તે ખરીદવાનું કામ હતું. તેથી તરતજ મારો ઘોડો રજુ કરવામાં આવ્યો, અને આખરે અમે સાટું કર્યું. હવે મને પૈસા આપવાનુંજ કામ માત્ર બાકી રહ્યું હતું, તેથી તેણે ત્રણસેં રૂપિઆની નોટ કાહાડી મને બાકીના પૈસા પાછા આપવાને જણાવ્યું. પણ તેની તે માંગણી પુરી પાડવાને હું શક્તિવાન નહોતો. તેણે પોતાના પટાવાળાને બોલાવવાનો હુકમ કર્યો, જે ઘણાજ સારા પોશાકમાં હાજર થયો એટલે તે બોલ્યો "આ લે, ઈબ્રાહીમ, આના પૈસા લાવ; આપણા "જેકશન" પાડોશી પાસેથી યા બીજે કંઇથી આ વટાવી લાવ." તે માણસ એ કામ કરવા ગયો, એટલા વખતમાં તેણે મને રૂપાની અછત વિષે ભાષણ કરી ગમત આપી. એટલે મેં તેથી પણ અછી રીતે બોલી સોનાની અછત વિષે દિલગીરી બતાવી, તેથી ઇબ્રાહિમ પાછો આવ્યો એટલા વખતમાં અમો બન્ને એક મત થયા કે હાલ જેવી પૈસાની તાંણુ અમે કયારે પણ સાંભળી નહોતી. ઈબ્રાહિમે આવીને કહ્યું કે, તે આખો મેળો ઢુંઢી વળ્યો તોપણ કયાંથી તેને વટાવ મળ્યો નહિ. રૂપિઓ સવા રૂપિઓ નફાનો આપતાં પણ ન મળ્યો.

આથી અમને બધાને નાઉમેદી ઉપજી. પણ થોડીવાર પછી તે ઘરડા ગૃહસ્થે મને પુછ્યું કે "તમે રહોછો તે ભાગમાં એક "સોલોમન ફ્લૅંબરો" રહેછે, તેને તમે ઓળખો છો"? મેં કહ્યું "એતો મારા ઘરની પાસેજ રહેનાર પાડોશી છે." એટલે તે બોલ્યો "જો એમજ હોય તો હજુ આપણે સારું કરી શકશું. હું તમને તેનાપર ખડાઉતાર હુંડી લખી આપીશ. હું કહુંછું કે તે પંચકોશીમાં તેના જેવો ચાલ વાળો બીજો કોઈ ભાગ્યેજ હશે. અમારે અને ભલા 'સોલોમનને' ઘણાં વર્ષ થયાં ઓળખાણ છે. મને સાંભરે છે કે હું તેને ત્રણ કુદકાની સરતમાં હરાવતો, પણ તે એક પગથી મારા કરતાં વધારે કૂદી શકતો." મને રોકડા પૈસા આપે યાતો મને મારા પડોશી ઉપર હુંડી આપે એતો સરખુંજ હતું, કેમકે તે આસામીની મને પૂરતી ખાત્રી હતી; તેથી હુંડીમાં સહી કરી મને આપી; તે વૃદ્ધ ગૃહસ્થ મી. "જેંકિનશન," તેનો માણસ ઈબ્રાહિમ, અને મારો ઘોડો બ્લેકબેરી, એક બીજાથી સંતોષ પામતા 'ખુદડુક' 'ખુદડુક' ચાલતા પલાયન કરી ગયા.

થોડો વખત વીત્યા બાદ તે બાબતસર વિચાર કરતાં મને યાદ આવવા લાગ્યું કે અજાણ્યા માણસ પાસેથી હુંડી લેવામાં મેં ભૂલ કરી હતી. અને તેથી તે ખરીદનાર માણસની વાંસે લાગી તેની પાસેથી તે ઘોડો પાછો લેવાનો મેં ઠરાવ કર્યો. પણ હવે તેમને ગયેનો વખત બહુ થઇ ગયો હતો; તેથી જેમ બને તેમ જલદીથી મારા દોસ્ત પાસેથી હુંડીના પૈસા વસુલ કરવાનું ધારી, પરબારો ઘરે તરફ આવ્યો. મારો ભલો પડોશી પોતાને ઘેર બેઠો બેઠો હુકકો પીતો હતો. તેની પાસે જઇ મેં કહ્યુંકે "તમારા પર એક નાની હુંડીછે." એટલે તેણે તે લેઈ બે વાર આખી વાંચી જોઈ, તેથી હું બોલ્યો "કેમ તમે તેનું નામતો વાંચી શકતા હશો?" "ઈફ્રેમ જેનકીનસનછે." તેણે જવાબ વાળ્યો "હા, નામતો તદન ખુલ્લું લખેલુંછે. અને એ માણસને પણ હું ઓળખુંછું કે તે આ દુનિયામાં ઠગમાં ઠગ આદમીછે, આ મારી પાસે જેણે ચસ્માં વેચ્યાં તે પણ એજ હરામ ખોર. તેનો દેખાવ પૂજ્યનીક, તેના વાળ ધોળા, અને તેનાં ગજવાં ઢાકણ વિના-

નાં હતાં કે નહિ? તે વળી ગ્રીક, જગદુત્પત્તિ, અને દુનિયા વિષે વિદ્વત્તા વાળી લાંબી લાંબી વાતો કરતો હતો કે નહિ?" આનાજ જવાબમાં મેં એક નિશાસો નાંખ્યો. તે વળી બોલ્યો. "હં, હં; તેને માત્ર એકજ વિદ્વતા વાળું આવડેછે; એટલે જ્યારે તેને કોઇ વિદ્વાન માણસ મળી આવેછે, ત્યારે તે માત્ર એજ વાતો કરેછે પણ એ લુચ્ચાને હું ઓળખુંછું. અને હજુ હું તેને પકડીશ ખરો. જો કે હું તો ક્યારનો પૂરો ખેદ પામ્યો હતો તો પણ મોટામાં મોટી મુશીબત મારી સ્ત્રી તથા છોકરીઓને મળતી વખત પડવાની હતી. તેથી હું જેટલો ઘેર જવાને ડરતો હતો, તેના કરતાં વધારે કોઇ પણ રખડાઉ છોકરો નિશાળમાં જઈ શિક્ષકનું મોં જોવાને ડરતો નહિ હોય. તો પણ મેં નિશ્ચય કર્યો કે તેઓના ગુસ્સે થવા પહેલાં મારે પોતેજ ગમે તે બહાનું કાઢી તેમના પર ગુસ્સે થવું.

પણ અફસોસ! જેવો ઘરમાં પેસુંછું તેજ વખતે કુટુંબને કોઈ પણરીતે કલહને માટે તૈયાર જોયું નહિ. મારી સ્ત્રી તથા છોકરીઓ બધી રડતી હતી, કેમકે મી. "થોર્નહિલ" ત્યાં આવી જેતાવી ગયો હતો કે, તેઓની શહેરની મુસાફરી હવે બિલકુલ થવાની નહોતી. સબબ તે એ બાનુઓએ કોઈ દ્વેષી શખ્સ પાસેથી અમારા માટે કંઈ અફવા સાંભળતાં, તે દહાડે લંડન શહેર તરફ રવાને થઇ ગઇ હતી. તેમ વળી તેને ખબર નહોતી કે એવી રીતે કોણે કહ્યું હતું, અને તેને તેમ કરવાનું શું કારણ હતું. પરંતુ તે અફવા ગમે તેણે અને ગમે તેવી ચલાવી હતી; તો પણ તેણે અમારાં કુટુંબને રક્ષણ તથા દોસ્તીની ખાત્રી આપી હતી. આવી રીતે હોતાં મારૂ નિરાશાનું કારણ તેમણે બહુ શાંત મને સહન કર્યું, કેમકે તેમની પોતાની નિરાશામાં મારૂં તો ઢંકાઇજ ગયું. પરંતું અમારા જેવું નિરપરાધી કુટુંબ જે અદેખાઇ ઉપજાવવાને તદન ગરીબ, તથા કોઇને કંટાળો ઉપજાવવાને તદન નિર્દોષ હતું, તેની વર્તણુંકની નિંદા કરે એવો તે નીચ કોણ હશે એ ધારવામાં અમને બહુજ ગુચવણ પડી.

---

# પ્રકરણ ૧૫ મું.

**મી. "અરચેલની" બધી હરામખોરી એકદમ પકડાઈ ગઇ; અતિ ડાહ્યા થવાથી નીપજતી મૂર્ખાઈ—**

તે સાંજરે અને બીજે દિવસે થોડાએક વખત સુધી, અમો અમારા દુશ્મનો શોધવાના પ્રયત્નમાં લાગ્યાં. તે પડોશમાંનું એક પણ કુટુંબ અમારા શકમાંથી ભાગ્યેજ બચી ગયું હશે; તેમ અમોમાંથી દરેકને પોતાના વિચાર માટે કારણો હતાં જે માત્ર અમો પોતેજ જાણતાં હતાં. તે વખતે અમારો એક નાનો છોકરો જે બહાર રમતો હતો તેને લીલા મેદાનપરથી એક પોકેટ્બુક મળી જે લઇને તે ત્યાં આવ્યો. અમે તે મી. "અરચેલ" પાસે જોઇ હતી. એટલે તરતજ જાણ્યું કે તે તેની છે. પછી તે તપાસતાં તેમાં જુદા જુદા વિષયોપર સૂચના માલૂમ પડી; પણ અમારૂં ખાસ ધ્યાન એક સીલબંધ ચીઠી તરફ ખેચાયું. તે ચીઠીના કવર ઉપર લખ્યું હતું કે "થોર્નહિલ કિલ્લામાં" બે બાનુઓને મોકલવાના કાગળની નકલ." અમે તરતજ અનુમાન કર્યું કે એજ નીચ અમારી નિંદા કરનાર છે; અને તેથી સીલ ભાંગી તે ચીઠી ફોડવી કે નહિ એ વિચારમાં અમો પડ્યાં. હું તેમ કરવાની વિરૂદ્ધમાં હતો; પણ "સોફાયા" જેને ખાત્રી હતી કે એવાં નીચ કૃત્યનો ગુન્હો તે કદી કરે નહિ, તેણીએ તે વાંચવાનો આગ્રહ કર્યો. કુટુંબનાં બીજાં માણસોએ તેને ટેકો આપ્યો એટલે તેઓના એકત્ર આગ્રહથી મેં તે ફોડી નીચે મુજબ વાંચી બતાવી.—

**સદ્દગૃહસ્થ સ્ત્રીઓ—**

"આ કાગળના લાવનારથી તમને પૂર્ણ ખાત્રી થશે કે એનો લખનાર કોણ છે. તે એક નિરપરાધીનો મિત્ર અને તેમને આડે માર્ગે દોરાઈ જતાં અટકાવવાને તત્પર છે. મને ખબર મળીછે કે તમારે બે યુવાન સ્ત્રીઓને શહેરમાં લાવવાની ધારણા છે. જે સ્ત્રીઓને સોબતી તરીકે હું કંઈક ઓળખું છું. ભોળા લોકોને ઠગાવા તથા સદ્દગુણીને બગડવા દેવા હું ખુશી નથી. તેથી આવા કામની અયોગ્યતાથી ભયંકર પરિણામ નીવડશે એવો મારો મત છે. તે હું તમો-

ને જણાવુંછું. દુરાચરણી સાથે સભ્યતાઇથી વર્તવું એ મારી રીત નથી, તેમ આ કામમાં ગુન્હાની ધારણા ન હોત તો, હું તે નાદાનીનો ઠ-પકો દેવાને તથા મારો વિચાર જણાવવાને આ રીત પકડત નહિ. માટે મિત્રની શિખામણ ગ્રહણ કરો, અને જે. જગામાં શાંતિ તથા નિર્દોષપણાંનો વાસો છે ત્યાં ભયંકર ત્રાસ દાખલ કરવાથી ઉપજતાં પરિણામપર ગંભીરાઈથી વિચાર કરો."

હવે તો અમને એ વિષે કંઈપણ શક રહ્યો નહિ. તે કાગળમાં ખરૂં જોતાં બન્ને બાજુને કંઈ લાગુ પડે તેમ જણાતું હતું; અને જોકે એમાં જણાવેલી નિંદા, જે શખ્સોપર તે લખવામાં આવ્યો હતો, તેનાપર લાગુ પડે ખરી, પણ તેની દ્વેષી મતલબ ખુલ્લી હતી તેથી અમે કંઇ પણ વધારે તપાસ કરી નહિ. તે કાગળ આખો વંચાતાં સુધી મારી સ્ત્રીની ધીરજ રહી નહિ, પણ બેહદ ગુસ્સાથી તે લખ-નારપર ગાળોનો વરસાદ વરસાવવા લાગી. "ઓલીવીઆને" પણ એ-ટલોજ ગુસ્સો ચડયો, પણ "સોફ્રાયાતો" તેના આ કામથી અજાએબ પામવા લાગી. અને મારા પોતા વિષે બોલતાં મેં મારી જીંદગીમાં નિરર્થક અપકારનો નીચમાં નીચ દાખલો આ પહેલ વહેલોજ જોયો. તેમ વળી મારી નાની છોકરીની મુલાકાતને માટે તે ઘણી તક મેળવે, તે કારણસર તેને ગામડામાં રોકી રાખવાની તેની ધારણા શિવાય બીજું કંઈ કારણ પણ મારા ધારવામાં આવ્યું નહિ. આથી કરી તેનું વેર લેવાની યુક્તીઓ યોજવામાં અમો બધાં બેઠાં હતાં, તેવા-માં અમારા એક નાના છોકરાએ દોડતાં આવી ખબર આપી કે મી "બરચેલ" ખેતરને પેલે છેડેથી ચાલ્યો આવતો હતો. તરતનાં નુકશા-નથી થતા સંતાપ અને વેર લેવાના આવતા સમયથી ઉપજતી ખુ-શી એ બન્નેની મિશ્ર લાગણીઓ વિષે વર્ણન કરવા કરતાં વિચાર કરવો વધારે સહેલો પડશે. જોકે અમારી ધારણા તેને તેના નિમકહ-રામીપણા માટે માત્ર ઠપકોજ દેવાની હતી, તોપણ તે તેને હૃદય ભે-દી નાંખે એવી રીતે આપવાનો અમે નિશ્ચય કર્યો. અને તેટલા માટે એમ ઠરાવ્યું કે તેને હમેશની માફક હસતે ચહેરે મળવું; શરૂઆત-તમાં તેની સાથે હમેશ કરતાં વધારે પ્રેમથી વાતો કરવી; તેને થોડી

ગમત આપવી; અને તે નિશંકપણે શાંતિમાં બેઠો હોય તેવારે ઘર-તીકંપની માફક એકદમ તેને લઈ પડવો; અને છેવટે તેને તેના નીચપણાનું ભાન કરાવી, શરમમાં ડુબાવી દેવો. આ પ્રમાણે ઠરતાં તે કામની વ્યવસ્થા મારી સ્ત્રીએ પોતા પર લીધી એટલામાં તે આવ્યો અને ઘરમાં દાખલ થઇ, એક ખુરશી ખસેડી તેપર બેઠો. એટલે હું બોલ્યો, "મી. "બરચેલ" આજ તો હવા મઝેની છે."—તેણે જવાબ આપ્યો, "હા, ડૉક્ટર, બહુ મજાની છે.—પરંતુ મારા પગના આંટણ ફાટવાથી મને લાગેછે કે થોડુંક વરસશે." મારી સ્ત્રી ખડખડ હસીને બોલી "શું તમારા શીંગડાં ફાટવાથી?" એમ કહી તે મશ્કરી માટે માફી માગવા લાગી. તેણે જવાબ વાળ્યો, "પ્રિયબાઇ, હું ખુશીથી માફ કરૂંછું કેમકે ખાત્રીથી માનજો કે, જો તમે મને હમણાં કહ્યું ન હોત તો એ મશ્કરી છે એમ હું સમજત પણ નહિ." મારી સ્ત્રી અમારા તરફ નેત્ર કટાક્ષ કરી બોલી, "હશે સાહેબ, કદાપિ ન પણ સમજો, પણ મને ખાત્રી છે કે એક અધોળમાં કેટલી મશ્કરી તોળાય એ તો તમે ઝટ કહી દ્યો?" મી. "બરચેલે" પ્રત્યુત્તર વાળ્યો "બાઇ મને લાગેછે કે સવારમાં તમે મશ્કરીની ચોપડી વાંચીછે, જેથી તમે આવી અધોળ મશ્કરીની લહેરમાં છો; તોપણ જો તેમાં રૂપિઆભાર અક્કલ હોત તો મને વધારે પસંદ પડત." જોકે આ વખતે મારી સ્ત્રી હારી ગઈ હતી તોપણ તે હજુ અમારા તરફ હસીને બોલી, "મને જણાયછે કે તમને પસંદ પડે ખરી; પરંતુ કેટલાક માણસ મેં એવા જોયાછે કે પોતામાં અક્કલના વાંધા છતાં તેનો ડોળ ઘાલ્યા કરે." તેના પ્રતિપક્ષીએ જવાબ આપ્યો "અને બેશક તમોએ, જે સ્ત્રીઓને મર્માળાં કટાક્ષોનું ભાન પણ નહિ, તેવીઓને મશ્કરી કરવા તત્પર થયેલી જોઇ લાગેછે ખરી." મેં તરતજ જોયું કે આવી રીતે ચલાવતાં મારી સ્ત્રી કંઇ ફાવે એમ જણાતું નથી, એટલે મેં પોતેજ જરા સખ્તાઇથી વાદ ચલાવવાનો નિશ્ચય કર્યો ને કહ્યું કે "પ્રમાણિકપણા વગર મર્માળાં કટાક્ષ તેમજ અક્કલ એ બન્ને નકામાં છે. દરેક આદમીમાં કિમત માત્ર પ્રમાણિકપણાનીજ છે. ઘણા દુર્ગુણવાળા તત્વજ્ઞાનિ કરતાં દોષ રહિત ગામડીઓ ઘણે

દરજ્જે સારો છે. કેમકે સારા દિલ વગર હિમત યા અક્કલ શા કામનાં"? **"પ્રમાણિક માણસ ઇશ્વરકૃત સૃષ્ટિ સૌંદર્યનો સરસમાં સરસ નમુનો છે."**

મી. "બરચેલે" જવાબ આપ્યો કે "પોપ કવીની એ સાધારણ થઈ પડેલી કહેવતને, હું હમેશાં વિદ્વજ્જનોને નાલાયક તરીકે, અને ઉત્કૃષ્ટતાની નીચ બેવફાઇ તરીકે ગણું છું; જેમ ચોપડીઓની કિમત તે દોષ રહિત હોય તેથી વધતી નથી, પણ તેમની સૌંદર્યતાના મહત્વને લીધે વધેછે, તેમ મનુષ્યની કિમત પણ તેવીજ રીતે થવી જોઇએ; એટલે કે તેઓ દોષ રહિત હોય તેટલા માટે નહિ, પણ જે સદ્ગુણો તેમનામાં હોય તેના મહત્વને માટે. કદાપિ એક વિદ્વાનમાં ડહાપણની ખામી હોય, અને એક રાજ્ય કારભારીમાં મગરૂબી હોય, અને કોઇ શૂરવીરમાં ક્રુરતા હોય, તોપણ તેથી કરીને આપણે, એક ગરીબ મજુર જે ઠપકા તેમજ શાબાશી વિના વૈતર્યું કર્યા જાયછે, તેને શું વધારે પસંદ કરીશું ? ત્યારે તો આપણે "રોમના" કારીગરના ખામી ભરેલા પણ ઉમદા તાદ્દશ ચિતાર કરતાં "ફ્લૅન્ડસના" ખામી વગરના નિર્માલ્ય ચિતારને શું પસંદ કરવા જોઇએ ?"

મેં કહ્યું "સાહેબ, આપનું હમણાંનું કહેવું તો જ્યારે હલકી ખામી અને ભારે સદ્ગુણ હોય ત્યારે વ્યાજબી છે. પણ મનુષ્યમાં અદ્ભુત સદ્ગુણોની સાથે તેવાજ દુર્ગુણો જોવામાં આવેછે, ત્યારે તેવા માણસો તો ધિક્કારને પાત્રછે." તે બોલ્યો, "તમે કહો છો તેવા રાક્ષસી સદ્ગુણ તેમજ દુર્ગુણવાળા શખ્સો કદાપિ હશે, પણ મારી જીંદગીમાં તેવાનો એક દાખલો પણ જોવામાં આવ્યો નથી. મને તેથીજ ઉલટું હમેશાં જોવામાં આવ્યું છે. જેનું મન મોટું હોયછે, તેના સ્વાભાવિક ગુણો પણ સારા હોયછે. અને ખરેખર આ વાતમાં ઇશ્વર આપણો માયાળુ મિત્ર જણાયછે કે તેણે જે દુષ્ટ મનનો માણસ હોયછે તેની બુદ્ધિ નબળી કરેલી છે, અને જે નિર્દયતાથી વર્તવા ધારેછે તેને શક્તિ ઓછી આપીછે. વળી આ નિયમ બીજા પ્રાણીઓને પણ લાગુ પડતો જણાયછેઃ જેમકે નાના જીવડાંની જાત હમેશાં દગલબાજ અને ક્રૂર હોયછે, અને જોરવાળાં શક્તિવાન પ્ર-

ણીઓ હમેશાં મોટા મનનાં, બહાદૂર અને ગરીબ હોયછે.”

મેં જવાબ આપ્યો કે “આ તમારી ટીકાનો ભાવાર્થ ઘણોજ સારો છે, તોપણ આ ક્ષણેજ એક માણસ હું સહેલાઇથી બતાવી આપું.” એમ કહેતાં હું મારી આંખો તેના ઉપર દઢ નજરથી ખોલી બોલ્યો, “જેની બુદ્ધિ ઘણીજ સારી છે પણ તેના કૃત્યો તદન નિંદિતછે.” હું મારો સ્વર વધારે ખેંચીને બોલ્યો “હા સાહેબ; મને ખુશી ઉપજે છે કે તે માણસ પોતાને સહિસલામત ધારી બેઠોછે, તે વખતે તેને પકડવાની મને તક મળી છે. વારૂ! આને તમે ઓળખોછો કે? આ પાકેટ બુકને?” તે ગહન અને ખાત્રી ભરેલા ચહેરાથી બોલ્યો, “હા સાહેબ, એ પોકેટ બુક મારી છે, અને સારૂં થયું કે તે તમને મળી.” હું બોલ્યો “અને આ કાગળની પણ તમને ખબર હશે? કાં? કેમ? શા માટે અચકાઓછો? જુઓ, આમ બરાબર જુઓ, હું તમને પુછુંછું કે તમે એ કાગળ વિષે જાણો છોકે?” તે બોલ્યો, “પેલો કાગળ? હા, તે કાગળનો લખનાર હું છું.” હું બોલ્યો, “તમને આવી હલકાઇ અને હરામખોરીથી એ કાગળ લખવાની હિમત કેમ આવી?” તે અસામાન્ય નફટાઇની નજરથી બોલ્યો, “અને આપ સાહેબને એવી હલકાઇથી એ કાગળ ફોડવાની હિમત્ત કેમ આવી? તમને ખબર છે? હમણાં એ માટે તમને હું ફાંસીએ પહોંચડાવી શકું છું. મારે માત્ર પાસેના જડજને એ માટે સોગન પૂર્વક કહેવું જોઇએ કે તમો એ મારી પોકેટ બુકનો સંચો ભાગવાનો ગુન્હો કર્યો છે; અને તમે બધાં અહીંજ ફાંસી એ ચડી જાઓ.” આ અણધારેલી તેની ઉદ્ધાતાઇથી હું એટલો તો ગરમ થઇ ગયો કે મારો જુસ્સો મારા કાબુમાંથી બાહેર નિકળી ગયો. “નિમકહરામ ચંડાળ! અહીંથી નીકળ, મારા ઘરને તારાં નીચપણાથી અપવિત્ર ન કર; જા, તારૂં મોં મને કદી બતાવતો નહિ. મારાં ઘરમાંથી બાહેર જા. હું માત્ર તને એજ શિક્ષા ઇચ્છું છું કે તારા પાપનો કીડો તારાં અંતઃકરણને કોતરી ખાશે; એજ શિક્ષા તારે માટે પૂરતી છે.” એમ કહી મેં તેની પોકેટ બુક તેના તરફ ફેંકી, જે તેણે હસતે ચેહેરે ઉપાડી લીધી અને તદન સ્વસ્થ

પણાથી તેના બંધ ચડાવી ચાલતો થયો; એટલે અમેતો તેની ખાતરજમાના સ્વસ્થપણાથી દંગજ થઈ ગયાં. તે પોતાની દુષ્ટતા માટે કેમે કરતાં શરમાયો નહિ, તેથી, વિષેશે કરીને મારી સ્ત્રીને તો, બહુ રીશ ચડી. અમારા જુસ્સા બહુ તપી ગયા હતા, તેને થંડા પાડવાનું ધારી હું બોલ્યો, "મારી પ્રિયા ! નીચ મ્રાણસોને શરમ નથી આવતી, તેથી અજાયેબ થવાનું કારણ નથી. તેઓ તો માત્ર સારૂં કામ કરતાં પકડાઈ જાય ત્યારેજ માત્ર શરમાય છે, પણ દુષ્ટ કામોમાં સપડાય ત્યારે તો તેઓ પોતાની કીર્તિ સમજે છે."

રૂપકમાં કહ્યુંછે કે "પેહેલાં ગુન્હો અને શરમ બન્ને દોસ્ત હતાં, અને તેઓ પોતાની સફરની શરૂઆતમાં સાથેનાં સાથેજ રહેતાં; પણ તે બન્નેને તે દોસ્તી અગંવડ ભરેલી જણાઈ. ગુન્હો વારંવાર શરમને હેરાન કરવા લાગ્યો અને શરમ હમેશાં ગુન્હાની છુપી મસલત જાહેર કરી દેવા લાગી; તેથી લાંબા અણબનાવ પછી હમેશને માટે છુટા થવાનું કબુલ કર્યું. ગુન્હો એકલોજ મોતને પકડી પાડવા આગળ ચાલ્યો, અને કસાઇને વેશે તેની પાસે પહોંચ્યો; પણ શરમ કુદરતથીજ બીકણ હોતાં, સદ્‌ગુણની સાથે દોસ્તી કરવાને પાછી આવી—જે સદ્‌ગુણને તેમણે પોતાની મુસાફરીની શરૂઆતમાં પાછળ મૂકી દીધો હતો. આ પ્રમાણે, મારાં છોકરાં ! જ્યારે માણસો દુર્ગુણમાં થોડી મુસાફરી કરેછે, એટલે શરમ તેમનો ત્યાગ કરેછે, અને થોડા ઘણા સદ્‌ગુણ જે પુરૂષમાં બાકી હોય તેઓની સેવામાં પાછી હાજર થાયછે.

---

## પ્રકરણ ૧૬ મું.

**અમારૂં કુટુંબ છળભેદ રમેછે, જેની સામે થવાને તેથી પણ વધારે છળભેદ રચાયછે;—**

"સોફાયાને" ગમે તેવી અસર થઈ હોય, તો પણ કુટુંબનાં બીજાં માણસોને તો મી. "બરચેલની" ગેરહાજરીથી થતી બેચેનીને માટે, અમારો જાગીરદાર જે હવે અમારે ત્યાં વારંવાર આવીને લાંબા વખત સુધી રહેવા લાગ્યો, તેની સોબતથી દિલાસો મળ્યો. જો

કે મારી છોકરીને લંડન શહેરની જે ગમત અપાવવા તેણે ધારી હતી, તેમાંતો તે નિષ્ફળ ગયો હતો, તો પણ અમારા લગભગ એકાંત સ્થળમાં જે ગમતો મળી શકે, તે પૂરી પાડવાની દરેક તક તે લેતો. તે હમેશાં સવારમાં આવતો, અને હું તથા મારો છોકરો બહાર કામપર હોઇએ, તે વારે ઘેર આવીને કુટુંબની સાથે બેસતો, અને શહેરનું વર્ણન કરી તેમને આનંદ આપતો—જે શહેરના દરેક ભાગથી તે ખાસ રીતે વાકેફ હતો. નાટકશાળામાં ચાલતી બધી વાતો તે કહી શકતો. અને હાસ્યજનક નકલી પુસ્તકોમાં દાખલ થયાથી ઘણા વખત અગાઉની મર્માળાં કટાક્ષ વાળી સારી કહેવતો તે મોઢે જાણતો. વાતોની દરમ્યાનમાં મારી છોકરીઓને તે ગંજીફાની રમત શીખવતો, અને કોઈ વખત મારા બે નાના છોકરાઓને ઠોંસાઠોંસી કરાવતો, અને કહેતો કે તમને તે પક્કા કરેછે, પણ તેને જમાઇ કરવાની આશામાં તેની ખામીઓનું અમને બિલકુલ ભાન રહ્યું નહિ. એટલું તો કબુલ કરવું જોઇએ કે મારી સ્ત્રીએ તેને જાળમાં ફસાવવાને હજારો યુક્તિયો રચી; અથવા તો નરમાશથી કહેતાં તેણે પોતાની છોકરીઓના સદ્‌ગુણોને ભવ્ય દેખાડવા માટે કંઇ પણ બાકી રાખ્યું નહિ. જો ચા પીવા વખતે ભાખરીઓ બહકણી જણાય તો તે કહેકે, એતો "ઓલીવીઆએ" કરેલ હતી. જો ગુઝબેરીનાં ફળનો દારૂ બન્યો હોય, તો એવાં સારાં ફળ તેણીએ વીંણી કાઢ્યાં હતાં એવું કહેતી; અથાણામાં એવી સારી લીલાશ તેણીનો હાથ પડવાથીજ થઈ હતી; અને દળનો લાડુ બનાવવામાં પણ તેણીનીજ સલાહપ્રમાણે લોટ ઘી નાંખવામાં આવ્યાં હતાં; વળી મારી ભોળી સ્ત્રી તે સ્કવાયરને ક્યારેક કહેતી કે "મારા ધારવા પ્રમાણે તો તમો અને "ઓલીવીઆ" બન્ને સરખાં ઉચ્ચાં જણાઓછો.—વારૂ બન્ને જણ ઉભાં થાઓ જોઈએ, કોણ મોટું લાગેછે?" આ તેની ખાંદઈના દાખલા તેના ધારવા પ્રમાણે કોઇ સમજી શકતું નહોતું; પરંતુ ખરૂં જોતાં તો દરેક જણ તે સમજતું હતું. અમારા જાગીરદારને તો એ બહુ ગમતા, તેથી દરરોજ પોતાના અતિશય પ્યારની નવી લાગણી બતાવ્યા છતાં હજુ તે લગ્નનું માગુ કરતો નહોતો, તો પણ અમોએ ધાર્યું કે "આ

બધું કાંઈ માગા કરતાં ઓછું નથી." વળી અમે તેની એ ઢીલનું કારણુ કોઇ વખત એમ સમજતાં કે, તે પોતાના કાકાને નાખુશ કરવા બીતો હશે. પરંતુ એક બનાવ તરતમાં એવો બન્યો કે જેથી તે અમારાં કુટુંબ સાથે જોડાવાને ઇચ્છે છે, એ વિષેના શકને પુષ્ટી મળી; ને મારી સ્ત્રીએતો તે અચુક વચન તરિકે માની લીધો.

મારી સ્ત્રી તથા છોકરીઓ અમારા પડોશી "ફ્લૅમ્બરોને" ત્યાં મુલાકાતે ગઈ હતી, ત્યાં તેમણે જોયું કે એ કુટુંબે એક ચિતારા પાસેથી પોતાની છબીઓ ચિતરાવી હતી. તે ચિતારો ગામે ગામ ફરતો હતો, અને એક જણની છબી ચિતરવાના સાડાસાત રૂપિઆ લેતો હતો. અમારા કુટુંબ તથા તે કુટુંબ વચ્ચે ઘણો વખત થયાં શોખની બાબતમાં ચડાચડી ચાલતી હતી, તેથી અમારી અજાણમાં તેમનાં આ કામ કરવાથી અમોને અચંબો તથા અદેખાઈ ઉત્પન્ન થયાં. અને મારાથી બન્યું એટલું મેં તેમને સમજાવ્યું તોપણ આખરે એમ ઠર્યું કે અમારે પણ એક છબી ચિતરાવવી; એટલે ચિતારાને રાખવામાં આવ્યો; કારણ હું એકલો તે શું કરી શકું? પછી છબી પડાવવાની અમારી બેસવાની ગોઠવણ સરસ કેમ દેખાય તે વિષે વિચાર કરવા લાગ્યાં. અમારા પડોશના કુટુંબે તો સાતે જણા એ એકેક નારંગી લઈ છબી પડાવી હતી; આ ગોઠવણ જમાનાના શોખથી તદન વિરૂદ્ધ હતી, તેમ કંઈ નવી નોખ પણ નહોતી, માટે અમારો વિચાર તો કંઈક સરસ ગોઠવણ રચવાનો હતો. અને ઘણી તકરાર પછી આખરે સર્વાનુમતે એમ ઠર્યું કે અમારે બધાએ સાથે કંઈ ઐતિહાસિક બિનાદર્શક વ્યૂહ લેવડાવવો. તે વળી સોંઘો પડે તેમ હતું. કેમકે બધાંને માટે માત્ર એકજ તખ્તો વપરાય. વળી તે બહુ સભ્યતા ભરેલો હતો, કારણ કે શોખીનમાંશોખી કુટુંબ પણ હમણાં એવીજ છબીઓ લેવડાવતું હતું. પણ ઐતિહાસિક વિષય અમને પસંદ પડે એવો કોઇ સુજ્યો નહિ. આથી અમે દરેક જણે છુટછુટ ઐતિહાસિક પાત્ર તરીકે છબી ચિતરાવવાનો સંતોષ રાખ્યો. મારી સ્ત્રીએ "વીનસ" લેવડાવવા ઈચ્છ્યું, અને ચિતારાને ભલામણ કરવામાં આવી કે તેના વાળમાં અને છાતિ ઉપરનાં ઘરે-

ણુામાં હીરા મુકવાનો લોભ નહિ કરવો. તેણીના બે નાના છોકરા તેની બાજુમાં કામદેવ તરીકે, અને હું મારો જભો પહેરી તથા હાથમાં દંડ લેઇ "વિસ્ટોનીઅનની" તકરાર બાબતની ચોપડીઓ તેને ભેટ કરતો ચીતરાવવાનો હતો. "ઓલીવીઆ" લીલા સોનેરી તોઈવાળા સ્વારીના પોશાક પહેરી હાથમાં ચાબુક લઈ ફૂલોના ઢગલાપર બેઠેલી શૂરી સ્ત્રી તરીકે છબી લેવડાવવાની હતી. "સોફાયા" ભરવાડણ તરીકે પોતા સાથે, ચિતારો જેટલાં ઘેટાં મફત ચિતરી આપે, તેટલાં ઘેટાં લેઇ બેસવાની હતી. અને "મોઝીસ" એક ઉભી ટોપીમાં ધોળું પીછું ઘાલી બેસવાનો હતો. આ અમારી પસંદગી તે સ્કવાયરને એવી તો ગમી કે તેણે પોતે પણ અમારાં કુટુંબ સાથે "ઓલીવીઆ" પાસે પગે પડતા મહાનસિકંદર તરિકે, છબી લેવડાવવાનો આગ્રહ કર્યો. આથી અમો બધાએ ધાર્યું કે અમારા કુટુંબમાં દાખલ થવાની તેની ઇચ્છા છે ખરી. તેમ અમે તેની આ માગણીની ના પાડી શકયા નહિ. તેથી હવે ચિતારાને કામપર બેસાડયો. અને તેણે ખંત અને ત્વરાથી કામ કર્યું તેથી હજુ ચાર દિવસ થયા નહિ એટલામા તો તેણે બધું કામ તૈયાર કરી લીધું. તે તખ્તો મોટો હતો તોપણ તેણે રંગ વાપરવામાં ખરેખર લોભ કર્યો નહોતો; આથી મારી સ્ત્રી તે ચિતારાનાં વખાણ કરવા લાગી. તે છબીથી અમે બધાં ખુશી થયાં, પણ છબી તૈયાર થઈ ત્યાં લગી એક કમનશીબ બિના અમને કોઇને પણ સાંભરી નહિ, આથી હવે અમને દેહેશત લાગવા લાગી. તે છબી એટલી તો મોટી હતી કે તેને ટાંગવાને ઘરમાં જગા નહોતી. આવા અગત્યના મુદ્દાની વાત અમારા કોઇના ધ્યાનમાં નહિ આવી, એમ માની ન શકાય એવું છે, પણ એટલું તો ખચિત છે કે અમે બધા બહુ બેપરવા રહ્યા. આથી તે છબી અમારા ધારવા પ્રમાણે અમારા ગર્વને તૃપ્ત કરવાને બદલે ખેદયુક્ત રીતે રસોડાની ભીંત ઉપર ટાંગવી પડી. કેમકે ત્યાંજ તેને બનાવી ચિતરવામાં આવી હતી અને હવે તે કાંઈપણ બારણાથી બહાર નીકળી ન શકે એવડી મોટી હતી તેથી ઉલટી અમારા બધા પડોશીઓને હાંશીનું કારણ રૂપ થઇ પડી. કોઈક તો તેને "રોબિનસનક્રુઝોની હોડી જે ચલાવી ન શ-

કાય તેવડી મોટી હતી તેની સાથે સરખાવતા હતા. વળી બીજો કહેવા લાગ્યો કે શિશામાંની ફીરકીને આ ઠીક મળતું આવે છે. કેટલાક અજાએબ પામવા લાગ્યા કે, હવે એ બહાર કેમ નિકળશે? અને કેટલાક તો તેથી પણ વધારે અજાયબ પામ્યા કે અંદર તે કેવી રીતે આવી શકી હશે?

જોકે કેટલાક તો માત્ર મશ્કરી કરવા લાગ્યા, પણ તેમાંના ઘણાકે તો વધારે દ્વેષી ગર્ભિત વાતો ચલાવી, કારણકે અમારી સાથે તે સ્કવાયરની છબી જોડાયલી હતી. એ માન એટલું મોટું હતું કે એથી બીજાઓને અદેખાઇ આવ્યા વિના રહે નહિ. અમારી આબરૂને હાની પહોંચે એવી છુપી વાતો અમારા માટે થવા લાગી, અને અમારા દુશ્મનો અમારે માટે જે ખોટું બોલતા તેની ખબર આપવાને, કેટલાક માણસો મિત્ર તરીકે અમારી પાસે આવી અમારી શાંતિમાં વારંવાર ખલલ નાંખવા લાગ્યા. આ અફવાઓનો જવાબ અમે હમેશાં યોગ્ય જોસ્સાથી આપતાં. પણ એમ દસ્તુર છે કે જેમ સામા થઇએ તેમ એવી નઠારી વાતો વધેછે.

આ ઉપરથી અમે વળી એક વાર અમારા દુશ્મનોની દ્વેષી વાતો રદ કરવાની ગોઠવણ કરવા લાગ્યાં, અને આખરે જે ઠરાવ કર્યો તેમાં એટલી બધી ઠગાઈ હતી કે, તેમને પૂરતી રીતે પસંદ પડયો નહિ. તે આ પ્રમાણે હતો. મી. "થોર્નહીલની" ખરી ધારણા શું છે તે શોધી કહાડવાનો અમારો મુખ્ય હેતુ હતો, તેથી અમારી મોટી છોકરી માટે કેવો વર પસંદ કરવો તેને માટે તેની સલાહ માગી. તેને અજમાવવાને મારી સ્ત્રીએ માથે લીધું. જો એમ કરતાં પણ તે માગું ન કરે તો પછી હરીફની બીક બતાવવાનું નક્કી કરવામાં આવ્યું. પણ તે સ્કવાયર, હરીફ બતાવ્યા છતાં પણ, "ઓલીવીઆને" ન પરણે તો તે હરીફની સાથે લગ્ન કરવાનું ખાત્રીપૂર્વક વચન "ઓલીવીઆ" જ્યાં સુધી ના આપે, ત્યાં સુધી આ છેલી વાતમાં મંજુરી આપવા હું બિલકુલ ખુશી નહોતો. આ પ્રમાણે યુક્તિ રચવામાં આવી: આની વિરૂદ્ધમાં હું બહુ સામે ન થયો તોપણ મને તે બરાબર પસંદ નહોતી.

તેથી જ્યારે મી. "થાર્નહિલ" અમારે ઘેર બીજી વાર આવ્યો, ત્યારે મારી છોકરીઓ જાણી જોઇને આડી અવળી થઈ ગઇ, આથી

તેમની માને પેલી યુક્તિઓ અમલમાં લાવવાનો પ્રસંગ મળ્યો; પરંતુ તેઓ ત્યાંથી ઉઠી પાસેનાજ ઓરડામાં ગઈ હતી, ને અહીંથી બધી વાતો કોઈ ન જાણે તેમ તેઓ સાંભળી શકતી હતી. મી. "ફ્લેમ્બરોની" એક છોડી ઘણુંકરીને મી. "સ્પેન્કર" જોડે પરણશે તો જોડું સરસ થશે ખરૂં, એમ કહી મારી સ્ત્રીએ પક્કાઈથી વાત ઉપાડી. તે વાતને સ્કવાયરે ટેકો આપતાં તે બોલી, "જેઓ પૈસાદાર હોય તેમને હમેશાં નક્કી સારા વર મળેછે; પણ ગરીબનો સાથી તો ઈશ્વર; વારૂ, મી. "થોર્નહીલ," આ સ્વાર્થી જમાનામાં સઘળી પ્રવિણતા, સઘળા સદ્‌ગુણ અને સઘળી ખુબસુરતીની શી ગણના છે? તે પોતે કેવીછે એમ કોઇ પુછતું નથી, પણ તેની પાસે કેટલા પૈસા છે, એમ હરકોઇ પુછેછે."

તે બોલ્યો, "બાઇ, આ તમારી નવી તરેહની ટીકાનું વ્યાજબીપણું હું બહુ પસંદ કરૂંછું, અને જો હું રાજા હોઊં, તો એથી ઉલટુંજ થાય, અને ત્યારે ખરેખર ગરીબ છોકરીઓને પ્રજા થઈ પડે, અને આપણી પેલી યુવાન બાળાઓને માટે તો હું સૌથી પહેલાં બંદોબસ્ત કરૂં,"

મારી સ્ત્રીએ ઉત્તર વાળ્યો, "અરે સાહેબ, તમે તો મસ્કરી કરોછો, પણ હું જો રાણી હોઉં, તો મારી મોટી છોકરીને માટે કેવો વર શોધવો, તે હું સારીરીતે જાણુંછું; પણ મી. "થોર્નહીલ," હમણાં તમે એ વિષય મને ખરેખર સંભારી આપ્યો, એટલે હવે તમને પુછુંછું કે તમે મને તેણીને માટે કીયા યોગ્યવરની ભલામણ કરોછો. તેને ઓગણીશ વર્ષ થયાંછે; તે ભરયૌવન અને સારી કેળવણી પામી છે, અને મારા નમ્ર વિચાર પ્રમાણે, તેના બીજા ગુણોમાં પણ કંઇ ખામી નથી." તેણે જવાબ આપ્યો, "બાઈ, જો મારે પસંદ કરવાનો હોય, તો હું જે શખ્સ સર્વગુણસંપન્ન હોય, અને જે ફિરસ્તાને પણ સુખી કરે, તેવો શોધી કહાડું. બાઈ, જે માણસ ડાહ્યો, પૈસાદાર, શોખી, અને નિષ્કપટી હોય તેજ મારા વિચાર પ્રમાણે યોગ્ય વર કહેવાય." તે બોલી, "અરે સાહેબ, તમે એવા કોઇ પુરૂષને ઓળખોછો?" તેણે કહ્યું, "ના, બાઇસાહેબ, તેના વર થવા લાયક પુરૂષ ઓળખવો અશકય છે. એ સુંદરી તો કોઇ માણસને મળવી દુર્લભજ છે—એ તો દેવી છે—ખરેખર જેવું હું માનુંછું તેવું

સોગનપૂર્વક કહુંછું કે તે એક દેવાંગના છે." "અરે મી. "થોર્નહીલ," તમે મારી ગરીબ છોકરીનાં માત્ર વખાણુજ કરોછો. પરંતુ અમે તો તેને તમારા એક ભાડુત વેરે પરણાવવા ધારીએ છીએ. એની મા હમણાંજ ગુજરી ગઇછે તેથી તેને કોઇ ઘર સંભાળી રાખે એવા માણસની જરૂર છે. મી. "થોર્નહીલ," તમે તો જાણતા હશો, કે એ માણસ તે કીયો હશે. પેલો "વીલીયમ" કરીને ખેડુત છે તે માયાળુ છે, અને મારી છોકરીનું ભરણપોષણ કરવાને શક્તિમાન છે, અને એણે મારી છોકરીને પરણવાનાં કેટલાંક માગાં પણ કીધાં છે. ( આ વાત ખરી હતી. ) પણ અમારી પસંદગીમાં તમારી સલાહ લેવા હું બહુ ખુશીછું."

તેણે જવાબ આપ્યો. બાઈ, શું! મારી સલાહ! ના હું કદી નહિ આપું. શું! આવી સુંદર, ડાહી અને સારી છોકરીને આવો હલકો માણસ જેને આવાં સુખનું કંઈ ભાન નથી, તેને આપી દેવી? માફ કરો, હું આવાં અધર્મના કામમાં કદી પણ હા પાડીશ નહિ, અને મારી પાસે તેનાં કારણો છે." પેલી બોલી ઉઠી, "ખરેખર, ભાઈ, તમારી પાસે કારણો હશે, એ એક જુદી વાત છે, પણ તે તમારાં કારણો શું છે, તે મહેરબાની કરી મને જણાવશો?" તે બોલ્યો, "બાઇ મને માફ કરો, ( પોતાની છાતીપર હાથ મૂકી તે બોલ્યો ) તે કારણો બહુ ઉંડાં છે, તેથી કોઈના જાણ્યામાં આવે નહિ, તે તો અહિઆં મજબૂત ચોટેલાં છે, ખૂબ અંદર દાટેલાં પડ્યાંછે."

તે ગયો એટલે અમો બધાં એકઠાં મળી વિચાર કરવા બેઠાં, પણ તેના એ ઉત્તમ વિચારો પરથી, શું અનુમાન કરવું, એ જાણી શક્યાં નહિ. "ઓલીવીયા" તો તે વિચારોને પ્યારના બહુજ ઉત્તમ દાખલા તરીકે માનવા લાગી; પરંતુ મારી તો એવી પક્કી ખાત્રી નહોતી. પરંતુ મને તો ચોખું જણાયું કે લગ્નના કરતાં તેમાં વિષયી પ્યારનો ઘણો અંશ હતો; પણ તેમાં ગમે તેવો ભાવ હોય, તોપણ ખેડુત "વીલીયમ" વિષેની યુક્તિ ચલાવવાનું નક્કી ઠર્યું: તે ખેડુતે જ્યારથી મારી છોકરીને તે ગામડામાં જોઇ, ત્યારથીજ તેને પરણવાને માટે પ્રીતિ સંપાદન કરવાની તજવીજ કરતો હતો.

---

# પ્રકરણ ૧૭ મું.

**લાંબા વખતની અને ખુસકારક લાલચની સામે સદ્‌ગુણ ભાગ્યેજ ટકાવ કરી શકેછે.—**

હું મારી છોકરીનું માત્ર ખરૂ સુખજ મેળવવા આતુર હતો, તેથી મી. "વીલીયમની" ખંત મને પસંદ હતી, કારણ કે તે સારી સ્થિતિનો, ડાહ્યો અને ચોખા દિલનો હતો. તેનો આગળનો પ્યાર સજીવન કરવા માત્ર થોડાજ ઉત્તેજનની જરૂર હતી. એક બે દિવસ પછી સાંજરે તે અને મી. "થૉર્નહીલ" અમારે ઘેર મળ્યા; તે વખતે તેઓ એક બીજા તરફથી ગુસ્સા ભરેલી નજરે જોવા લાગ્યા, પરંતુ "વીલીયમપર" તેનો જાગીરદાર મી. "થાર્નહીલ" કંઈ ભાડુ માગતો ન હોતો; તેથી તેણે તેના ગુસ્સાની કંઇ પરવા રાખી નહિ. "ઓલીવીયા" પણ પોતાના નવા આશકપર સર્વ સ્વપ્રેમરૂપી અમૃતનો વરસાદ વરસાવવાનો ડોળ ઘાલીને, પોતાનો પ્યાર બતાવવા લાગી. તેણીની આ મી. "વીલીયમની" પસંદગીથી, મી. "થોર્નહીલ" તદન ઉદાસ થઇ ગયેલો જણાયો; અને ઊંડા વિચારમાં ગરકાવ થઈ ઝીલે ચેહેરે તેણે રજા લીધી. જોકે મારે કબુલ કરવું જોઈએ કે, જે દુઃખમાં તે જણાતો હતો, તે દુઃખનું કારણ પોતાનો પ્યાર ખુલ્લી રીતે જાહેર કરી સહેલાઈથી દૂર કરવું તેનાજ હાથમાં હતું, છતાં તે દુઃખ સહન કરતો. તે જોઇને હું ગુંચવાયો. પરંતુ તે ગમે તેટલો બેચેન જણાતો, તોપણ "ઓલીવીયા" તેના કરતાં પણ વધારે દુઃખ અનુભવતી હતી, એ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. "ઓલીવીયાને" પોતાના આશકો સાથે ઘણીક મુલાકાતો થતી, અને તે દરેક મુલાકાત પછી હમેશાં એકાંત સ્થળે જઈ પોતાના દુઃખનો ઉભરો કહાડતી. એક સાંજરે થોડો વખત આનંદી દેખાવનો ડોળ દેખાડ્યા પછી એવી સ્થિતિમાં મેં તેને જોઇ, ત્યારે મેં કહ્યું, "વ્હાલી છોડી, હવે તેં જોયું કે મી. "થોર્નહીલના" પ્યારનો ભરોંસો રાખવો એ સ્વપ્ન જેવુંજ છે, કેમકે તે જાણે છે કે પોતાના પ્યારને ખુલ્લો કરી જાહેર રીતે તને મેળવવી એ તેના હાથમાં છે, છતાં તેનાથી દરેક રીતે હલકા, બીજા પુરૂષને

હરીફાઇ ચલાવ્યા દેછે. તે બોલી, "હા બાપા, પણ આમ ઢીલ કરવાનાં તેને કેટલાંક કારણોછે, અને તે વાત ખરીછે. તેના શબ્દો અને તેની નજરના નિષ્કપટપણાથી તેના ખરા પ્યારની મને ખાત્રી થાયછે: મને આશાછે કે થોડા વખતમાં તેના મનની ઉદારતા દેખાઇ આવશે, અને ત્યારે તમને ખાત્રી થશે કે તેના વિષે તમારા અભિપ્રાય કરતાં મારો વધારે ખરોછે." મેં જવાબ વાળ્યો, "વહાલી "ઓલીવીઆ," તેનો પ્યાર જાહેર કરવાની ફરજ પાડવા બધી યુકિતીઓ તેં પોતેજ શોધી કહાડી, અને રચી, પણ તેમાં મેં કંઇ અટકાવ કર્યો એવું તારાથી કહી શકાશે નહિ. પણ તારે એમ ન ધારવું કે, એ અયોગ્ય પાત્ર તરફ તારા પ્યારને માટે તેના પ્રમાણિક હરીફને ઠગવા દેવામાં હું કદી પણ સાધનરૂપ થઇશ. તારા કલ્પિત પ્યાર ધરાવનારને ઠેકાણાસર આંણવા, જેટલો જોઇશે તેટલો વખત આપવામાં આવશે. પણ તે વખત વીત્યાબાદ, હજુ પણ તે બેદરકાર જણાશે તો, ભલા મી. "વીલીયમને" તેની નિમકહલાલીનો બદલો આપવા માટે હું ખરેખરો આગ્રહ કરીશ. જે આબરૂ મેં મારી જીંદગીમાં આજદિન સૂધી જાળવી રાખીછે, તેને માટે મારે એટલું તો કરવુંજ જોઇએ. **"પિતા તરિકે મારા પ્રેમને ખાતર એક મનુષ્ય તરિકે મારા પ્રમાણિકપણાને કદી એબ લાગવા દઇશ નહિ."** માટે, બોલ તારો મુકરર દિવસ. ભલે, તે તને વ્યાજબી લાગે તેટલી મુદત પછીનો હોય; તેનું કંઇ નહિ. અને તે મુદત વીત્યાબાદ જે ચોકસ વખતે હું તને બીજાની સાથે પરણાવવા ધારૂંછું, તે વખત પણ મી. "થોર્નહીલને" જણાવવાને ધ્યાનમાં રાખજે. જો તે તને ખરેખર ચાહતો હશે, તો તેને સુજશે કે તને હમેશને માટે ન ખોઇ બેસવાનો માત્ર એકજ રસ્તો છે. આ દરખાસ્ત તેણીને પણ, પૂરતી વ્યાજબીછે, એવું જણાયા વિના રહે નહિ એવી હતી, એટલે તરતજ કબુલ રાખવામાં આવી. અને જો પેલો બેદરકાર રહેતો, મી. "વીલીયમને" પરણવાને તેણીએ બહુ દઢ વંચનો આપ્યાં. થોડા દિવસ વીત્યા બાદ, મી. "થોર્નહીલની" રૂબરૂમાંજ, તેના હરીફ સાથેનાં લગ્નનો દિવસ ત્યારથી બરાબર એક માસ પર નક્કી ઠેરવવામાં આવ્યો.

આ સખ્ત ઉપાયોથી મી. "થોર્નહીલની" ચિંતા બમણી થતી જણાઇ: પણ "ઓલીવીઆને" જે ખરેખર દુઃખ થયું તેથી મને કંઇક બેચેની ઉપજી. આ ડાહાપણ અને પ્યારની ખેંચાણમાં તેણીનો ખુશ મિજાજ તો કયાંએ જતો રહ્યો, અને તે તક મળે દરેક વખતે એકાંતમાં જઇને રડતી. એક અઠવાડીઊ વીતી ગયું, પરંતુ તેણીનાં લગ્ન બીજા સાથે અટકાવવાને તેણે કશો પ્રયત્ન કર્યો નહિ. બીજે અઠવાડીએ તેણે તેટલું ને તેટલુંજ ધ્યાન તેણીના તરફ આપ્યું, પણ પોતાના વિચાર વધારે ખુલ્લા દિલથી બતાવ્યા નહિ. ત્રીજે અઠવાડીએ તો તે આવતો તદનજ બંધ પડયો, અને મારી છોકરી, હું ધારતો હતો તેવી અધીરાઇ ન બતાવતાં, ગમગીન અને શાંત બની. આથી હું સમજ્યો કે તેણીએ હવે એ વાત માંડી વાળી. મારે વિષે બોલતાં, હું તો મારી છોકરી પોતાનો નિર્વાહ અને શાંતિ હમેશને માટે મેળવેછે, એ વિચારી હવે ખરેખરો ખુશી થવા લાગ્યો. અને મિથ્યા ભપકા કરતાં સુખ શાંતિને પસંદ કરવાના તેણીનાં ઠરાવને માટે તેણીની વારંવાર પ્રશંસા કરવા લાગ્યો. તેણીનાં ધારેલાં લગ્ન થવાને હજુ આશરે ચારેક દિવસ બાકી હતા,. તે દરમ્યાનમાં એક રાત્રે મારૂં નાનું કુટુંબ ખુસ્તુમાં આતશની આસપાસ એકઠું મળી બેઠું હતું; આગળની વાતો કરતું હતું અને ભવિષ્યને માટે યુક્તિઓ યોજતું હતું. આવી રીતે હજારો વિચારો બાંધવામાં તે રોકાયું હતું, અને બાહાર આવતાં મૂર્ખાઇ ભરેલા વિચારોપર હસતું હતું તેવારે, મેં કહ્યું, "વારૂ "મોઝીસ," હવે તો આપણા કુટુંબમાં તરત એક લગ્ન થવાનું છે, એ બાબતસર તારો શો વિચાર છે?" તે બોલ્યો, "બાપા,. મારા વિચાર પ્રમાણે તો બધી વાત ઠીક ચાલે છે, અને હું હમણાંજ વિચારતો હતો કે જ્યારે "લીવીબેન" ખેડુત "વીલીયમને" પરણશે, ત્યારે પછી તેનો દારૂનો સંચો તથા દેવડા મફત વાપરવા મળશે." મેં કહ્યું, "એતો મળશેજ, અને આપણને ખુશ કરવાને તે આપણી પાસે "મોત અને સ્ત્રી"નું ગાયન ગાશે એતો વળી વ્યાજમાં." "મોઝીસ" બોલ્યો, "એણે એ ગાયન આપણા "ડીકને" શીખવ્યું છે; હું ધારૂછું કે તે ઠીક ગાયછે." મેં કહ્યું

"એમ કે ? ત્યારેતો તેને ગાવા દો. ક્યાંછે, "ડીક"?.તેને મોટે સ્વરે ચલાવવા દો." મારો સૌથી નાનો છોકરો "બિલ" બોલ્યો, "મારો મોટો ભાઇ "ડીક" તો હમણાંજ "લીવીએન" સાથે બહાર ગયો; પણ "વિલીયમે" મને પણ બે ગાયન શીખવ્યાંછે. બાપા, લ્યો તમારી પાસે ગાઇ બતાવું. તમને કીયું પસંદ છે. મરતા રાજ હંસનું કે હડકાયા કુતરાના મોત વિષેનું કરૂણા રસવાળું?" મેં કહ્યું, "કરૂણા રસવાળું ગા, બેટા, મેં હજુસુધી એ સાંભળ્યું નથી. અને મારી પ્રિયા "ડિબોરાને" ખબર છે કે કરૂણા રસવાળું ગાયન શોક ઉપજાવેછે, માટે આપણા મિજાજ ખુશ રાખવાને ગુઝબેરીનાં દારૂનો એક શીશો લાવ. હાલ તરતમાં હું દરેક જાતનાં શોકજનક ગાયનોથી એટલો બધો રડયોછું કે, નિશાના એકાદ પ્યાલાવિના વળી આથી પણ મારાપર તેવીજ અસર થશે. અને વહાલી "સોફી," તું સારંગી ઉપાડ, ને જરા છોકરા સાથે વગાડ."

### ત્રોટક છંદ.

"બહુ ભાવ ભરી ભલિ વાત ભણું, સૌ લોક સુણો દઈ ધ્યાન ઘણું;
કદિ ખામી ખરી ગણુસો રસમાં, અતિ ટુંકી ગણી કરશોજ ક્ષમા.
નર એક વસે "ઇસલીંગ" વિષે, કિર્તીથી છતો ધરમી અતિષે;
પરદેશ અને નિજ દેશ વિષે, જશ નામી પ્રતાપિ ઉદાર દિશે.
પ્રભુના પદમાં પુરી પ્રીત ધરે, દિલદાર દયાળ કૃપાળ ખરે;
અન્ન વસ્ત્ર તણું બહુ દાન કરે, દુઃખિ લોક તણાં દુઃખ તાપ હરે.

### મનહર છંદ.

દાન જ્ઞાન ભક્તિ ઘણી, ઉર અભિમાન નહીં;
સદાચારી પૂરો તેથી, લોક સૌ વ્હાયછે.
"ઇસલીંગ" શેર† વિષે, શ્વાન એક નિત્ય વસે;
ગામે ગામ થોડા ઘણા, શ્વાન જેમ થાયછે.
કોઇ તો બટ છોટા, કોઇક તો અતિ મોટા;
વળી કોઈ શિકારમાં, કાબેલ કહેવાયછે.
શ્વાન પર પ્રીતિ રાખે, પણ ન વિચાર દાખે;

† શેર=શહેર

*કુતો ને કુપાત્ર નકી, ગુણ ભૂલી જાયછે.

દુહો.

કોઇ ક્લેશને કારણે, શ્વાને કરી લુચ્ચાઇ;
ઢોંગ કરી ગાંડો બની, કરડયો નરને ધાઈ.

મનહર છંદ.

નજીક ને પાસેના તો, લોક સૌ ભેળાં થયાં;
ડાહપણ ડોળીને વાત, જુદી જુદી કરેછે.
કોઈક તો સમ ખાઇ, હોડ કોડે બકી કહે;
શ્વાન એ ચંડાળ ચોર, હડકેલ ભરેછે.
દાઢ પૂરી પેઠી તેથી, જખમ વિશેષ થયો;
હાય હાય કરીસ હું, બીક બહુ ધરેછે.
નાના મોટા ખ્રિસ્તી લોક, કહે કામ ખોટું થયું;
આવો રૂડો ધર્મી ભાઈ, વણ મોતે મરેછે.

દોહરો.

કૌતક એક વિચિત્રથી, પોગળ થયું પ્રત્યક્ષ;
શ્વાન મુઓ ને નર બચ્યો, થતાં કાળનો ભક્ષ."

"શાબાશ, "બિલ," શાબાશ, આ ગાયન તો ખરેખર કરૂણારસવાળું છે. આ લ્યો, મારાં છોકરાં, બિલની તનદુરસ્તીનો પ્યાલો, કે ઇશ્વર એને એક દિવસ મોટા ધર્મગુરૂની જગાએ પહોંચાડે." મારી સ્ત્રી બોલી "બહુ ખુશીની સાથે; જેવી રીતે તે ગાયછે તેવીજ રીતે જો તે બોધ કરી શકે તો પછી મને તે વાતમાં કંઇ શક નથી. તેની મા તરફનાં ઘણાંખરાં બધાં સગાં ગાવામાં કુશળ છે, અને આપણા ગામમાં એતો સાધારણ કહેવત છે કે "બ્લેન્કીનશોપ્સનું" કુટુંબ તો તેમની આગળ કયારે પણ ઉંચું મોં કરી શકતું નથી; તેમ "હગીનસન્સનું" કુટુંબ પણ કયારે દમ ખેંચી શકતું નહિ; અને "ગ્રોગામ્સ" ના કુટુંબમાં એવો કોઇ નહોતો કે જેને ગાયન આવડતું નહિ; તેમ "મારજોરામ્સના" કુટુંબમાં એવો કોઇ નહોતો કે જેને વાર્તા કહેતાં આવડતી નહિ મેં કહ્યું, "એ ગમે તેમ હોય, પણ અર્વાચિન સુંદર કવિતા અને કાવ્યબંધો જેનું એકજ પદ વાંચતાં આપણે ગભરાઇ જ-

* કુતો=કુતરો.

ઇએ છીએ, અને જેને એક વખતે ધિક્કારીએ તથા વખાણીએ છીએ, તેના કરતાં હલકામાં હલકી ગામડાની લાવણી મને વધારે પસંદ છે. "મોઝીસને" પ્યાલો આપ.–કરૂણા રસવાળું લખનારાઓની એક ખોડ એ છે કે સમજુ માણસોને જે દિલગીરીથી થોડુંજ દુઃખ લાગે એવી દિલગીરીની તેઓનાપર બહુજ અસર થાયછે. એકાદ સ્ત્રીનો પંખો, મોજું કે નાનો કુતરો ખોવાઇ જાય એટલે મૂર્ખ કવિ તે આફતની કવિતા બનાવવા ઘર તરફ દોડેછે." "મોઝીસ" બોલ્યો, "ઉંચી જાતની કવિતામાં કદિ એવી રીત હશે, પણ "*રેનીલેગમાં" આપણે જે ગાયનો સાંભળીએ છીએ તે તો તદન સાધારણ વિષયનાં અને બધા એકજ તરેહનાં હોયછે. (દાખલા તરીકે) "કોલીન" નામનો યુવાન પુરૂષ "ડોલી" નામની સુંદર સ્ત્રીને મળેછે; તેઓ વાતો કરેછે; પછી પેલો તેને તેણીના વાળમાં રાખવાને મેળામાંથી ખરીદેલી કંઇક ભેટ આપે છે, અને પેલી તેને ફૂલનો તોરો ભેટ કરેછે; પછી બન્ને જણ દેવળમાં જાયછે. પછી તેઓ યુવાનીઆઓને તથા કુમારીકાઓને જેમ બને તેમ તરત પરણવાની શિખામણ આપેછે." હું બોલી ઉઠયો, "એતો ખરેખર બહુ સારી શિખામણ. મારા ધાર્યા પ્રમાણે પૂરતી યોગ્યતાથી શિખામણ આપી શકાય એવી જંગા "રેનીલેગ" શિવાય દુનિયામાં બીજી કોઇ જવલ્લેજ હશે, કેમકે ત્યાં આપણને પરણવાની શિખામણ મળે, તેની સાથે વળી પરણવાને સ્ત્રીઓ પણ મળી આવેછે.

અને મારા પુત્ર, એ બજાર ઉત્તમ સમજવું કે જ્યાં શું જરૂરનું છે, તે આપણને કહેવામાં આવેછે, અને જ્યારે તે જોઇએ ત્યારે પૂરૂં પાડવામાં આવેછે. "મોઝીસે" કહ્યું, "ખરૂં, બાપા, અને આ દેશ કરતાં દુનિયામાં સ્ત્રી મેળવવાનું બજાર બીજે કયાંએ વધારે સારૂં હોય, એવું મારા જાણવામાં નથી." તેની માએ કહ્યું, "છોકરા તું ખરૂં કહેછે. સ્ત્રી મેળવવા માટે પુરૂષને પ્રાચીન "ઈંગ્લાંડજ" માત્ર દુનિયામાં જગા છે." હું બોલી ઉઠયો, "અને સ્ત્રીને પતી વશ રાખવાને, બીજા દેશોમાં કહેવત ચાલે છે, કે સમુદ્રપર પુલ હત તો આખા યુરોપખં-

---

* એ ગોલ્ડસ્મિથના વખતમાં એક પ્રખ્યાત રમત ગમતનું સ્થળ હતું.

ડની સ્ત્રીઓ આપણે ત્યાં એ કળા શિખવા આવત, કારણ કે યુરોપમાં આપણા જેવી સ્ત્રીઓ નથી. પણ "ડીબોરા" મારી પ્યારી ઉઠ, એક બીજો શીશો લાવ, અને "મોઝીસ" તું એક સારૂં ગાયન ગા. આહા! આપણે પરમેશ્વરનાં કેટલાં આભારી છીએ કે તેણે આ પ્રમાણે આપણને શાંતિ, તનદુરસ્તી, અને પૂરતો નિર્વાહ બક્ષેલાં છે. આ વખતે હું દુનિયામાં મોટામાં મોટા પાદશાહ કરતાં પણ સુખી છું. તેને ત્યાં પણ આવી વિશ્રામદાયક સગડી અને તેની આસપાસ આવું ખુસ્નુમા ચેહેરાવાળુ કુટુંબ નહિ હોય. ખરેખર, "ડીબોરા," હવે આપણે ઘરડાં થતાં જઇએ છીએ, પરંતુ આપણા છેલ્લા દહાડા સુખમાં જશે એવું જણાય છે. આપણે નિષ્કલંક બાપ દાદાઓનાં છોકરાંઓ છીએ, અને આપણી વાંસે પણ આપણે સદ્‌ગુણી છોકરાં મૂકી જઇશું. જ્યાંસુધી આપણે જીવીશું ત્યાંસુધી તે આપણા આધાર અને સુખરૂપ થઇ રહેશે. આપણે મરી જઇશું ત્યારે, તેઓ આપણા વંશજોને વારસાતરિકે આપણી નિષ્કલંક આબરૂ આપ્યાં જશે: આવ, મારા બેઠા, અમો ગાયનની રાહ જોઇએ છીએ. છેલ્લી લીટિ બધાં ઝીલે એવું ગાયન ગા. પણ મારી વ્હાલી "ઓલીવીઆ" કયાં ગઈ? તે છોડીનો સ્વર એકઠાં ગાવાનું હોયછે ત્યારે હમેશાં સૌથી મધુર લાગેછે; જેવો હું બોલી રહ્યો કે તરતજ "ડિક" દોડતો દોડતો અંદર આવ્યો; "અરે બાપા, બાપા, એતો આપણી પાસેથી ગઇ; એતો ગઇજ.મારી "લીવીબ્હેન" આપણુ પાસેથી હમેશને માટે ગઈ." "શું? છોકરા! ગઈ?" "હા,. એને તો ભાડુતી ગાડીમાં બે ગૃહસ્થ લેઇ ગયા."— "એકે તેણીને બોકીઓ કરીને કહ્યું કે "હું તારાપર કુરબાન છું." તેતો ઘણીએં રડતી હતી, અને પાછું આવવાનું કરતી હતી; પણ તેણે તેણીને સમજાવી એટલે તે ગાડીમાં ગઇ, અને બોલી કે, "અરે મારા ગરીબ બાપનું શું થશે?" હું બોલ્યો, "ત્યારે મારાં છોકરાં, હવે આપણું સુખ ગયું; કેમકે હવે આપણે એક કલાક પણ ખુશીમાં ગાળીશુ નહિ—હે પરમેશ્વર, જે દુષ્ટ મારી બાળકીને ચોરી ગયો તેનું અને તેનાં કુટુંબનું નિકંદન કાઢજે. જે સુંદર નિરપરાધી બાળકીને હું સદ્‌ગુણના રસ્તાપર લઇ જતો હતો, ત્યાંથી તેઓ તેને પાછી ખેંચી

ગયા! ખરેખર પરમેશ્વર તેમનું તો નિકંદન કાડશેજ—શી! તે બાળકીની નિષ્કપટતા! અરરર! આપણું તો આ દુનિયાપર બધું સુખ ગયું! જાઓ, મારાં છોકરાં, દુઃખી અને કલંકીત થાઓ; હું તો દુઃખમાં ડુબી ગયોછું." મારો પુત્ર બોલ્યો "બાપા, આ તમારી ધીરજ કે"? "શું છોકરા, મારી ધીરજ,? હા! મારી ધીરજ હમણાં તમે જોશો. લાવ મારી પિસ્તોલ, હું તે હરામખોરની પાછળ લાગીશ, અને દુનિયામાં તે જ્યાં હશે, ત્યાં તેને પકડી પાડીશ. હું ઘરડો છું, તોપણ તેમને ખબર પડશે કે હજુ તેઓને પુરો પડું એવો છું. કમજાત! નીચ! હરામખોર!" એટલામાં તો મેં મારી પિસ્તોલ લીધી; પણ તેવારે મારી સ્ત્રી જેને મારા જેટલો જુસ્સો ચડયો નહતો, તેણે મને પોતાના હાથમાં પકડી રાખ્યો, અને બોલી, "મારા પ્યારા, મારા પ્રિયતમ, હવે તમારા ઘરડા હાથમાં તો માત્ર બાઈબલનુંજ હથીઆર શોભે, માટે આ છોડીદો, અને તે ઉપાડી વાંચો. એટલે આપણું દુઃખ સમી જાય, અને ધૈર્ય આવે, કેમકે આજે આપણને તેણીએ બહુજ ઠગ્યા છે." થોડી વાર પછી મારો પુત્ર બોલ્યો, "ખરેખર, સાહેબ, તમારો ગુસ્સો બહુજ જોશવાળો અને નહિ છાજે એવો છે. તમારે તો મારી માને દિલાસો આપવો જોઇએ; તેને બદલે તમે તેણીનું દુઃખ વધારો છો. અને તમારે તમારા મોટામાં મોટા શત્રુઓને પણ આ પ્રમાણે શ્રાપ આપવો એ તમારા ધર્માધ્યક્ષ ધંધાને અનર્હ છે. ગમે તેવો તે નીચ છે તથાપિ તમારે તેને શ્રાપ આપવો નહોતો." "ના બચ્ચા, મેં તેને શાપ આપ્યો નથી; શું તેને મેં શ્રાપ આપ્યો?" "ખરેખર, સાહેબ, તમે આપ્યો." "ત્યારે તો હે પરમેશ્વર, જો મેં તેને શ્રાપ આપ્યો હોય તો, તું તેને અને મને ક્ષમા કરજે અને મારા પુત્ર, હવે મને ખબર પડીકે, આપણા શત્રુનું આપણે ભલું ઈચ્છવું એમ આપણને પહેલવ્હેલાં શીખવનારમાં સાધારણ મનુષ્ય કરતાં કંઈક વધારેજ પરોપકાર બુદ્ધિ હતી. જે સઘળું તેણે આપણાંમાંથી લઈ લીધું; અને જે બધું આપણું ભલુ કર્યું છે તેના માટે તેના પવિત્ર નામનું કલ્યાણ થાઓ. પણ આ ઘરડી આંખ જેણે આટલાં બધાં વરસોમાં આંસુ પાડયાં નથી તેમાંથી આ જેજે દુઃખને લીધે આં-

સુ પડેછે તે દુઃખ કંઈ થોડું ન કહેવાય, થોડું નથીજ. હે મારાં બચ્ચાં, હે મારી વ્હાલી—સત્યાનાશ જાય એ—માફ કરજે પરમાત્મા, વળી હું શું કહેવા જતો હતો? મારી પ્રિયા, તને યાદ હશે કે તે છોડી કેવી ભલી કેવી સુંદર હતી. આ ઘાતકી ક્ષણ સૂધી તેણીનું ધ્યાન આપણે સુખી કેમ થઈએ તેપરજ હતું. બહેતર કે તે મરી ગઇ હત, પણ આતો તે નાશી ગઈ. મારે હવે સુખની આશા તો બીજી દુનિયામાંજ રાખવી. પણ વારૂ, મારા છોકરા! તેં તેમને જતાં જોયાંકે? કદાપિ તે તેણીને પરાણે લેઇ ગયો હશે-જો તેમજ થયું હોય તો, પેલી હજુ નિરપરાધી ગણાય." મારા છોકરાએ જવાબ આપ્યો, "અરે નહિ બાપા, તે માત્ર તેણીને બોકીઓ કરતો હતો, અને તેણીને કહેતો હતો કે "તું તો મારી પરી છે". "તે" પછી ખુબ રડી તેના હાથપર અઢેલી અને તેઓ ઉતાવળે ગાડી હાંકી ગયા." મારી સ્ત્રી જે અતિ રૂદનથી ભાગ્યેજ બોલવાને સમર્થ હતી તે બોલી, "કેવી નિમકહરામ કે આપણી સાથે આવી રીતે વર્તી. આપણે તેણીના પ્યારપર કદી દબાણ રાખ્યું નહિ. તેજ છોડીએ હરામખોરીથી કંઇ પણ કારણ વિના, પોતાનાં માબાપને આવી નીચ રીતે તરછોડ્યા; ને આ પ્રમાણે વૃદ્ધાવસ્થામાં આપના આયુષ્યને ધક્કો પહોંચાડ્યો; અને ત્યારે તમારા પછી મારૂં પણ કેટલું જીવન!"

આ પ્રમાણે અમારાં દુઃખની પહેલી રાત રડાપીટમાં અને આવેશની ઉદ્દેશ વિનાની ઉર્મીઓ કાઢવામાં ગાળી. તોપણ અમને દગો આપનારને ગમે ત્યાંથી ખોળી કાઢી ઠપકો આપવાનો મેં નિશ્ચય કીધો. સવારમાં શીરામણ વખતે અમારી દુર્ભાગ્ય બાળકીવિના અમને બિલકુલ ચેન પડયું નહિ, કેમકે તેણી તે વખત અમો સર્વને આનંદ ઉપજાવતી. મારી સ્ત્રી તો આગળની માફક તેને ગાળો આપી પોતાના જીગરનો દિલાસો આપવા યત્ન કરવા લાગી. તે બોલી "આપણા કુટુંબનું કલંક આપણા નિષ્કલંક બારણાને અપવિત્ર કરવાને હવે કદી પણ પામશે નહિ; હવે હું કદી પણ તેને મારી છોકરી કહી બોલાવવાની નથી. કદી તે આપણને એબ લગાડે એવું કૃત્ય કરી શકશે, પરંતુ હવે આપણને તે બીજી વખત ઠગી શકશે નહિ."

મેં કહ્યું " પ્યારી, આવું કઠણ દિલ રાખી બોલમાં. તેણીના ગુન્હા માટે મને પણ તારા જેટલોજ તિરસ્કાર છે, તોપણ તે ગરીબ ગુન્હેગાર પોતાના ગુન્હાનો પશ્ચાતાપ કરતી પાછી આવશે, તો હું તેણીને ફરીથી મારા ઘરમાં આંવવા દઈશ ને આગળની માફક ચાહીશ. પોતાના ગુન્હામાંથી જેમ તે જલદી પાછી વળશે તેમ તેનું આવવું મને વધારે ખુશકારક લાગશે. કારણ પહેલી વખતે તો મોટામોટા એ ભૂલ ખાયછે. લુચ્ચાઇ ફાવી જઇ તેમને આડે માર્ગે લઈ જાયછે અને નવી ચીજોની મોહિનિ, ખરે માર્ગ તેમને ભૂલાવી નાંખેછે. **"માટે મનુષ્યનો પહેલો ગુન્હો તો તેની અજ્ઞાનતાનું ફળછે; પણ ત્યારપછીનો દરેક ગુન્હો ખરેખરો ગુન્હો છે."** માટે કદાપિ તે કંગાલ એક લાખ ગુન્હાથી કલંકિત થઇ હશે, તો પણ તેણીને માટે આ ઘર ખુલ્લું છે અને આ અન્તઃકરણ હજુ પણ તેણીને ચાહશે. વળી હું તેણીના મધુર સ્વરનું ગાયન સાંભળીશ, અને તેણીની છાતીપર મારૂં માથું હું વ્હાલથી અઢેલીશ. માત્ર એટલુંજ કે તે સ્વરમાં અને છાતીની અંદર પશ્ચાતાપ હોવો જોઈએ. મારા પુત્ર, મારૂં બાઇબલ, અને મારી લાકડી લાવ. જ્યાં તે હશે ત્યાં તેણીની વાંસે હું જઇશ."

---

## પ્રકરણ ૧૮ મું.

**કુમાર્ગે ગયેલાં બાળકને નીતિને રસ્તે આણવા માટે પિતાનું પ્રયાણ.**

મારો છોકરો પોતાની બેનને ગાડીમાં બેસારી લઈ જનાર શખ્સના શરીરનું વર્ણન આપી શક્યો નહિ, તોપણ મને તો અમારા યુવાન જાગીરદારમાં પુરેપુરો શક આવ્યો. તેથી તેને ઠપકો આપવાનો અને બની શકે તો મારી છોકરીને પાછી લાવવાનો નિશ્ચય કરી, હું "થોર્નહીલ કેસલ" નામના તેના રહેઠાણ તરફ ચાલ્યો. પરંતુ તેના મકાન સુધી પહોંચ્યા પહેલાં, રસ્તામાં મારી ધર્મ સંભાળ તળેના પ્રદેશમાં રહેનાર એક જણ મને મળ્યો; તેણે કહ્યું કે એક ગૃહસ્થની સાથે મારી છોકરીના જેવી કોઈ યુવાન સ્ત્રીને ગાડીમાં તેણે

જોઈ હતી, અને તેણે તે ગૃહસ્થનું વર્ણન કર્યું, તેપરથી મેં અટકળ બાંધી કે તે મી. "બરચેલ" હશે; વળી તેણે જણાવ્યું કે, તેઓ ઉતાવળે ગાડી હાંકતાં જતાં હતાં, તોપણ આ હેવાલથી મને સંતોષ વળ્યો નહિં, તેથી હું મારા યુવાન જાગીરદારને ત્યાં ગયો. અને જોકે હજુ દિવસ ઉગ્યો નહોતો, તોપણ તેને તરત મળવાને મેં આગ્રહ કર્યો. તે બહુ મિલનસાર દેખાવ રાખી બહાર આવ્યો; અને મારી છોકરીની પોતાના યાર સાથે નાશી જવાની વાતપર તદન અજાણી જણાવવા લાગ્યો. અને સોગન ખાવા લાગ્યો કે "મને તો તે વાતની બિલકુલ ખબરજ નથી." તેથી હવે મારો આગળનો શક નીકળી ગયો અને પાછો મી. "બરચેલ"પરજ શક આવવા લાગ્યો, કેમકે તે હમણા તરતમાં તેણીની સાથે પણ ખાનગી વાતો કરતો હતો, એ બાબત મને સાંભરી આવી, તેમ વળી એક બીજો શાક્ષી પણ નીકળ્યો, એટલે હવે તેનાં એ નીચ કૃત્ય વિષે કંઇશકજ રહ્યો નહિ. તે સાક્ષીએ તો ખાત્રીપૂર્વક જણાવ્યું કે "તે અને તમારી છોકરી અહીંથી વીશ માઇલપર "વેલ્સ" શહેર પાસે એક મેળો ભરાયો હતો, ત્યાં જતાં હતાં." આ વખતે મારા મનની સ્થિતિ એવી થઇ ગઇ હતી કે જેમાં આપણને અક્કલથી વિચાર કરવાને બદલે છેક વગર વિચારે વર્તવાનું તરત સુઝેછે; તેથી મેં મારા મનમાં ખ્યાલ પણ ન કર્યો કે ખાસ મને ભૂલાવો ખવડાવવા માટેજ રાખેલા માણસો મને આં હેવાલ કહેતા હશે. પણ મેં તો મારી છોકરી તથા તેના કલ્પિત ફસાવનારની વાંસે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. હું ખંત રાખી આગળ ચાલ્યો, અને કેટલાકને રસ્તામાં પુછતો ગયો, પણ કંઇ પતો મળ્યો નહિ. આખરે શહેરમાં પેસતાં એક ઘોડાપર સ્વાર થયેલો શખ્સ મને મળ્યો; આને મેં સ્કવાયરને ત્યાં જોયો હતો, એમ મને લાગ્યું. તેણે મને ખાત્રીથી કહ્યું કે "સરતનું મેદાન જે અહીંથી માત્ર ત્રીશ માઈલ દૂર છે ત્યાં તમો જશો, તો તમે તેમને ખચિત પકડી પાડશો. કેમકે મેં તેમને રાત્રેજ ત્યાં નાચમાં જોયાં હતાં, ત્યાં તમારી છોકરીના નાચથી બધાં જણ ખુશ થતાં હતાં." આ ઉપરથી સવારમાં વ્હેલોજ હું સરતના મેદાન તરફ ચાલ્યો, ને સાંજરે ચાર વાગે ત્યાં જઈ પહોંચ્યો. ત્યાં ભપકાદાર મેળાવડો જામ્યો હતો અને તે બધા-

નો હેતુ ગમત સંપાદન કરવાનો હતો, પરંતુ એક કુમાર્ગે ગયેલાં બાળકને નીતિને માર્ગે પાછા આણવાના મારા હેતુ કરતાં તે કેટલો જુદો! મને લાગ્યું કે મારેથી થોડે દૂર મેં મી. "બરચેલને" જોયો, પણ તે મને મળવાને બ્હીતો હોય, તેવી રીતે મારા તેની પાસે જવાથી, તે ટોળામાં ધુસી ગયો, અને પાછો દેખાયોજ નહિ. હવે મને લાગ્યું કે તેમની વાંસે આગળ જવું વ્યર્થ છે, તેથી મારૂં નિરપરાધી કુટુંબ જેને મારી મદદની જરૂર હતી, તેમની પાસે પાછા જવા મેં નિશ્ચય કર્યો. પણ મારા મનના ગભરાટથી અને મુસાફરીના થાકથી મને તાવ આવવા લાગ્યો. જેનાં ચિન્હ હું સરતના ચક્કર પાસેથી પાછો વળ્યો ત્યાર પ્હેલાંજ જણાયાં હતાં; આ વળી અણધારેલી બીજી આફત આવી, કેમકે હું હમણાં મારા ઘરથી સીતેર માઈલ કરતાં વધારે દૂર હતો. તોપણ રસ્તાપરના એક હોટલમાં હું થોડી મુદત સુધી વિશ્રામ લેવાને રહ્યો, અને આ જગામાં જ્યાં કંગાળ અને ગરિબ લોકોજ આવતા ત્યાં મેં મારો મંદવાડનો વખત ધૈર્યથી ગાળ્યો. લગભગ ત્રણ અડવાડીઆં સુધી હું ત્યાં પડી રહ્યો. પણ આખરે મારી તબીયત સુધરી, પરંતુ મારૂ ખાધા ખર્ચ ભરી આપવા મારી પાસે પૈસા નહોતા, અને જો એક મુસાફર જે ત્યાં જલદીથી નાસ્તો કરી લેવા થોભ્યો, તેણે મને પૈસાની મદદ કરી નહોત, તો માત્ર આ છેલી બિનાના સબબથીજ મારી બિમારી ફરી ઉથલો કરત; એ સંભવિત હતું. એ મુસાફર "સેન્ટપોળની" ગલીમાં પરગજુ, વિખ્યાત પુસ્તક વેચનાર હતો. જેણે નાની નાની ચોપડીઓ છોકરાંઓ માટે લખી છે, અને તે બાળમિત્રનું ઉપનામ ધરાવેછે. તોપણ ખરૂં કહીએ તો તે મનુષ્ય માત્રનો મિત્ર છે. તે જેવો ત્યાં ઉતર્યો, કે જવાની ઉતાવળ કરવા લાગ્યો; કારણ તે હમેશ અગત્યનાં કામમાં રોકાયલો રહેતો; અને તે વખતે પણ કોઈક મી. "થોમ્સટ્રીપ" નામના પુરૂષના જન્મ હેવાલ માટે સાહિત્યનો સંગ્રહ કરવા લાગેલો હતો. આ ભલા સ્વભાવના માણસનો રાતા ફોલ્લાથી ભરેલો ચ્હેરો મને એકદમ યાદ આવ્યો; અને ઘેર ગયાબાદ પાછા ભરી આપવાની શરતે મેં તેની પાસેથી થોડા પૈસા ઉછીના લીધા અને પછી તે હોટલે છો-

ડી. હજી હું નબળો હતો તેથી રોજના દશ માઇલ પ્રમાણે સહેલી મુસાફરી કરી ઘરે પહોંચવા મેં નિશ્ચય કર્યો. મારી તનદુરસ્તી અને હમેશની શાંતિ લગભગ બધી પાછી આવી. અને જે ગર્વને લીધે ઇશ્વરી દંડ સહન કરવા મેં હઠ લીધી, તે ગર્વને હું ધિક્કારવા લાગ્યો. જ્યાંસૂધી અનુભવ નથી મળ્યો ત્યાંસૂધી મનુષ્યને થોડીજ ખબર છે કે કીયાં દુઃખો તેની સહનતાથી બ્હાર છે. (એટલે કે ચોકસરીતે કહી ન શકે કે આટલાં દુઃખો તેની સહનશક્તિ કદી સહન કરી શકશે નહિ, મતલબ કે વખત આવે બધાં દુઃખો સહન થઈ શકેછે.) દાખલા તરિકે જેમ મહત્વેચ્છાનો નીચેથી સુખ સૂચક દેખાતો ઉંચો પ્રદેશ. ચઢતી વખતે દરેક પગલે જેમ આગળ નહિ જણાયલી નાઉમેદીનો કંઇ નવો અને નિરાનંદી ચિતાર મન આગળ આવી પડેછે, તેમજ સુખના શિખરપરથી નીચે ઉતરતાં નીચેની દુઃખની ખીણ પહેલાં તો અંધકાર ભરેલી અને શોકજનક જણાય, તોપણ સર્વકાળ ભમતું મન જે હમેશાં ગમત મેળવવા તરફ લાગેલું હોયછે, તે જેમ જેમ આપણે નીચે ઉતરતા જઇએ તેમ તેમ આપણને દિલાસો આપે, અથવા ખુશી કરે એવું કંઈ ને કંઈ શોધી કહાડેછે; અને હજુ જેમ નીચે ઉતરતા જઇએ, તેમ નીરસ વસ્તુઓ સુખનું સાધન થઈ પડેછે; અને મનરૂપી ચક્ષુ દુઃખરૂપી અંધકારની સ્થિતિને અનુકુળ થઇ રહેછે.

હું આગળ ચાલ્યો અને બે કલાક થયા તેવામાં દૂરથી કંઇક ગાડા જેવું દેખાતું મારી નજરે પડયું. જેને પકડી પાડવાનો મેં નિશ્ચય કર્યો; પણ જ્યારે તેની પાસે ગયો, ત્યારે જણાયું કે, એતો ગામે ગામ ફરતી નાટક મંડળીની ગાડી હતી. તે તેઓના શણગાર અને બીજો સામાન નજદીકને ગામડે લઇ જતી હતી. જ્યાં તેઓ ખેલ ભજવી બતાવવાના હતા. તે ગાડીની સાથે માત્ર તેનો હાંકનાર અને બીજો એક મંડળીમાંનો શખ્સ હતો. બીજા નાટકકારો તો બીજે દિવસે આવવાના હતા. એક કહેવત છે કે **"સારે સથવારે પંથ ન જણાય"** તેટલા માટે હું પેલા નાટકકાર સાથે વાતોમાં લાગ્યો, અને એક વખતે હું પણ નાટકકારની થોડી શક્તિ

ધરાવતો હતો, તેથી તેવા વિષયોપર મારી હમેશની છુટ પ્રમાણે વાતો ચલાવવા મંડયો; પણ અર્વાચીન નાટકોથી હું ઘણો અજાણ્યો હોતાં, મેં તેને પૂછ્યું કે હાલમાં કીયા નાટક લખનાર વખાણાતા હતા તથા હાલના "ડ્રાઈડન" અને "ઓટવેઝ" કોણ હતા? તે નાટકકારે કહ્યું "સાહેબ આપ જે નામ આપોછો, તેમની સાથે સરખાવવાથી, હાલના નાટક લખનારમાંના કોઈ થોડાજ માન સમજશે; "ડ્રાઇડન" અને "રોની" રીતભાતથી હાલના રીવાજતો, સાહેબ, તદન જૂદાજછે; અમે તો એક સેંકડો વરસ અગાઉ આપણા બાપદાદાને જે પસંદ હતું, તે પસંદ કરીએ છીએ; "ફ્લેચર," "બેન જોનસન," અને "શેકસપિઅરનાં" બધાં નાટકોજ માત્ર જ્યાં ત્યાં એક મતે પસંદછે." મેં કહ્યું, "જે ગ્રંથોના નામ તમે આપો છો, તેમાંતો નહિ વપરાતી ભાષા, રૂઢિવિરૂદ્ધ મર્માળાં કટાક્ષ અને બહુજ કલ્પિત વર્તણુંકવાળાં પાત્ર ઠેકાણે ઠેકાણે જોવામાં આવેછે, તે શું આ જમાનાના લોકને પસંદ આવેછે?" મારો સોબતી બોલ્યો, "અરે સાહેબ, લોકો કંઈ ભાષા, મર્માળાં કટાક્ષ કે પાત્રનો વિચાર કરતા નથી. કારણ કે તેઓનું એ કામ નથી. તેઓતો માત્ર ગમતને માટે આવેછે; અને "શેકસ્પિયર" અથવા "જોનસનના" નામને આધારે એક મુંગા અભિનયયુક્ત ખેલથી પણ ખુશ થઇ જાયછે." મેં કહ્યું "ત્યારે હું ધારૂં છું કે હાલના નાટક બનાવનાર કુદરત કરતાં "શેકસપિયરની" નકલ કરવાને વધારે ચાહતા હશે." મારા સોબતીએ જવાબ આપ્યોકે "ખરૂં કહેતાં તો, તેઓ મારા ધારવા પ્રમાણે કોઈની નકલ કરતા નથી, કેમકે લોકોને એવું કંઇ જોઇતું પણ નથી. ખેલનાં વખાણ ખેલનાં લખાણ પરથી થતાં નથી, પણ જેમ તેમાં વધારે જુસ્સો અને લાગણી બતાવવાની ઢબ વધારે હોય, તેથીજ થાયછે. મને એક ખેલ એવો સાંભરેછે કે જેમાં એક પણ મર્માળું કટાક્ષ નહિ છતાં, તે પાત્રના ખભા મચકાવવાથી લોક પ્રિય થઈ પડયો. અને વળી બીજામાં કવિએ એક પાત્રને ચુકથી પીડાવાનું ઉમેરી નિંદિત થતાં અટકાવ્યો. ના, સાહેબ ના, હાલના શોખીજનોને માટે તો "કોન-

ગ્રીવ" અને "ફારકૂર" નાં રચેલાં નાટકોમાં ન ખમાય એવાં મર્મોાળાં કટાક્ષ અને ઠાવકું હાસ્યછે. આપણા હાલના લખાણુની ભાષા તો ઘણીજ કુદરતી છે."

આટલા વખતમાં તે નાટક મંડળીનો રસાલો તે ગામડાં આગળ આવી પહોંચ્યો, અને તેના આવવાના ખબર ગામડાંમાં પહોંચી ગયા હતા, એમ જણાયું; કેમકે ત્યાંના લોકો અમને જોવાને ગામડાની બહાર આવ્યા હતા. મારા સોબતીએ મને જણાવ્યું કે એવી રીતે ફરતી નાટક મંડળીના ખેલો જોવા કરતાં, તેમને બ્હારથી આવતા જોવા ઘણા લોકો આવેછે. જ્યાં સુધી લોકોનું ટોળું મારી આસપાસ ભરાવા લાગ્યું, ત્યાં સુધી એવી મંડળીની સાથે હોવામાં કંઇ પણ અયોગ્યછે એવું મને લાગ્યું નહોતું. પણ પછી તો હું જેમ બને તેમ તરત જે હોટેલ પહેલી મળી આવી તેમાં ગયો અને તેના સામાન્ય ઓરડામાં પેસતાંજ એક સારો પોશાક પહેરેલ શખ્સ મને મળ્યો. તેણે મને પૂછ્યું કે, "તું નાટક મંડળીનો ખરેખરો પાદરી છું, કે માત્ર પાદરીનો વેષ ભજવવાને તેં પોષાક પેહેર્યો છે?" મેં તેને ખરી હકીકત જાહેર કરીને જણાવ્યું કે મારે તે મંડળી સાથે કંઇ સંબંધ નહોતો; એટલે તેણે મને અને પેલા નાટકવાળાને દારૂનો અકેક પ્યાલો લેવાનું કહેવા મેહેરબાની કરી; જે પીતાં પીતાં તે વર્તમાન રાજ્યપ્રપંચની તકરાર બહુજ જોસથી અને ઊમંગથી કરતો હતો; મેં તો તેને કંઇ નહિ, તોપણ "પારલામેન્ટનો" સભાસદ તો ધાર્યો; પરંતુ તે હોટેલમાં વાળુને માટે શું તૈયારછે તે પુછતાં તે ગૃહસ્થે આગ્રહ કર્યો કે મારે અને તે નાટકવાળાએ તેને ત્યાં જમવું. એ ઊપરથી તો મારા તર્કમાં હું ખરોછું, એમ મને ખાત્રી થઈ ગઇ. અને તેણે બહુ આજીજી કરી, તેથી અંતે તેની એ માગણી અમારે કબૂલ રાખવી પડી.

---

# પ્રકરણ ૧૯ મું.

**વર્તમાન રાજ્યથી અસંતોષી અને આપણી સ્વતંત્રતા જતી રહેવાની ધાસ્તી રાખનાર પુરૂષનું વર્ણન—**

જે ઘેર અમારે જમવા જવાનું હતું, તે પેલા ગામડાથી થોડે-જ દૂર હોતાં અમને નોતરૂ આપનાર ગૃહસ્થે કહ્યું કે "ગાડી તૈયાર નથી, માટે ચાલો આપણે પગેજ જઇએ." થોડીવારમાં તે પ્રદેશમાં આવેલા એક સરસમાં સરસ મહેલ આગળ અમે આવી પહોચ્યા; અને જે ઓરડામાં અમને લઇ જવામાં આવ્યા, તે ઓરડો તદન નવી બાંધણીનો અને ઘણા સુંદર દેખાવનો હતો. તે ગૃહસ્થ વાળુને માટે હુકમ આપવા ગયો, ત્યારે પેલા નાટકવાળાએ આંખની ઇ-શારત કરીને કહ્યું કે "આપણે ખરેખરા ભાગ્યશાળી છીએ." એ-ટલામાં અમને મીજબાની આપનાર ગૃહસ્થ પાછો આવ્યો, અને તરતજ એક સરસ ભોજન લાવવામાં આવ્યું; તથા છાતી અને હાથનો ઘણો ભાગ ખુલો રહે, એવા પોશાકવાળી બે ત્રણ સ્ત્રીઓ સાથે તેણે અમને ઓળખાણ કરાવી, અને પછી કંઈક ખુશ મિ-જાજથી વાતો ચાલવા લાગી. પણ પેલો ઘરધણી તો ઘણું કરીને રાજ્ય પ્રપંચપરજ વાતો કરતો હતો. તેણે ખાત્રી પૂર્વક જણાવ્યું કે [1]સ્વતંત્રતાને માટે તે મગરૂર છે; તેમજ [2]સ્વતંત્રતા તરફથી તેને ધાસ્તી પણ રહેછે. અમો જમી રહ્યાબાદ તેણે મને પુછ્યું કે, "તમે છેલામાં છેલ્લું "મોનીટર" પત્ર વાંચ્યુ છે કે નહિ." આના જવાબમાં ના પાડતાં, તે બોલ્યો "એતો બહુ અજાએબ જેવું છે! બહુ વિચિત્ર! હું તો હમણાં રાજ્ય પ્રકરણની બાબતોપર લખાતાં બધાં લખાણો વાંચુછું. 'ધીડેલી' 'ધીપબ્લીક,' 'ધીલેજર,' 'ધીક્રોનીકલ;' 'ધીલંડનઇવ-નિંગ,' ધીવાઇટહૉલઇવનીંગ અને બીજાં સતર ચોપાનીઆ તથા બે રીવ્યું; અને જો કે તેઓ બધાં એક બીજાને વખોડે છે, તોપણ હું બધાંને ચાહુછું. સાહેબ, સ્વતંત્રતા તો "બ્રીટનનો" ગર્વ છે, અને તેને જાળવી રાખનાર વીર પુરૂષોને હું માન આપુંછું." મેં પુછ્યું કે,

---

૧ સ્વતંત્રતા લોકોની.. ૨ સ્વતંત્રતા રાજાની.

"ત્યારે હું આશા રાખું છું કે, તમે રાજાને માન આપતા જણાઓછો." તેણે જવાબ વાળ્યો, "હા, હમે જેમ ઇચ્છીએ તેમ તે વર્તે તો; પરંતુ હમણાં તરતમાં તેની જે વર્તણુંક છે, તે પ્રમાણે જો તે વર્ત્યા કરે, તો હું તો એની દરકાર કરૂં નહીં. હું ધારૂંછું કે કેટલીક બાબતોનો તો હું વધારે સારી રીતે નીવેડો કરી શકત, પણ હમણાં એ વિષે મારે કંઈ કહેવા જરૂર નથી. હું નથી ધારતો કે તેને પુરતા સલાહકારછે. તેણે તો જેને સલાહ આપવાની મરજી હોય, તેઓ બધાની સલાહ લેવી જોઇએ. અને ત્યારેજ બધી બાબતોનો નિકાલ જુદી રીતે થયેલો આપણે જોઇશું."

હું બોલ્યો, "હું તો ચાહુંછું કે એવા વગર પુછે સલાહ આપવા આવનારને તો બાંધીને મારવા જોઇએ. આપણા રાજ્યનો નબળો પક્ષ એટલે *રાજા, જેની પવિત્ર સત્તા કેટલાંક વર્ષ થયાં દિન પ્રતિદિન નબળી પડતી જાયછે, અને જેનો રાજ્યમાં જોઇતો કાબુ નાબુદ થતો જાયછે; તેને મદદ કરવી એ પ્રમાણિક માણસોની ફરજછે; પણ આ અજ્ઞાન માણસો તો સ્વતંત્રતાનો પોકાર કરી રહ્યાછે, અને જો તેમનું કંઈ ફાવે તો તેઓ નીચપણે પેલા બળવાન થતા પ્રજા પ્રતિનિધિ પક્ષને મદદ કરેછે."

તે સ્ત્રીઓમાંની એક બોલી, "પરમેશ્વરની પવીત્ર બક્ષીસ અને "બ્રીટન" લોકોનો કીર્તિસ્થંભ જે સ્વતંત્રતા, તેનો દુશ્મન, અને જુલમગારનો રક્ષક હોય, એવો નીચ અને હલકો પુરૂષ શું આ હું ખરે ખર જોઉંછું?"

અમારો મિજબાની આપનાર ગૃહસ્થ બોલ્યો "અને શું હમણાં પણ કોઈ ગુલામગીરીનો હિમાયતી નીકળી આવે, એ સંભવિતછે? શું "બ્રિટન" લોકોના હક નીચપણે ખોવાને કોઇ તત્પર હશે

* રાજા જે પોતાને ઇશ્વરે બક્ષેલી સ્વતંત્રતા ચલાવેછે એમાં કંઈ ખોટું કરતો નથી એમ ડૉકટર પ્રીમરોઝનો મત હતો, કેમકે તે પોતે કોનઝરવેટીવ પક્ષનો હોતાં રાજાનો મદદગાર હતો અને તે વખતે લીબરલ તથા કોનઝરવેટીવ પક્ષ વચ્ચે રાજાના હક માટે ભારે તડામાર તકરારો ચાલતી હતી.

ખરો કે?" "શું, સાહેબ, એવો કોઇ નીચ હશે ખરો કે?" મેં જવાબ આપ્યો, "ના સાહેબ, હું તો પેલા ઇશ્વરી ગુણ, કીર્તિવાન +સ્વતંત્રતા જેને વિષે હાલ જાહેર રીતે વાદ વિવાદ ચાલેછે, તેના પક્ષમાંછું. હું તો ચાહુછું કે બધા માણુસ રાજા હોય! હું પોતે પણ રાજા થવાને ઇચ્છુંછું."

અહીં તો મારા મિજબાની આપનારની અધીરાઈ હવે કાબુમાં રહી શકી નહિ. તે બોલ્યો, "શું, આ હું આટલીવાર થયાં એક પાદરીના વેશમાં આવેલા "*જેસુઇટને" મિજબાની આપુંછું કે? પણ હવે મારા "કોર્નવાળની" બધી કોલસાની ખાણોના સોગન ખાઈકહુંછું કે હું તેને એકદમ બહાર કહાડી ન મૂકું તો મારૂં નામ "વીલકીનસન" નહિ."

હું હદ ઉપરાંત ગયો હતો એમ હવે મને જણાયું, તેથી જે જુસ્સાથી હું બોલ્યો હતો તે જુસ્સા માટે માફી માગવા લાગ્યો. તેણે ગુસ્સામાં કહ્યું "શું, માફી! મારા ધારવા પ્રમાણે તો એવા મતવાળા લાખ માફી માગે તોપણ થોડી. શું સ્વતંત્રતા અને મિલકત છોડી દેવી અને ગેઝેટવાળાો કહેછે તેવી રીતે કાષ્ટનાં બુટ જેવાં યંત્રોથી દુ:ખ આપે તે સહેવું? સાહેબ, હું તમને આગ્રહ પૂર્વક કહુંછું કે તમારે આ ઘરમાંથી એકદમ નીકળી જવું; નહિતો પછી કંઈ ખરાબ પરિણામ નિવડશે. માટે તમને કહુંછું કે તમે અહીંથી પધારો." હું વળી મારી દલિલો તેને ફરીથી કહેવા જતો હતો તેવામાં અમે સિપાઇને બારણું ઠોકતાં સાંભળ્યો અને પેલી બે સ્ત્રીઓ બોલી ઉઠી "ખરેખર આપણાં શેઠ શેઠાણી આવી ચુકયાં." હવે મને જણાયું કે મારો મિજબાની આપનાર તો માત્ર બુટલેલજ હતો, જેને પોતાના શેઠની ગેરહાજરીમાં ભપકો બતાવવાનું અને થોડી મુદત સૂધી શેઠ થવાનો સ્વાદ ચાખવાનું મન થયું હતું. પરંતુ ખરેખર કહેતાં, તે શખ્સ રાજ્ય સંબંધી વાતો, જેવી રીતે ગામડાના ગૃહસ્થો ઘણાખ-

---

+રાજાની સ્વતંત્રતા. "*જેસુઈટ" એક "રોમન કેથોલિક" ધર્મ માનનારી કોમ, રાજ્ય ખટપટ માટે પ્રખ્યાત છે, અને તે વખતે આખા યુરોપની પ્રજા તે તરફ ધિક્કારથી જોતી.

રા કરેછે, તેવીજ રીતે બરાબર કરતો હતો. પણ હવે પેલા ગૃહસ્થ તથા તેની સ્ત્રીને અંદર આવતાં જોઇ મને બહુજ ગભરાટ થયો, તેમ તેઓ પણ આવી મંડળી તથા આવું સારૂં ખાણું જોઈ ઓછાં વિસ્મય થયાં નહિ. તે ઘરના ખરા માલીકે મને તથા મારા સોબતીને મજાકમાં કહ્યું કે "ગૃહસ્થો, હું ને મારી સ્ત્રી આપના તાબેદાર નોકર છીએ; તોપણ હું પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે, આ એવી તો અણધારેલી મહેરબાની આપે કરીછે કે, એ ઉપકાર તળે અમો લગભગ દટાઈ જઇએ છીએ." અમારી મુલાકાત તેઓને ગમે તેવી અણધારેલી હતી, તોપણ હું ખાત્રીથી કહુંછું કે, તેમની મુલાકાત અમને તેથી પણ વધારે અણધારેલી હતી; અને હું જેવારે આમ મારી કઢંગી સ્થિતિના અંદેશાથી આભો બની ગયો હતો, તેવામાં જોઊંછું તો મારી વ્હાલી "મીસ. આરાબેલા વિલમોટ" તેમની પાછળ તે ઓરડામાં દાખલ થતી દેખાઈ—જેની સાથે મારા છોકરા "જ્યોર્જનાં" લગ્ન થવાનાં હતાં, અને જેનું સગપણ આગળ જણાવ્યા મુજબ તોડી નાંખવામાં આવ્યું હતું. તેણીએ મને જોયો કે તરતજ અત્યંત ખુશીમાં મને ભેટવા દોડી આવી, અને બોલી, "મારા પ્યારા સાહેબ, એવો ખુશકારક બનાવ કીયો છે કે, જેણે આપણને આ અણધારેલી મુલાકાતનો લાભ અપાવ્યો? મને ખાત્રી છે કે જેવાં મારાં કાકો કાકી જાણશે કે તેમને ત્યાં ભલો ડોક્ટર "પ્રીમરોઝ" પરોણા તરિકે આવ્યો છે, તેવાંજ તેઓ અત્યંત ખુશી થશે." મારૂં નામ સાંભળતાંજ પેલો ઘરડો ગૃહસ્થ તથા તેની સ્ત્રી સભ્યતાથી મારી પાસે આવ્યાં, અને બહુજ મમતાથી મારો આદરસત્કાર કરવા લાગ્યાં. પછી હું હમણા અહીં કેવી રીતે આવ્યો હતો, એ જાણ્યું ત્યારે તેઓને બહુ હસવું આવ્યું. પણ પેલા કમનશીબ ખુટલેલને પહેલાં તેઓ કહાડી મૂકતાં હતાં, પણ હું વચ્ચે પડ્યો અને તેને માફી મળી.

તે ઘરનો ધણી મી. "આરનોલ્ડ અને તેની સ્ત્રી મને થોડા દિવસસૂધી તેમને ત્યાં રહેવાને આગ્રહ કરવા લાગ્યાં; અને તેઓની ભત્રીજી જે મારી શિષ્ય હતી એટલે જેનું મન મારા બોધથી કેટલેક દરજ્જે કેળવાયું હતું, તેણી પણ જ્યારે મને આગ્રહ કરવા લાગી,

ત્યારે મેં તેમની માંગણી કબુલ રાખી. તે રાત્રે સુવા માટે મને એક ભપકાદાર ઓરડો બતાવવામાં આવ્યો, અને બીજે દિવસે સવારમાં "મિસ વિલ્મોટે" વહેલાં બગીચામાં મારી સાથે ફરવાની ખુશી બતાવી. એ બગીચો નવી ઢબ પ્રમાણે શણગારેલો હતો. થોડા વખત સૂધી તે સ્થળમાં આવેલી રમણીય ખુબી બતાવ્યાબાદ જાણે બહુ રસ લેતી ન હોય, તેમ તેણીએ પુછ્યું "તમારા છોકરા "જ્યોર્જનો" છેલ્લો પત્ર આવે કેટલો વખત થયો." મેં કહ્યું, "અફસોસ! બાઈ, તેણે હાલ લગભગ ત્રણ વર્ષ થયાં ઘર છોડયું છે. તે દરમીયાનમાં તેણે મને તેમજ તેના દોસ્તોને એક પણ કાગળ લખેલો નથી. તે ક્યાં છે, તેની પણ મને ખબર નથી. કદાપિ તેનું મોં જોવાની કે સુખી થવાની વારી આવશે કે નહિ, એ પણ કહેવાતું નથી. ખરેખર બાઈ, જેવો સુખી વખત અમો "વેકફીલ્ડમાં" અમારી સગડીની આસપાસ ગાળતાં તેવો વખત તો, હવે ઇશ્વર દેખાડે ત્યારે વાત. મારૂં નાનું કુટુંબ હવે જલદીથી છિન્નભિન્ન થતું જાયછે, અને ગરીબાઇએ અમને તંગીવાન અને કલંકિત કર્યાછે." તે ભલા સ્વભાવની છોકરીએ, આ સાંભળીને આંસુ પાડ્યાં, તેથી તે બાઈની લાગણીઓ તિવ્ર છે એમ મને માલૂમ પડતાં, મેં મારાં દુઃખનો સવિસ્તાર હેવાલ કહેવાનું બંધ રાખ્યું. વખત જવાથી મારા પુત્ર પ્રત્યેના તેણીના પ્યારમાં ફેરફાર થયો નહોતો, અને તે રહેતી હતી તે ગામડામાંથી અમારા જવા પછી ઘણાંક માગાં આવ્યાં હતાં, તે તેણીએ ઇન્કારી કાઢયાં હતાં. એ જોઇને મને કેટલોક દિલાસો મળ્યો. તે બગીચામાં જે જે મોટા સુધારા કરવામાં આવ્યા હતા, ત્યાં ત્યાં તે મને લઇ ગઈ; અને કેટલાક મંડપ તથા સહેલ કરવાની જગાઓ બતાવતાં, તે દરેક વિષયમાંથી મારા પુત્ર સંબંધી કંઈક નવો સવાલ કરવાનો પ્રસંગ કહાડતી, અને જમવાનો ઘંટ વાગ્યો ત્યાંસૂધી અમે આ પ્રમાણે વખત કાઢયો. જમવાના ઓરડામાં મેં આગળ જણાવેલ ગામો ગામ ફરતી નાટક મંડળીનો પ્રમુખ જોયો. એ "ફેરપેનીટંટના" ખેલની ટીકટો વેંચવા આવ્યો હતો. એ ખેલ તે સાંજરે ભજવી બતાવવાનો હતો. તેમાં "હોરેશીયોનો" વેશ લેનાર એક જુવાન ગૃહસ્થ હતો, તે પહેલીજવાર આ વખતે નાટકના તખ્તાપર આવવાનો હતો. એ નવા પાત્રનાં વખાણ તે ઉત્સાહથી કરવા લાગ્યો, ને તેણે કહ્યું કે "એના જેવો સરસ

ખેલ કરનાર મારા જોવામાં બીજો કોઈ હજુ આવ્યો નથી." વળી તે બોલ્યો, "ખેલ કરવાનું કંઇ એક દિવસમાં શીખાતું નથી. પણ આ શખ્સ તો જાણે નાટક માટેજ જન્મ્યો હોયની એવું જણાયછે. તેનો કંઠ, તેનો દેખાવ, તેની ઢબ વિગેરે બધું સ્તુતિપાત્ર છે. અમોને તો તે રસ્તામાં અહીં આવતાં મળી ગયો." આ તેના હેવાલથી જોવા જવાની મને પણ કંઈક ઉત્કંઠા થઇ. અને વળી સ્ત્રીઓએ આગ્રહ કર્યો એટલે મારે તેમની સાથે નાટકશાળામાં જવું પડયું. આ નાટકશાળા એક અનાજના કોઠારમાં બનાવવામાં આવી હતી. જે મંડળ સાથે હું ત્યાં ગયો હતો તે મંડળ અહીં બિનતકરારે સર્વથી શ્રેષ્ઠ હતું. તેથી અમને માનપૂર્વક અંદર લઇ જવામાં આવ્યા, અને સૌથી આગલી જગા આપવામાં આવી. તહીં અમે "હોરેશીઓના" આવવાને માટે અધિરાઇથી થોડો વખત રાહ જોતાં બેઠાં. આખરે નવો ખેલાડી આવ્યો. અને જ્યારે તેમને મારો કમનશીબ છોકરો માલમ પડયો, ત્યારે મને કેવી લાગણી થઇ હશે, તેનો વિચાર હે પિતાઓ! તમે તમારી મેળેજ કરો. તે શરૂ કરવા જતો હતો તેવામાં જોનારાઓ તરફ પોતાની નજર ફેરવતાં તેણે "મીસવિલ્મોટને" તથા મને જોયાં. અને એકદમ સ્તબ્ધ થઇ ત્યાંજ ઉભો થઇ રહ્યો. પડદાને વાંસે ઉભેલા નાટકવાળાઓએ જાણ્યું કે, આ તેનું થોભવું તેની કુદરતી શરમને લીધે હશે. તેથી તેને ઉત્તેજન આપવા કોશિશ કરવા લાગ્યા. પણ તે તો આગળ ચલાવ્યાને બદલે ચોધાર આંસુ લાવી રડવા લાગ્યો અને તખ્તાપરથી પાછો વળી ગયો. આ પ્રસંગે મને શું શું લાગણીઓ થઇ, તે હું જાણતો નથી, કારણકે તે એટલી તો ઝડપથી એક બીજા પાછળ થવા લાગી કે તેનું વર્ણન કરી શકાય નહિ. પણ આ અણગમતા વિચારોમાંથી "મીસવિલમોટે" મને તરતજ જાગૃત કર્યો; તે ફીકી પડી ગયેલી હતી; તેણીએ પોતાના કાકાને ત્યાં પોતાને પાછી લેઇ જવા ત્રોટક અવાજે મને જણાવ્યું. ઘેર જઈ મી. "આરનોલ્ડ" જે હજુ અમારી બેચેનીથી અજાણ્યો હતો, તેને ખબર આપી કે નવો ખેલ કરનાર તો મારો પુત્ર હતો એટલે તેણે તેને આમંત્રણ પત્ર તથા ગાડી મોકલાવ્યાં. નાટકશાળામાં તેણે તખ્તાપર ફરીથી જવા આગ્રહપુર્વક મના કહ્યા કરી, એટલે ખેલ

કરનારાઓએ તેની જગાએ બીજાને મોકલાવ્યો અને તે તરત અ- મારી પાસે આવી પહોંચ્યો. મી. "આરનોલ્ડે" તેનો અત્યંત પ્રેમથી સત્કાર કર્યો અને મેં પણ તેને મારા હમેશના આનંદથી બોલાવ્યો, કારણકે ગુસ્સાનો ખોટો દેખાવ હું રાખી શકતો નહોતો. "મીસ વી- લ્મોટનો" સત્કાર, ઉપરથી જોતાં, કંઈપણ લાગણી વગરનો જણાયો, તોપણ તે એવી રીતે જાણી જોઇને વર્તતી હતી, એવું મને જણાઇ આવ્યું અને તેના મનની વ્યાકુળતા હજી ઘટી ન હોય એવું મને જણાયું. તે ઘણી વખત ભુલ ભુલમાં કંઇ મશ્કરી જેવું કહી જતી, પણ તે મતલબ વગરનું હોવાથી પોતે પણ મોટેથી હસતી. કોઇ કોઈ વખતે તે જરા આડી નજરથી આરસીમાં જોતી અને પોતાની ખુબસુરતીનું ભાન થવાથી ખુશી થતી જણાતી, અને ઘણી વાર તો જવાબ અપાય તેપર કંઇ પણ ધ્યાન આપ્યા વગર પ્રશ્નજ પુછ્યા કરતી હતી.

---

## પ્રકરણ ૨૦ મું.

**નવી નવી બાબતો પાછળ લાગનાર પણ પોતાનો સં- તોષ ખોનાર એક બ્રહ્મજ્ઞાની ભટકનારનું વર્ણન.**

અમો વાળુ કરી રહ્યાબાદ "મી. આરનોલ્ડની" સ્ત્રીએ સભ્ય- તાથી મારા પુત્રનો સામાન મગાવી લેવા બે ચાકર મોકલવાનું કહ્યું. જેને માટે પહેલાં તો તે ના પાડવા લાગ્યો, પણ તેણીના આગ્રહ ક- રવાથી તેને જણાવવાની ફરજ પડી કે તેનો સામાન તો માત્ર એક લાકડી અને એક પોટલીજ છે. હું બોલ્યો "કેમ, વારૂ, તું ગરીબ સ્થિ- તિમાં ગયો હતો અને તેજ સ્થિતિમાં તને વળી આવેલો હું જોઉછું; તોપણ મને ખાત્રીછે કે તું દુનિયાના ઘણા ભાગમાં ફરી આવ્યો હ- ઇશ. ?" મારા છોકરાએ જવાબ આપ્યો "હા સાહેબ; પરંતુ પૈસો મેળવવા તેની પુંઠે પડ્યાથી તો તે મળતોજ નથી અને ખરૂ કહેતાં થોડો વખત થયાં હું તેની પુંઠે પડતાં અટકયોછું." મી. "આરનોલ્ડની" સ્ત્રી બોલી, "સાહેબ હું ધારૂંછું કે તમારાં સાહસ કામોના વર્ણનથી

અમોને ગમત મળશે. તેના પહેલા ભાગનું વર્ણન તો મેં મારી ભત્રીજી પાસેથી સાંભળ્યું છે, પણ બાકીનું વર્ણન આ બધા જણની અરજથી તમે આપશો તો, એટલો વધારે ઉપકાર થશે." મારા છોકરાએ કહ્યું "બાઇ હું નક્કી કહુછું કે એ કહેવામાં જેટલી મારી મગરૂબી જણાશે તેના કરતાં એ સાંભળવામાં તમને અડધી ખુશી પણ નહિ મળે. તે મવળી મેં કંઈપણ કર્યું નથી, પણ માત્ર જોયુંજ છે, એટલે મારા હેવાલમાં એક પણ સાહસ કામનું વર્ણન ભાગ્યેજ આવશે. મારી જીંદગીની પહેલી આફત તમો જાણોછો, તે મોટી હતી, અને જો કે તેથી મને દુઃખતો થયું પણ હું કંઈ તદન નાઉમેદ થયો નહિ. આશાના રંગમાં ચકચુર થયેલો મારા જેવો બીજો કોઈ પણ નહિ હોય. એક વખત જો નશીબ મારા તરફ વધારે ક્રૂર દેખાયું તો બીજી વખતે હું તેમાંથી સારાની આશા રાખવા લાગ્યો. અને ભારેમાં ભારે દુઃખ તો મારાપર આવી પડ્યાં હતાં, એટલે હવે કંઇ પણ ફેરફારથી મને નાઉમેદીની બીકને બદલે સુખનીજ આશા રહેતી. તેથી એક સુંદર સવારે હું "લંડન" શહેર તરફ જવા નીકળ્યો. અને કાલે શું બનશે તેની મને કાંઇ પણ ચિંતા નહોતી, પણ રસ્તામાં પક્ષીઓ જેમ મધુર ગાયનથી આનંદ કરતાં હતાં તેવોજ હું આનંદી હતો. અને મનમાં એમ ધારીને દિલાસો આપતો હતો કે "લંડન" શહેરમાં તો દરેક જાતની કળાનો બદલો તથા વિખ્યાતિ ખચિત્ત મળેછે."

(તેણે મને કહ્યું) "સાહેબ, શહેરમાં આવતાં મેં પહેલું કામ એ કર્યું કે આપણા પિત્રાઇ ઉપરનો તમારો ભલામણપત્ર તેને આપ્યો. એ પિત્રાઇ પોતે પણ, મારા કરતાં સારી સ્થિતિનો નહોતો. તમે ધારો છો કે મારી પહેલી ધારણા તો એક નિશાળમાં ઉપસિક્ષક તરિકે રહેવાની હતી, અને તે વિષે મેં તેની સલાહ પુછી. એ દરખાસ્ત મૂકતાંજ તેણે તિરસ્કારથી હસી કહાડી, અને બોલ્યો કે "વાહા ! ખરેખર, તમોએ મજેનો ધંધો શોધી કાહાડ્યો. હું પોતે પણ બોર્ડીંગ સ્કુલમાં ઉપસિક્ષક હતો, અને ફાંસી દે તોપણ હું તેના કરતાં કેદખાંનાના પહેરેગીરની હલકી જગા પસંદ કરૂં.

અહીં તો મને વ્હેલું મોડું ઉઠવું પડતું. મહેતાજીની કરડી નજર અને ઠપકા સહન કરવા પડતા. મહેતાજીની સ્ત્રી મને બેડોળ ચેહેરા માટે ધિક્કારતી. અંદર છોકરાં પજવતાં અને બહાર બે સારા બોલ સાંભળવા જવાની કદિ રજા ન મળતી. પણ તમને ખાત્રીછે કે તમે નિશાળના ધંધા માટે લાયક છો.? જોઈએ, જરા તમને તપાસું. એ ધંધા માટે તમે કેળવણી લીધીછે?" "ના." "ત્યારે તમે નિશાળને માટે નાલાયક છો. તમને શીળી નીકળી ગઇછે?" "ના." "ત્યારે તમે નિશાળને માટે નાલાયક છો. તમે એક પથારીમાં ત્રણ જણ સુઇ શકો?" "ના." "ત્યારે તો તમે ક્યારે પણ લાયક ગણાઓ નહિ. તમારો ખોરાક ઘણો છે?" "હા." "ત્યારે તો તમને નિશાળમાં તો કદી રાખશેજ નહિ. ખરેખર જો તમને આબરૂદાર સુખી ધંધો જોઇતો હોય તો, લુવારને ત્યાં ચક્કર ફેરવવા સાત વર્ષની બોલી કરીને રહો, એ બહેતર પણ નિશાળનું તો નામજ ન લો." તે વળી બોલ્યો, "આવો જોઇએ, તમે કાંઈક ભણેલા તથા જુસ્સાવાળા જણાઓછો, એટલે મારી પેઠે ગ્રંથકાર થાઓ તો શું? બેશક, તમે ચોપડીઓમાં વાંચ્યું હશે કે એ ધંધો કરનારા બુદ્ધિવાન પુરૂષો પણ ભૂખે મરેછે. પણ હાલ આ શહેરમાં હું તમોને ચાળીશેક બહુ જડ માણસો બતાવું જેઓ એ ધંધાથી મોજ શોખમાં રહેછે. તેઓ બધા ભલા માણસો ઉંટની પેઠે ધીમે ધીમે નીયમિત કામ કર્યાજ જાયછે. અને ઐતિહાસિક તથા રાજ્ય સંબંધી વિષયોપર લખેછે. અને તેઓનાં વખાણ થાયછે. સાહેબ, તેઓની હુંશીઆરીની તે શી વાત કહું? જો તેઓ મોચીનો ધંધો શીખ્યા હોત તો આખી જીંદગીમાં તેઓને માત્ર થીંગડાં મારતાંજ આવડત, પણ કદી જોડા બનાવી શકત નહિ."

"ઉપશિક્ષકની નોકરી પુરતી આબરૂદાર નથી, એવું જોઇને મેં તેનીજ દરખાસ્ત કબુલ રાખવાનો નિશ્ચય કર્યો અને વિદ્યાને માટે ઉંચો મત હોવાથી ગ્રંથકારની પંક્તિમાં ઘણાં માન પૂર્વક હું દાખલ થયો. જે ધંધામાં મારી પહેલાં "ડ્રાઇડન" અને "ઓટવે" જેવા થઇ ગયેલા તેજ ધંધામાં મારે પણ ગમન કરવું છે, એમ સમજી કીર્તિ માનવા લાગ્યો. હું સઘળી શ્રેષ્ટતા સરસ્વતી દેવીનુંજ પરિણામ

ધારતો હતો. અને જોકે સંસારી વેહેવાર, સ્મૃદ્ધિનો વધારો કરતો હશે, અને તે દેવીનું પૂજન ગરિબાઈ લાવતું હશે, તોપણ તે ગરિબાઈ બુદ્ધિની પરિપોષક છે એમ હું સમજતો હતો. આવા વિચારમાં લીન થયેલો હું લખવા બેઠો અને હરકોઈ વિષય સામાન્ય રીતે માન્ય થયેલા ધોરણથી ઉલટી રીતે લખાય તોજ સારાસારા ખ્યાલ નીકળી આવે એવું જોઈ મેં એક પુસ્તક તદન નવીજ તરેહનું લખી પ્રગટ કરવા નક્કી કર્યું. તેથી મેં સામાન્ય રીતે માન્ય થયેલા મતોથી દેખીતા વિરૂદ્ધ વિપરિત વિચાર કંઈક ચાલાકીથી ગોઠવી સારી ભાષામાં બહાર પાડ્યા. ખરેખર કહેતાં, જો કે તે ખોટા હતા તોપણ નવા હતા. ખરા વિષયોપર તો એટલા બધા ગ્રંથકારોએ લખેલું હતું કે ખોટા વિષય ઉપર લખવાનો નવોજ રસ્તો મેં મારે માટે શોધી કહાડયો. હે દેવો! તમે જાણોછો કે જેવારે હું એ લખતો હતો તે વારે હું કેટલો બધો ફુલાતો હતો. મને બેશક લાગ્યું કે દુનિયાના બધા વિદ્વાન લોકો મારા લખવાની રીતની સામે તકરાર કરશે, અને તેથી તે બધાને સામા થવાને હું તૈયાર થઇ બેઠો. સાહુડી જેમ પોતાના દુસ્મન સામે 'ક્વીલ' પીછું તૈયાર કરી બેશેછે, તેમ હું પણ મારૂં ક્વીલ (કલમ) સજ કરી બેઠો."

હું બોલી ઉઠયો, "શાબાશ, મારા બેટા, શાબાશ. અને કીયા વિષયપર તું લખવા લાગ્યો? પણ આતો હું વચ્ચે પડુંછું. વારૂ તું તારી વાત ચલાવઃ—વારૂ, તેં તારા વિપરિત વિચારો બહાર પાડ્યા ત્યારે તે વિષે વિદ્વાન લોકોએ શો મત જણાવ્યો."

મારા છોકરાએ કહ્યું "સાહેબ, વિદ્વાન લોકો તો મારા વિપરીત વિચારો વિષે કંઈ બોલ્યાજ નહિ, અને બિલકુલ મુંગા રહ્યા. તેઓમાંનો દરેક પોતાના તથા પોતાના મિત્રનાં વખાંણ કરવામાં યાતો પોતાના શત્રુઓને નિંદવામાં રોકાયલો હતો; અને દુર્ભાગ્યે મારે તો કોઈ શત્રુ કે મિત્ર ન હોવાથી મને તો કોઇએ ધ્યાનમાંજ લીધો નહિ, જે નાઉમેદીની અવધી છે.

અપમાનથી ન ગગળે, એવા દ્રઢ મનવાળો હોવાથી તેમજ કીર્તિને માટે બીજા જોખમના પ્રયત્નમાં ઉતરવા પૂરતા પૈસા નહોવાથી

હવે મારે મધ્યરથ રસ્તો લેવા એટલે કે પૈસા માટે લખવાની ફરજ પડી. પરંતુ જે ધંધામાં માત્ર ઉદ્યોગથીજ ફતેહ મળી શકે, એવો ધંધો કરવાંને હું લાયક નહોતો. કીર્તિ મેળવવાની મારી છુપી લાગણી હું દબાવી શકયો નહિ. અને એ પૈસા પમાડે એવાં મોટાં મોટાં લખાણોમાં મારો વખત વધારે ફાયદાકારક રીતે ગાળી શકાય તે વખત હું ઘણું કરીને શ્રેષ્ટ લખાણ જે માત્ર થોડીજ જગા રોકે તેના પ્રયત્નમાં ગાળવા લાગ્યો. તેથી મારૂં નાનું લખાણ વર્તમાનપત્રના વચ્ચેના ભાગમાં આવતું, જેનાપર કોઈ ભાગ્યેજ ધ્યાન આપતું. લોકો મારા લખાણુની સરળતા કે મારી વાકયરચના જોવા કરતાં ઘણાં કામો વધારે અગત્યનાં સમજતા, તેથી મારાં લખાણો એક પછી એક વિસ્મૃતિના ખાડામાં પડતાં ગયાં. સ્વતંત્રતા, પૂર્વ તરફની વાર્તા અને હડકાયા કૂતરાના કરડવાના ઇલાજ વિષેના લખાણોમાં મારાં લખાણો દબાઈ ગયાં. અને "ફીલોહોસ" વિગેરેનાં લખાણ સારાં ગણાવા લાગ્યાં કારણકે તેઓ મારા કરતાં ઉતાવળથી લખતા હતા.

તેથી હવે હું મારા જેવાજ નાઉમેદ થયેલા ગ્રંથકારો જેઓ એક બીજાને વખાણતા, દિલગીરી બતાવતા, તથા ધિક્કારતા, તેઓની સાથેજ માત્ર વેહેવાર રાખવા લાગ્યો. અને દરેક પ્રખ્યાત લખનારના લખાણના ગુણ દોષ મુજબ અમને ઉલટી રીતે સંતોષ મળતો. ( એટલે જો તેઓ સરસ લખેતો અમે નારાજ થતા અને ખરાબ લખેતો ખુશ થતા ) મને માલૂમ પડયું કે બીજાઓની હુંશિઆરીથી મને ખુશી મળતી નહોતી, કેમકે મારાં દુર્ભાગી લખાણોએ, મારી એ ખુશીનાં મૂળ તદન નાબુદ કરી નાંખ્યાં હતાં. વાંચવા કે લખવામાં મને બિલકુલ ગમત પડતી નહોતી. કેમકે વાંચવા બેસુ, ત્યારે બીજાનાં લખાણમાં સુંદરતા હોય તે મને ગમતી નહોતી, અને લખવાનો તો મારો ધંધો હતો એટલે પોતાના હમેશના ધંધામાં ગમત કેમ પડે? એક દિવસે જેવારે હું આવા દુખદાયક વિચારમાં "સેન્ટ જેમ્સ" ના "પાર્કમાં" એક બાંક પર બેઠો હતો, તેવારે એક કુળવાન ગૃહસ્થ જે પાઠશાળામાં મારો તનદોસ્ત હતો, તે મારી પાસે આવી પહોંચ્યો. અને અમે બન્ને જણાએ કંઈક અચકાતાં અચકાતાં એક બીજાને સલા-

મ કરી. કેમકે તે પણ મારા જેવા ચીંથરીઆં કપડાં પહેરેલાની સાથે, ઓળખાંણ આપવા શરમાતો હતો અને મને પણ મારી સલામનું અપમાન થવાની બીક હતી. પણ મારો સંદેહ દૂર થયો. કારણ કે "નેડ થોર્નહીલ" પોતાના દિલથી ઘણા સારા સ્વભાવનો માણસ હતો.

હું બોલી ઉઠયો, "જોર્જ" શું તું કહેછે તેનું નામ "થોર્નહીલ" હતું ? ત્યારે તો તે ખચીત મારો જાગીરદાર હશે." મી. "આરનોલ્ડ" ની સ્ત્રી બોલી, "વારૂ ત્યારે શું મી. "થોર્નહીલ" તમારો એટલો નજદીકનો પડોશી થાયછે ? તે અમારા કુટુંબનો જુનો દોસ્ત છે, અને થોડા વખતમાંજ તે અહીં આવવાનો છે."

મારા છોકરાએ વાત આગળ ચલાવી કે "મારા દોસ્તે પહેલું કામ એ કર્યું કે પોતાનો એક સારો પોશાક મને પહેરવાને આપ્યો. કે જેથી કરી હું પાછો ગૃહસ્થ જેવો દેખાઉં. પછી કંઇકિ દોસ્ત, કંઈક તાબેદાર તરિકે પોતાના ઘરમાં રાખ્યો. તેને ત્યાં મારૂં કામ, જ્યારે તે લીલામ ઉપર જાય ત્યારે તેની સાથે જવાનું, તે છબી પડાવવા બેશે ત્યારે તેને આનંદી મિજાજમાં રાખવાનું, ગાડીમાં કોઇ સોબતી ન હોય, ત્યારે ડાબી બાજુએ બેસવાનું અને જ્યારે તેને ગમત કરવાનું મન થાય ત્યારે તેની સાથે મસ્તી કરવાનું હતું. આ શિવાય ઘરમાં મારે બીજાં નાનાં નાનાં કામો હતાં. કેટલાંક નાનાં કામ તો મારે કહ્યા વિના કરવાનાં હતાં, જેવાં કે શીશા ખોલવા, ણુટલેલનાં છોકરાંઓનો ધર્મપિતા થવું, હુકમ કરે ત્યારે ગાવું, કયારે પણ મિજાજ ખોવો નહિ, હમેશાં નમ્ર રહેવું અને બની શકે તો બહુજ આનંદી દેખાવું. આ માનકારી જગામાં પણ હરીફની ખોટ નહોતી. એક દરિઆઇ લશ્કરનો નાયક જે કુદરતથીજ આ જગાને માટે લાયક હતો, તે મારા મુરબ્બીની મહેરબાની મેળવવામાં મને આડો પડયો. તેની મા કોઇ મોટા માણસની ધાવણ હતી. તેથી તેને નાનપણથીજ મોટા માણસોની નીચ નોકરી તથા ખુશામત કરવાનો શોખ હતો. અમીરો સાથે ઓળખાણ કરવાનોજ આ ગૃહસ્થની જીંદગીનો ઉદ્દેશ હતો. અને જોકે કેટલાકે તો તેને તેની મૂર્ખાઈ માટે કહાડી મૂકયો હતો, તોપણ તેના જેવાજ અક્કલના જાડા તેને ઘણા મળી

આવતા, જેઓને તેની ખુશામત ગમતી; અને ખુશામતનો તો તેનો ધંધો હતો, તેથી તે તેને બહુજ ચતુરાઈથી કરતાં આવડતી. પણ હું તો તે કઢંગી અને અતડાઇ ભરેલી રીતે કરતો. અને જેમ જેમ મારા મુરબ્બીની ખાયશ ખુશામત તરફ વધતી ગઇ, તેમ તેમ ઉલટું તેના દરરોજના સંસર્ગથી તેની ખોડોની વધારે ને વધારે માહેતી મળતાં, તેની ખુશામત કરવામાં મને કંટાળો આવતો ગયો. આ પ્રમાણે હું મારી જગા પેલા નાયકને માટે ખાલી કરવાનો ઈરાદો કરતો હતો, તેવામાં મારા મિત્રને મારી મદદની જરૂરનો એક પ્રસંગ આવ્યો. આ પ્રસંગ તેને બદલે દ્વંદ્વયુદ્ધ કરવાનો હતો. મેં તરતજ તેની માગણી કબુલ રાખી; અને જોકે મને લાગેછે કે મારી એ ચાલથી તમો નારાજ થયાછો, તોપણ દોસ્તીના ન છુટાય એવા દબાણથી હું ના પાડી શકયો નહિ. મેં તે કામ માથે લીધું અને મારા હરિફને મેં નીચે પાડયો. આ સેવાને માટે તેણે મારા તરફ અત્યંત ઉપકારની લાગણી દર્શાવી, પરંતુ તે "લંડન" શહેરમાંથી થોડા દિવસમાં જવાનો હતો, તેથી તેણે પોતાના કાકા "સરવીલીયમ થોર્નહીલપર" તથા એક બીજો પ્રખ્યાત અમીર જે સરકારમાં નોકર હતો, તેનાપર ભલામણ પત્રો લખી આપ્યા, સિવાય તેણે મારે માટે બીજું કશું પણ કર્યું નહિ. તેના ગયા પછી પહેલાં તો હું તેનો ભલામણ પત્ર તેના કાકાને આપવા ગયો. તે કાકાની વર્તણુંક દરેક સદ્ગુણને માટે યોગ્ય રીતે જગત પ્રસિદ્ધ છે. તેના ચાકરોએ મને હસમુખે ચહેરે આવકાર આપ્યો; અને ચાકરોના ચહેરા ઉપરથી તેમનો શેઠ ભલો માણસ છે કે કેમ, તે જણાઈ આવેછે. પછી મને એક ભપકાદાર દિવાનખાનામાં લઈ જવામાં આવ્યો. અહીં "સરવીલીયમ" તરતજ મારી પાસે આવ્યો અને મેં તેને મારો સંદેશો કહ્યો; તથા તેનો કાગળ આપ્યો, જે વાંચી થોડીવાર થોભી તે બોલ્યો." સાહેબ, તમે મારા સગા માટે શું કરી આપ્યું કે તે તમારી આવી ભારે ભલામણ કરેછે ? પણ સાહેબ, મારા ધારવા પ્રમાણે તમારા ગુણોની એમ અટકળ થાયછે કે તમે તેને માટે દ્વંદ્વયુદ્ધ કર્યું જણાયછે. અને તેથી તમે તેના દુર્ગુણના સાધનભૂત થઈ મારા પાસેથી ઇનામની

આશા રાખોછો? વારૂ, ત્યારે તમારા તે ગુન્હા માટે તમને મદદ કરવા-ની મારી ના તમને શિક્ષારૂપ થઈ પડે અને એથી પણ વધારે તમને વળી પશ્ચાતાપ તરફ દોરે એમ હું અંતઃકરણપૂર્વક ઈચ્છુંછું!" આવો કડવો ઠપકો મેં ધીરજથી સહન કર્યો કેમકે હું જાણતો હતો કે તે વ્યાજબી છે. એથી હવે મારી બધી આશા પેલા મોટા માણસના કાગળપર રહી. મોટા માણસોનાં બારણાં હમેશાં અરજદારોથી ઘેરાયલાં હોયછે, જ્યાં બધા કંઈ ને કંઈ અરજ કરવા તૈયાર થઇ બેઠા હોયછે; એટલે હું કંઇ સહેલાઇથી અંદર દાખલ થઇ શક્યો નહિ; પણ મારી સઘળી પુંજીનો અર્ધો ભાગ સિપાઇઓને લાલચ આપી એક મોટા દિવાનખાનામાં આવ્યો, અને મારો કાગળ તે અમીરજાદાની જનાબમાં આગળથી મોકલી આપ્યો. આ ચિંતાતુર સમયમાં મારી આસપાસ જોવાને મને પુરતી ફુરસદ મળી. ત્યાં સઘળું ભપકાદાર હતું તથા ઘણી સરસ યુક્તિથી ગોઠવ્યું હતું. ચિત્રો, સરસામાન, અને સોનેરી કામ જોઈ હું દંગજ થઈ ગયો, અને તેથી એના ધણીની પ્રૌઢતાના મારા મનમાં વિચાર આવવા લાગ્યા—"આહા! આ બધી ચીજોનો માલિક કેવડો મોટો માણસ હશે! તે રાજ્ય કારભારનાં કામો ચલાવેછે અને તેની મિલ્કત તો રાજ્ય કરતાં અરધી તો જણાયછે. ખરેખર! તેની બુદ્ધિ તો અપાર હોવી જોઇએ!"—આ ભવ્ય વિચારના દરમ્યાનમાં ભારે પગ પડતા સંભળાયા. "આહા! આ મોટો માણસ પોતેજ આવેછે! ના, ના, ના, એતો એની દાસી જણાયછે." વળી થોડીવારે બીજા પગનો અવાજ સંભળાયો.—"આ તો એજ હશે; ના, ના, એ તો એનો હજુરી છે."—આખરે અમીરજાદા ખરેખર પધાર્યા. તેણે પુછ્યું, "આ કાગળ તું લાવ્યોછે કે?" મેં જવાબમાં નમન કર્યું, એટલે તે બોલ્યો. "આમાં એમ લખેછે કે કેવી રીતે"—પરંતુ આ ક્ષણે એક સિપાઈએ તેને એક કાર્ડ આપ્યો એટલે તે મારી કંઇ પણ વધારે દરકાર કર્યા વિના દિવાનખાનાની બહાર ચાલતો થયો, અને મને ત્યાં મારા સુખ વિષેના તરંગો બાંધવા ફુરસદમાં મૂકી ગયો. તે ત્યાં પાછો આવ્યોજ નહિ. થોડીવારે એક પટાવાળાએ આવી મને કહ્યું કે અમીરજાદા તો બારણા આગળ

ગાડી પાસે જાયછે. એટલે તરતજ હું તેમની વાંસે ગયો. અને મારી માફક બીજા પણ બે ચાર જણ મેહેરબાની માટે અરજ કરવા આવ્યા હતા, તેમની સાથે હું પણ અરજ કરવા મંડી ગયો. પણ અમીરજાદો તો ઉતાવળે પગે ગાડીના બારણા પાસે ચાલ્યા ગયા. જેથી અમારી અરજ સંભળાઈ નહિ. એટલે મેં ધાંટો પાડી કહ્યું કે કંઇ જવાબ મળશે કે કેમ? આટલા વખતમાં તો તેઓ ગાડીમાં બેશી ગયા હતા અને હળવેથી કંઇક જવાબ આપ્યો જે માત્ર અર્ધોજ મારા સાંભળવામાં આવ્યો; અને બાકીનો અર્ધો તો તે ગાડીના ખડખડાટમાંજ ચાલ્યો ગયો. થોડો વખત તો કોઇ ખુશખબર સાંભળવા ધ્યાન આપતો હોય, એવી ઢબથી હું મારી ગરદન લાંબી કરી ઉભો રહ્યો. પણ આખરે આસપાસ જોતાં તે અમીરના દરવાજા આગળ હું એકલોજ ઉભેલો જણાયો.

હવે તો મારી ધીરજનો અંત આવ્યો. હજારો અપમાનોથી ધવાયલ હોતાં હવે જ્યાં ત્યાં મારી જીંદગીનો અંત આણવા મારી ખુશી હતી. અને તેને માટે કોઈ પણ તક મળી આવે તેની રાહ જોતો હતો. કુદરતે કેટલીક નકામી ચીજો માટે એમજ નિર્માણ કરેલું છે કે તે કોઈ અજાણ્યા ખુણામાં પડી રહે, અને અપ્રસિદ્ધપણે ત્યાંજ નાશ પામે. એવી ચીજમાંનો હું પણ એક છું એમ હું પોતાને ગણવા લાગ્યો. પણ હજુ મારી પાસે પાંચેક રૂપીઆ હતા; અને મેં ધાર્યું કે નશીબની પણ શી મગદુર કે તે મારી પાસેથી છીનવીલે. પણ એ વાત ચોકસ કરવા માટે જ્યાંસૂધી એ મારી પાસે હોય ત્યાં સૂધી તેને જેમ બને તેમ જલદીથી ખરચી નાંખી આગળને માટે ભવિષ્યપર આધાર રાખવા મેં ઠરાવ કર્યો. આ નિશ્ચય કરી હું ફરતો હતો, તેવામાં રસ્તામાં મી. "ક્રીસ્પીની" ઓફીસ ઉઘાડી હતી તેમાં જવાનું મન થઇ ગયું. કેમકે ત્યાં મને સારો આવકાર મળશે એવું જણાયું. આ આફીસમાં મી. "ક્રીસ્પી", સરકારની રૈયતમાંના ગમે તેને વર્ષના રૂપિઆ ત્રણુશો આપવાનું ઉદાર વચન આપતો હતો, જેના બદલામાં તે સખ્સે માત્ર પોતાની જીંદગી સૂધી સ્વતંત્રતા વેચી ગુ-

લામ તરીકે "અમેરિકા" જવું. આવી રીતે મરણીયા થવાથી મારી સઘળી ખ્વારતીનો અંત આવે એવી જગા જોઇ હું બહુ ખુશી થયો. અને જેવી રીતે એક સાધુ જેવી શ્રધાથી ગુફામાં પેસેછે તેવીજ રીતે આ ગુફા જેવી ઓફીસમાં હું દાખલ થયો. અહીં મારા જેવી ગરીબી સ્થિતિમાં આવી પડેલા ઘણાને મેં જોયા. આ બધા મી. "ક્રીસ્પી"ની આવવાની રાહ જોતા ઈંગ્રેજ લોકની અધીરાઇનો ટુંક ચિતાર આપતા હતા. તેઓમાંનો દરેક કમનશીબ પ્રાણી દુર્ભાગ્યને માટે પોતાનેજ દોષ આપતો હતો. આખરે મી. "ક્રીસ્પી" આવ્યો અને સઘળો બડ બડાટ શાંત થઈ ગયો. તેણે મારા તરફ્તો ખાસ પસંદગી બતાવવાની મેહેરબાની કરી; અને ખરૂં કહેતાં, એક માસ થયાં, મારી સાથે હસીને બોલનાર આજ પહેલો માણસ હતો. થોડા સ્વાલ કર્યાબાદ તેને હું દરેક કામ માટે લાયક માલુમ પડયો, તેથી મારે માટે યોગ્ય જગા શોધી કહાડવા માટે તે જરા થોભ્યો; અને જાણે સુઝી આવ્યું હોય તેમ પોતાના કપાળ પર લપડાક મારી મને ખાતરી આપવા લાગ્યો કે ઉત્તર "અમેરીકામાં" એક પ્રજા સત્તાક પ્રાંતની સભાને એક એલચીની જરૂરછે, માટે તમને તેના "સેક્રટરીની" જગા મેળવવા મારાથી બનતી વગ લગાડીશ. મેં મારા મનમાં તો જાણ્યું કે ભાઈ સાહેબ ગપ હાંકેછે. તો પણ તેના એ વચનથી મને ખુશી થઇ ખરી કેમકે એ શબ્દોજ મને ભવ્ય લાગ્યા, એટલે મેં ખુશીથી મારા પાંચ રૂપિયાનો અર્ધો ભાગ તેને આપ્યો, જે તેની ત્રણ લાખ રૂપિઆની તીજોરીમાં દાખલ થયા. અને મારી પાસેના બાકીના રૂપિઆથી તે કૃપણ ક્યારે પણ ન માને એવી મોજ માણવા માટે, પાસેના હોટલમાં જવા મેં નિશ્ચય કર્યો.

આ ઠરાવ કરી બહાર નિકળ્યો કે બારણા પાસે એક વહાણનો કપ્તાન મળ્યો, આની સાથે મારે આગળ ઓળખાણ હતી તેથી તેને વિવેક કરતાં, તેણે મારી સાથે આવી એકાદ દારૂનો પ્યાલો લેવા કબુલ કર્યું. મને મારી હાલત છુપી રાખવાનું પસંદ નહોતું તેથી મેં તેને મારી બધી હકીકત કહી સંભળાવી. તે ઉપરથી તેણે મને ખાત્રી આપી કહ્યું કે તે ઓફીસવાળાના વચનપર વિશ્વાસ રાખ્યાથી

તો તમે પાયમાલીની અણીપર આવ્યા હતા કેમકે તેતો તમને એ-કાદ નવા સંસ્થાનમાં વેચી નાંખવાજ ધારતો હતો. બાકી મારા ધા-રવા પ્રમાણે તો તમને તમારો કમાઇ ખાવાનો રસ્તો માત્ર થોડી સફરથીજ મળી આવે એમછે; માટે મારી સલાહ માનો, અને મારૂં વહાણ કાલેજ "આમ્સ્ટરડામ" તરફ હંકારશે તેમાં તમે ચડી બેશો. તમારે ત્યાં ઉતરીને માત્ર એટલુંજ કરવું કે વલંદા લોકોને ઇંગ્રેજી શીખવવું; અને મને ખાત્રીછે કે તમને પૂરતા શિષ્યો તથા સારી રોજી મળશે." તેણે વળી કહ્યું કે આટલી ઉમર થવાથી મારા ધારવા પ્રમાણે ઇંગ્રેજી તો તમને આવડતું હશે. નહિતો આ યુક્તિ નકામી છે. આ વિષે તો મેં તેને પુરતી ખાત્રી આપી, પણ તેની સાથે એટલો શક જણાવ્યો કે વલંદા ઇંગ્રેજી શીખશે? તેણે જુસ્સાથી હા પાડી જણાવ્યું કે તે લોકો ઇંગ્રેજી પાછળ ગાંડાતુરછે. તેની આ ખાત્રીથી મેં તેની એ દરખાસ્ત મંજુર રાખી અને બીજે દિવસે "હોલાંડમાં" વલંદાને ઇંગ્રેજી શીખવવા માટે વહાણમાં ચડયો. પવન માફકસર હતો; અને મુસાફરી ટુંકી હતી. મારી પાસે જે કાંઇ હતું તેનો અર્ધો ભાગ તુર આપી "આમ્સ્ટરડામના" એક મોટા મોહોલામાં જાણે ગગનમાંથી ગબડી પડયો હોઊં એવું મને જણાયું. આવી સ્થિતિમાં હોવાથી શિખવવામાં કામે લાગ્યા વિના કંઈ પણ વખત નકામો જવા દેવા હું ખુશી નહોતો, તેથી બે ત્રણ જણ જેમાં મને આશા જણાઈ એવા મળ્યા તેમને મેં વિનતી કરી પણ અમને એક બીજાનું કહેવું સમજી શકવાનું અશકય જણાયું. ઠેઠ આ ક્ષણ સૂધી પણ મને યાદ ન આ-વ્યું કે મારે વલંદાઓને ઇંગ્રેજી શિખવવા માટે પેહેલાં તેઓએ મને "ડચ" ભાષા શિખવવી જોઇએ. આવી દેખીતી હરકત કેવી રીતે મારા ધ્યાનમાં નહિ આવી હોય એ અજાયબ જેવુંછે પણ એટલું તો નક્કી કે તે વાત મારા ધ્યાનમાંજ ન આવી.

આ યુક્તિ આવી રીતે નિષ્ફળ જતાં "ઈંગ્લાંડ" પાછાજવાના વિ-ાર મારા મનમાં આવવા લાગ્યા, પરંતુ એક "આયર્લાંડનો" વિદ્યાર્થી "લુવેંન" શહેરમાંથી પાછો જતો હતો, તેની સાથે મુલાકાત થતાં અમો વિદ્યા સંબંધી વાતોમાં પડ્યા (મારે ભેગાભેગુ કહેવું જોઇએકે એવા વિષ-

ચોપર વાતો કરતી વખતે હું મારી કંગાળ સ્થિતિ હમેશાં ભૂલી જતો.) તેણે મને જણાવ્યું કે ત્યાંની પાઠશાળામાં "ગ્રીક" ભાષા જાણનાર એ શખ્સ પણ નથી. આથી હું વિસ્મય પામ્યો; અને "લુવેન" જઈ ત્યાં "ગ્રીક" શીખવી મારૂં ગુજરાન ચલાવવા મેં નિશ્ચય કર્યો, અને તે વાતમાં પેલા મારા વિદ્યાર્થી ભાઇએ મને ઉત્તેજન આપી જણાવ્યું કે એ ધંધાથી મને બે પૈસાની પ્રાપ્તિ થશે ખરી. બીજી સવારે હિંમતથી હું ત્યાં જવા નીકળ્યો. દિવસે દિવસે મારી પુંજીનો બોજો "ઇસફ અને તેની રોટલાની ટોપલીની માફક" ઓછો થવા લાગ્યો કારણ કે મુસાફરીમાં રસ્તાપર રહેઠાણ વાસ્તે કંઇને કંઇ આપવું પડતું. જ્યારે હું "લુવેન" શહેરમાં આવ્યો ત્યારે મેં નિશ્ચય કર્યો કે નાહાના શિક્ષાગુરૂ પાસે સંતાતા સંતાતા જવું નહિ; પણ ખુલ્લી રીતે મારી લાયકાત વિષે અધ્યક્ષને ખબર કરવી. હું ત્યાં ગયો એટલે મને અંદર બોલાવવામાં આવ્યો. મેં કહ્યું કે મારા સાંભળવા પ્રમાણે આ પાઠશાળામાં "ગ્રીક" શિક્ષકની ખામીછે, માટે (આપની મરજી હોયતો) હું તે નોકરીપર રહેવા ખુશીછું. પહેલાં તો તે અધ્યક્ષને મારી લાયકાત વિષે શક આવ્યો; પરંતુ એ વિષે તો મેં તેને તે કહે તે "ગ્રીક" ચોપડીમાંથી "લૅટીન" ભાષામાં તરજુમો કરી આપી તેનો શક રદ્દ કરવા જણાવ્યું. હું મારી માગણી ખરા ભાવથી કરૂંછું એવું જોઇને તેણે નીચે પ્રમાણે ભાષણ કર્યું.

"યુવાન માણસ! તમે જુઓ છો કે હું પોતે પણ "ગ્રીક" શીખ્યો નથી ને તે કારણથી કોઈ દિવસ પણ મને હરકત આવી હોય એવું મારા જાણવામાં નથી. "ગ્રીક" શીખ્યા વગરજ મને ડાકતરનું ઉપનામ મળ્યુંછે, "ગ્રીક" શીખ્યા વિનાજ મને વર્ષના દશ હજાર રૂપિઆ મળેછે, "ગ્રીક" શીખ્યાવિના મને ભૂખ પણ બરાબર લાગેછે. અને ટુંકામાં કહેતાં મને "ગ્રીક" ભાષા આવડતી નથી તેથી હું નથી માનતો કે "એ શીખવામાં કંઈ ફાયદો છે."

હવે હું એટલો દૂર આવ્યો હતો કે ઘર તરફ પાછા ફરવાનો વિચાર થયો નહિ, તેથી હવે આગળ ચાલવાનોજ ઠરાવ કર્યો. મને કંઈક ગાયન કરતાં પણ આવડતું હતું, અને મારો સ્વર પણ ઠીકા-

ઠીક હતો; તેથી હવે ગુજરાનનાં સાધન તરિકે ગમતનાં સાધનો વાપરવા લાગ્યો. "ફ્લૅન્ડર્સના" નિર્દોષ ગામડીઆઓ અને બહુ આનંદી રહેવાને, પુરતા ગરિબ "ફ્રેન્ચ" લોકોમાં મેં મારૂં પર્યટન ચલાવ્યું. (કારણ કે જ્યાં વધારે દરિદ્રતા ત્યાં વધારે આનંદ જોવામાં મને આવ્યો.) જ્યારે જ્યારે સાયંકાળ પછી હું એકાદ ગામડીઆના ઘર પાસે પહોંચતો ત્યારે હું સરસમાં સરસ એક આનંદી ગાયન ગાતો. આથી તેઓ મને રાત્રને માટે ઉતારો આપતા એટલુંજ નહિ પરંતુ બીજે દિવસે પણ ખોરાક આપતા. મેં એક બેવાર મોટા માણસો પાસે પણ ગાયન કરી જોયું; પણ તેમને મારૂં ગાયન નાપસંદ લાગ્યું; અને ઇનામમાં એક પાઇ પણ આપી નહિ. એતો મને વધારે વિચિત્ર જણાયું; કેમકે જ્યારે હું સારી સ્થિતિમાં હતો અને જ્યારે માત્ર શોખ ખાતર મિત્રમંડળમાં હું ગાતો, ત્યારે મોટામોટા માણસોને પણ મારા ગાયનથી અત્યાનંદ થયા વગર રહેતો નહિ; અને તેમાં પણ સ્ત્રીઓ તો બહુજ ખુશી થતી; પરંતુ હમણાં તો તે માત્ર મારા ગુજરાનનું સાધન હતું, તેથી તે ધિક્કારને પાત્ર થયું. **"જે કળાથી માંણસો પોતાની આજીવીકા પેદા કરે છે તેને હલકી ગણવાને લોકો કેવા તત્પર હોયછે, તેનો આ એક પુરાવો હતો."**

આ પ્રમાણે વર્તતો હું "પારીસ" ભણી ચાલ્યો, ત્યાં જવામાં તે શહેર જોઈ, પછી આગળ જવા શિવાય મારે કંઈ બીજી મતલબ નહોતી. "પારીસના" લોકોને બુદ્ધિવાળા કરતાં પૈસાવાળા મુસાફરો વધારે ગમેછે. પણ મારી પાસે તો બન્ને વાતનો વાંધો એટલે હું તેમનો માનીતો થઈ પડું એમ નહોતું. ચાર પાંચ દિવસ શહેરમાં ફર્યા પછી અને સારાં સારાં ઘરનો બહારનો દેખાવ જોયા પછી જેવો હું એક મોટા મોહોલ્લામાં ફરતો હતો, તેવામાં આપણા જે પિત્રાઈપર તમે ભલામણ લખી આપી હતી, તે ત્યાં જોતાં મળી ગયો. આ મેળાપથી મને તો ઘણીજ ખુશી થઈ. અને મારા ધારવા પ્રમાણે તે પણ તેથી નાખુશ જણાયો નહિ. હું "પારિસ" શા માટે આવ્યો હતો તે તેણે મને પૂછ્યું, અને પોતાનું ત્યાં આવવાનું કારણ તેણે મને

કહી સંભળાવ્યું. તે એ હતું કે "લંડનનો" એક ગૃહસ્થ જેને એકાએક ભારે દોલત હાથ લાગી હતી, અને તેથી જે મોટા માણસની પંક્તિમાં ગણાવાની તજવીજ કરતો હતો, તેને માટે ચિત્રો, ચાંદ, નકશી કામ, અને સારી સારી જુની, તરેહની તરેહની ચીજો વેચાતી લેવી હતી. તેણે આ કામ માટે આપણા પિત્રાઇને શોધી કાઢયો, એ જોઇને મને વધારે આશ્ચર્ય લાગ્યું, કેમકે તેણે પોતેજ ઘણી વખત મને ખાત્રી પૂર્વક જણાવ્યું હતું કે "મને કંઈ એવું કામ આવડતું નથી," તેથી મેં તેને પુછ્યું કે "આપ આટલા થોડા વખતમાં આવી પરીક્ષકની કળામાં પ્રવીણ કેમ થયા"? ત્યારે તેણે મને કહ્યું કે "એના જેવું બીજું સહેલું શું છે? એનો બધો ભેદ માત્ર બેજ નિયમને વળગી રહેવામાં છે; એક તો એકે જો ચિતારાએ વધારે મહેનત લીધી હત તો ચિત્ર સારૂં થાત એમ કહેવું, અને બીજું એકે "ઇટાલીના" નામાંકિત ચિતારા "પ્રીગ્રો" તથા "પીરૂજી"ના ચિતાર વખાણવા." તે બોલ્યો, "મેં તમને એક વખત "લંડનમાં" ગ્રંથકાર થતાં શીખવ્યું અને ચાલો હવે "પારીસમાં" ચિત્રો ખરીદવાનો હુન્નર શીખવું." મેં તેની એ દરખાસ્ત તરતજ કબુલ રાખી કેમકે આ પણ નિર્વાહ કરવાનો એક રસ્તો હતો; અને હવે તો મારી બધી અભિલાષા માત્ર નિર્વાહ કરવાનીજ હતી, તેથી હું તેને ઉતારે ગયો, તેની મદદ વડે સારાં લુગડાં પહેર્યાં અને થોડીવાર પછી જે ચિત્રોનાં લિલામોમાં અંગ્રેજ અમીરો ખરીદ કરવા આવેછે ત્યાં તેની સાથે હું પણ ગયો. ત્યાં મોટા મોટા લોકો સાથે તેની ઓળખાણ જોઈ હું બહુજ વિસ્મય પામ્યો. દરેક ચિત્ર કે ચાંદ વિષે તેનો શોખ ખામી વગરનો હોય તેવી રીતે તેઓ તેનો અભિપ્રાય પુછતા. આ પ્રસંગે તેણે મારી મદદનો બહુ સારો ઉપયોગ કર્યો; કારણકે જ્યો તેનો મત માગવામાં આવે કે તે ગંભીરાઈથી મને એક બાજુમાં લેઈ જાય અને મારો મત પુછે, ખભા હલાવે, ભારે મોઢું રાખે અને પાછો જઈ તેઓને ખાત્રીથી કહે કે આવા મોટા કામમાં એ કાંઈ વિચાર આપી શકતો નથી. તોપણ કોઈ કોઈવાર તો આથી પણ વધારે અગત્યની ખાતરજમા કરી આપવાનો પ્રસંગ બની આવતો. મને યાદ છે કે એક વખતે

**તેણે એક ચિત્રનો રંગ પૂરતો ઘેરો નથી, એમ કહી ભૂરા વારનીશવાળા ત્યાં અકસ્માતે પડેલાં, બુરસને ઘણીજ ઠંડાઈથી ઉપાડી, તે ચિત્રપર ગંભીરાઇથી ઘસવા લાગ્યો; અને પછી પુછ્યું કે કેમ? રંગની છાયા સુધરી કે નહિ?**

જ્યારે "પારિસમાં" તેનું કામ પૂરૂં થઈ રહ્યું, ત્યારે કેટલાક મોટા માણસોને હું દેશાટન કરવામાં લાયક છું, એવી મારે વિષે સખ્ત ભલામણ કરતો ગયો જેથી એક ગૃહસ્થે મને એ કામ સોંપ્યું. તે પોતાના રક્ષણ તળેના એક છોકરાને યુરોપની મુસાફરીમાં મોકલવા માટે "પારિસમાં" લાવ્યો હતો. તે યુવાન છોકરાના શિક્ષકનું કામ મને સોંપવામાં આવ્યું. પણ તેની સાથે એટલો કરાર કે મારે તેને તેની મરજી પ્રમાણે ચાલવા દેવો. ખરૂં કહેતાં તો, પૈસા સંભાળવામાં મારા કરતાં મારો શિષ્ય વધારે ડાહ્યો હતો. "વેસ્ટઈન્ડીસમાં" રહેનાર તેનો કાકો તેને માટે વીશ લાખ રૂપિઆનો વારસો મૂકી ગયો હતો, અને તે મિલ્કતની વ્યવસ્થા કરતાં શીખવવા માટે તેના વાલીએ તેને એક વકીલ પાસે રાખ્યો હતો. રસ્તામાં તે એજ સવાલ પુછતો કે "પૈસો કેમ બચે? મુસાફરીને માટે થોડામાં થોડી ખરચાળ રીત શી છે? કંઈ એવી ચીજ મળી શકશે કે જે વેચવાથી "લંડનમાં" ફાયદો થાય"? જે નવીન દેખાવો મફત જોવાઈ શકાય, તે જોવાને તે તૈયાર હતો, પણ જે જોવામાં કંઈ આપવું પડે એવું હોય તો તે કહે કે "મેં સાંભળ્યું છે કે "એમાં કંઈ જોવા જેવું નથી." જ્યારે જ્યારે તે પૈસા ચુકવે, ત્યારે ત્યારે તે કહે કે મુસાફરી તો બહુ ખરચાળ કામ છે, અને હજુ તો તેને માત્ર વીશ વર્ષ પણ થયાં નહોતાં. જ્યારે "લેગહોર્ન" પહોંચ્યા તે વખતે તેણે દરિઆઈ રસ્તે "ઇંગ્લાંડ" જવાના ખરચની પુછપરછ કરી. એ ખર્ચ, જમીન માર્ગના ખરચ સાથે સરખાવતાં લગભગ નજીવું હતું એમ તેને કહેવામાં આવ્યું એટલે તો લલચાયા વિના તેનાથી રહેવાયું નહિ. તેથી તેણે મારો થોડોક ચડેલો પગાર મને આપી મારી રજા લીધી અને માત્ર એકજ નોકર સાથે "લંડન" તરફ જવા વહાણમાં બેઠો.

આથી હવે હું દુનિયામાં વળી એકલો થઈ રહ્યો, પણ એમા-

બતની તો મને ટેવ પડી રહી હતી. ટુંકામાં હું "ઈંગ્લાંડ" તરફ મારો રસ્તો કાપતો ચાલ્યો. એક શહેરમાંથી બીજા શહેરમાં જતો અને મનુષ્ય જાતને વધારે બારીકીથી તપાસતો, એટલે એમ કહીએ તો ચાલે કે તેમના ગુણાગુણ જોતો હતો. મારે કહેવાનું હવે ઘણું થોડું છે. મને માલૂમ પડ્યું કે **"ગરિબ લોકોને રાજાના રાજ્યમાં રહેવું બહુ ઉત્તમ છે અને પૈસાદારને માટે પ્રજાસત્તાક રાજ્યમાં રહેવું સારૂં છે; વળી મને માલુમ પડ્યું કે બધા દેશમાં માત્ર પૈસો એજ સ્વતંત્રતા છે, અને કોઇપણ માણસ એવો સ્વતંત્રતાનો શોખી ભાગ્યેજ હશે કે જે કેટલાક પુરૂષોને પોતાની મરજી આધીન રાખવા ઇચ્છિતો નહીં હોય."**

મારા "ઈંગ્લાંડ" આવ્યા બાદ મેં નિશ્ચય કર્યો કે પહેલાં તો આપને મળવું અને પછી જે લશ્કર પહેલું બહાર જાય તેમાં નોંધાવું; પરંતું રસ્તામાં એક નાટક મંડળી જે દેશના મધ્યભાગમાં ગ્રીષ્મોત્સવપ્રસંગે ખેલ કરવા જતી હતી તેની સાથે મારો એક જુનો સોબતી હતો, તેમને મળી જતાં મારો ઠરાવ બદલાયો. તે મંડળીએ મને પોતામાં દાખલ થવા ઘણો નાપસંદ ગણ્યો નહિ; પરંતુ તેઓ બધાએ મારે જે કામમાં દાખલ થવું હતું, તેના મહત્વ વિષે મને ચેતવણી આપી કે દુનિયામાં તો કપાળે કપાળે જુદા મત હોય છે; માટે આલમ ખુશ કરવી એ માત્ર ચતુરથીજ થાયછે, અને નાટ્યવિદ્યા કંઈ એક દિવસમાં શીખાતી નથી, માટે કેટલાંક કાળાંતરથી ચાલ્યા આવતા ચાળા, જે એક સૈકું થયાં નાટકશાળામાંજ જોવામાં આવેછે, તે વગર હું કદી લોકોને ખુશ કરી શકીશ નહિ. વળી બીજી હરકત એ હતી કે, મને શું પાત્ર ભજવવા આપવો. કેમકે બધા પાત્ર નિર્માણ થઇ ગયેલા હતા, તેથી કેટલાક વખત સુધી તો મારે એક પાત્રમાંથી બીજા પાત્રમાં રખડવું પડ્યું પરંતું આખરે "હારેશીયોનો" પાત્ર મારે માટે ઠરાવવામાં આવ્યો, જે સારા ભાગ્યેજ આ મંડળના ત્યાં આવવાથી ભજવતાં હું અટક્યો."



# પ્રકરણ ૨૧ મું.

## દુરાચારીઓની થોડી મુદતની દોસ્તી.

મારા પુત્રનો હેવાલ એટલો બધો લાંબો હતો, કે તે એકદમ કહેવાઇ શકાયો નહિ. તેથી તેનો પહેલો થોડો ભાગ તેણે તે રાત્રે કહ્યો અને બાકીનો બીજે દિવસે જમ્યા પછી તે પૂરો કરતો હતો, તેવામાં મી. "થોર્નહીલનો" રસાલો તે ઘરનાં બારણાં અગાડી આવી ઉભો; અને તેને જોતાં અમે બહુ ખુશી થયાં. તે ઘરનો બુટલેર જે હવે મારો દોસ્ત થઈ ગયો હતો, તેણે મને કાનમાં જણાવ્યું કે "તે સ્કવાયર" "મીસવીલ્મોટને" કેટલું થયાં લગ્નનું માગું કર્યા કરેછે; અને તે જોડું તેણીના કાકાકાકીને બહુ પસંદ પડયું જણાયછે. મી. "થોર્નહીલ" ઘરમાં પેઠો કે તે મને તથા મારા પુત્રને જોઈ જરાક ચોંકયો; પણ મેં તે વખતે તેનું કારણ ઈતરાજી ન ધારતાં અચંબો ધાર્યું. તોપણ અમે તેને સલામ કરવા આગળ વધ્યા, ત્યારે તેણે દેખીતી રીતે અત્યંત ખુલ્લા દિલથી અમારી સાથે સલામ કરી. અને થોડા વખત પછી તો તેના ત્યાં આવવાથી અમારા બધાંની ખુશીમાં વધારો થયો.

આ પીધા પછી તેણે મને એક બાજુએ લઇ જઇ, મારી છોકરીની ખબર પુછી ત્યારે મેં તેને જણાવ્યું કે તેણીની શોધની પાછળ મારી સઘળી તજવીજ વ્યર્થ ગઈ હતી. આથી તેણે અચંબો બતાવ્યો અને પછી કહ્યું કે તે વખતથી, તે મારા કુટુંબને દિલાસો આપવા વારંવાર જતો હતો, અને ત્યાંથી આવ્યો ત્યારે સર્વને ખુશીમાં મૂકી આવ્યો હતો. પછી તેણે મને પુછ્યું કે, મેં મારા પર પડેલી આફતની વાત મારા પુત્રને તથા "મીસવીલ્મોટને" કહી હતી કે નહિ. આના જવાબમાં મેં તે હજુ સુધી કોઇને કહી નથી, એમ જણાવતાં, તે મારા ડહાપણ અને સાવધાનીનાં વખાણ કરવા લાગ્યો; અને ગમે તેમ થાય તોપણ તે વાત છુપી રાખવાની તે મને સલાહ આપવા લાગ્યો. આ વખતે એક સિપાઇ આવ્યાથી અમો વાત કરતા અટકયા. એ સિપાઇ તે સ્કવાયરને, ગામડાના નાચમાં ભાગ લેવાને સારૂ બોલાવવા આવ્યો હતો, તેથી તે મારા કામકાજ વિષે કાળજી રાખેછે, એવો ડોળ

બતાવતાં મને આનંદ ઉપજાવી, મારી પાસેથી ગયો. પરંતુ "મીસ-વીલમોટ" પાસે જે માગાં તે ખુલ્લી રીતે કરતો હતો, તે તરફ તે બહુ ખુશી થતી જણાતી નહોતી; પણ પોતાની ખરી લાગણી દબાવી, પોતાની કાકીની મરજી જાળવવા માટે, તે માગાં ચલાવવા દેતી હોય, એમ જણાતું હતું. અને મને વળી અધિક સંતોષ એથી મળ્યો કે તે મારા કમનશીબ પુત્ર તરફ માયાળુ નજરની વૃષ્ટી કરતી હતી, જે નજર આકર્ષવાને તે સ્કવાયરની સઘળી દોલત તથા ખંત કામ આવતી નહોતી. તેમ છતાં પણ મી. "થોર્નહીલની" કૃત્રીમ ગંભીરાઇથી, મને કંઇ થોડું આશ્ચર્ય લાગ્યું નહિ. હવે અમને અહીં મી. "આર્નોલ્ડના" અત્યંત આગ્રહથી રહ્યાને એક અઠવાડીયું થયું હતું. પરંતુ "મીસવી-લમોટ" જેમ મારા પુત્ર તરફ વધારે ને વધારે પ્રેમ દર્શાવવા લાગી તેમ તેજ પ્રમાણમાં મી. "થોર્નહીલની" દોસ્તી પણ તેની સાથે વધતી ગઇ.

પહેલાં તો તેણે અમારા કુટુંબના ભલા માટે વગ લગાડવા માયાળુ વચનોજ આપ્યાં હતાં, પણ હાલતો તેની ઉદારતા માત્ર વ-ચનોમાં રહી નહિ. કેમકે જે દિવસે સવારમાં મેં ત્યાંથી જવાનું ધાર્યું હતું, તે દિવસે મી. "થોર્નહીલ" ખરેખરી ખુશીનો દેખાવ ધારણ કરી પોતાના મિત્ર "જોર્જ" માટે જે ઉપકાર તેણે કર્યો હતો, તે કહેવાને મારી પાસે આવ્યો. આ ઉપકાર એ હતો કે "વેસ્ટ ઇન્ડીસના" બેટામાં જે પલટણ જતી હતી, તેમાં એક નીશાનચીની જગા તેણે તેનેમાટે મેળવી હતી, અને તેને માટે માત્ર એક હજાર રૂપિયાજ આપવા ઠરાવ્યા હતા. એક નિશાનચીની જગા મેળવવા માટે ત્રણ હ-જાર રૂપિઆ આપવા જોઇએ. તેમાંથી તેણે પોતાનો વગ લગાડી બે હજાર રૂપિઆ માફ કરાવ્યા હતા. તે યુવાન ગૃહસ્થ બોલ્યો, આ ન-જીવા કામથી મારા દોસ્તને ઉપયોગી થવાથી ઉપજતી, ખુશી શિવાય હું બીજા કશા બદલાની ઇચ્છા રાખતો નથી. અને જે એક હજાર રૂપિ-આ ભરવાના છે તે આપવા તમો હાલ અશકત હો, તો હું તમને તે ઉછીના આપવા ખુશીછું; અને પછી તે તમે મને સગવડે પાછા ભરજો." આ તેના ઉપકાર માટે અમારી લાગણી જણાવવા અમને પુરતા શબ્દો મળ્યા નહિ. મેં તરતજ તેને તે પૈસા માટે લખત

કરી આપ્યું. અને જાણે મારે તે રૂપિઆ પાછા ન આપવા હોય એટલો બધો આભાર માન્યો.

બીજે દિવસે "જોર્જને" તેના ઉદાર વસીલાની સૂચના મુજબ પોતાની નોકરીનો હુકમ લેવા માટે રવાને થવાનું હતું, કેમકે તે વસીલાએ ઉતાવળ કરવાની અત્યંત અગત્યતા જણાવી હતી; કારણકે વખતે તે દરમ્યાનમાં બીજો કોઈ વધારે પૈસા આપવાનું કહી તેમાં દાખલ થઈ જાય. તે ઉપરથી બીજે દિવસે સવારમાં અમારો યુવાન સિપાઈ રવાના થવા માટે વહેલો તૈયાર થયો. અને તેથી અમો સર્વમાં દિલગીરી ફેલાઈ. પણ તેને જવાની હોંસ હોતાં તેનામાં કંઇ તેવી અસર જણાતી નહોતી; તથા જે થાક અને જોખમ તેને સહન કરવાનાં હતાં તેમજ જે પોતાના મિત્રો તથા પ્રિયાને—"મીસવીલ્મોટ" જે તેને ખરેખર ચાહતી હતી તેને છોડી જતો હતો તેથી તેનું દિલ નાઉમેદ થયું નહિ. બધા સોબતીઓની રજા લીધા બાદ, તે મારી પાસે આવ્યો, એટલે મેં તેને મારૂં સર્વસ્વ એટલે કે મારો આશીર્વાદ આપ્યો, અને કહ્યું, "મારા પુત્ર, તું હવે, તારા સ્વદેશ માટે લડવાને જાયછે, માટે તારો બહાદુર દાદો પોતાના પવિત્ર રાજ્ય માટે કેવો લડયો હતો, તે તું યાદ રાખજે. તે વખતે રાજ્યભક્તિ એ એક ઈંગ્રેજોનો સદ્‌ગુણ હતો. માટે મારાપુત્ર! અને જો "લોર્ડફોકલાન્ડ" સાથે મરવું એ એક દુર્ભાગ્ય ગણાતું હોય તો તે દુર્ભાગ્ય શિવાય બધી બાબતમાં તેના જેવું તારૂં ભવિષ્ય થજો! મારા પુત્ર, તું હાલ જાયછે, ત્યાં કદી એટલેદુર તારૂં શરીર પડે, અને તે દફન ક્રિયા વગર તેમજ તને ચાહનારાઓના અશ્રુપાત વગરજ પડયું રહે, તો પણ (સમજજેકે) જે વગર હટાયલા સિપાઇનું શિર ઇશ્વરી દવનાં ટીપાંથી ભીંજાયછે, તે ટીપાંજ કિમતી અશ્રુછે."

પછી વળતે દિવસે સવારમાં જે ભલા કુટુંબે મારી આટલા બધા દિવસ સૂધી પરોણાચાકરી કરી હતી, તેની રજા લીધી, અને તેની સાથે મી. "થોર્નહીલની" આ હમણાની તેની ઉદારતા માટે, તેનો પણ આભાર માની દોલત તથા કેળવણીથી મળતાં સર્વ સુખમાં આનંદ માનતા, મેં તેમને છોડ્યા. અને મારી છોકરી મને કયારે પણ

પાછી મળશે, એવી આશા છોડતો, તથા પરમેશ્વર તેને બચાવે અને ક્ષમા કરે એવી દુવા માગતો ઘર તરફ પાછો ફર્યો. હું હાલ બહુ નબળો હોતાં એક ઘોડું ભાડે કરી ચાલતો ચાલતો, ઘરથી લગભગ વીશેક માઇલ સૂધીમાં આવી પહોંચ્યો; અને આ દુનિયાપર મને પ્રિયમાં પ્રિય જે મારૂં કુટુંબ હતું, તેને તરતમાં મળવાની આશાથી પોતાને દિલાસો આપવા લાગ્યો. પણ રાત પડી જતાં રસ્તાપરની હોટેલમાં ઉતારો કર્યો, અને તેના માલીકને એક પિન્ટ દારૂ લાવી મારી સાથે તે પીવા મેં કહ્યું અને તેનું રસોડું જે ઘરમાં સરસમાં સરસ ખંડ હતો, તેમાં અમે દેવતા પાસે બેઠા, અને દેશની ખબરો તથા રાજ્યદ્વારી બાબતોપર વાતો કરવા લાગ્યા. બીજા વિષયોપર વાતો કરતાં યુવાન સ્કવાયર "થોર્નહીલની" વાતો નીકળી. તે વિષે તેણે મને ખાત્રીથી કહ્યું કે "તેનો કાકો "સર વીલીયમ" જે કોઈ વખતે ગામડામાં નીકળી આવે છે, તેને લોકો જેટલા ચહાયછે, તેટલાજ પેલાને ધિક્કારેછે." આ પ્રમાણે અમો વાતો કરતા બેઠા હતા, એવામાં તેની સ્ત્રી જે બુરકો વટાવવા ગઇ હતી તે પાછી આવી અને પોતાના ભરથારને, જે મોજમજેમાં, પોતે ભાગીદાર નહોતી તે ભોગવતો જોઇ ગુસ્સા ભરેલે સાદે બોલી, "સાં શું કરોછો?" તેણે પાધરો જબાબ ન આપતાં વ્યંગમાં તેણીની તનદુરસ્તીનો પ્યાલો પીધો, જાણે કે એમ કહેવા માગતો હોય કે "તમારી તનદુરસ્તી પીઉંછું." એટલે તે બોલી, "મારા સાયમન્ડસ," મારા તરફની તમારી વર્તણુક બહુ નઠારીછે, અને હવે મારાથી સહન થઇ શકશે નહિ. બધા કામોનો પોણો ભાગ તો મને કરવા સોંપેલો છે; અને બાકીનો પાએક પણ હજુ અધુરો પડયો છે, અને આપતો આખો દિવસ પરોણા સાથે પીવાનો રંગ માણોછો. અને કદાચ એકાદ ચમચીથી મારો તાવ મટી જાય, તો પણ મારે તો એક ટીપાંને પણ અડકવું નહિ." હવે મને ખબર પડી કે તેને શું જોઇતું હતું, તેથી તરતજ તેણીને એક પ્યાલો ભરીને આપ્યો, જે તેણીએ ઉપકાર સાથે લેઈ મારી તનદુરસ્તી ઈચ્છી પીધો. અને પછી બોલી, "સાહેબ, હું કંઇ દારૂના પૈસા માટે એટલી ગુસ્સે થતી નથી પણ જ્યારે ઘરમાં બધું અધો-

જ થતું હોય, ત્યારે ગુસ્સે થવા વગર કેમ ચાલે. જો ગ્રાહકો પાસેથી પૈસા લેવા હોય તો તે બધો બોજો પણ મારાપર, અને એઓ તો જો અહીંથી ભીંત ખસે તો પોતે ખસે. આ હમણાંજ એક યુવાન સ્ત્રી અહીં ઉપર આવી રહીછે; પરંતુ મારા ધારવા પ્રમાણે તેની પાસે કંઇ પૈસા નથી, કેમકે તે જોઇએ તેથી પણ વધારે નમ્રતા બતાવેછે, તેથી મને ખાત્રી છે કે તે પૈસા આપવામાં ધીરી છે, અને મને એમ થાયછે કે એ બાબત આપણે તેણીને કહેવું જોઇએ." તે હોટેલનો માલિક બોલ્યો "કહેવાની શી જરૂર છે." ત્યારે તો "ઉતાવળા સો બાવરા ઔર ધીરા સો ગંભીર." તેની સ્ત્રીએ કહ્યું, "એની મને કંઈ ખબર નથી; પણ એ એક પખવાડીઉં થયાં અહિઆં આવીછે, અને આપણને તેણે હજુ એક પૈસો પણ પરખાવ્યો નથી, એ વાત હું બરાબર જાણુંછું." તેણે જવાબ વાળ્યો, "બાપુ, હું ધારૂંછું કે તે આપણને બધું એકદું આપશે." પેલીએ કહ્યું, "શું! એકદું, અરે કોઇપણ રીતે આપેતો શુકર, અને મેં એમ પણ નિશ્ચય કર્યો છે કે આજ રાત્ર સુધી આપેતો ઠીક નહિ તો, સઘળા તેણીના સરસામાન સહીત તેણીને પોબારા ગણાવીશ." તેણીના પતિએ કહ્યું "અરે પ્યારી, કંઈ વિચાર તો કર કે તે એક ગૃહસ્થની સ્ત્રી છે એટલે તેણીની સાથે કંઈક વધારે સભ્યતાથી વર્તવું જોઇએ." તે હોટેલવાળાની સ્ત્રી બોલી, "એ વાતમાં તો તે ગૃહસ્થ હોય યાને ગરીબ હોય, તોપણ તેને પોબારા તો ગણવાજ પડશે. ગૃહસ્થલોકો હમેશ જે હોટેલમાં જતા હોય, ત્યાં ગૃહસ્થ લોકો સારા હશે પણ અહીંતો એ લોકોમાંથી કંઇ સાર નીકળ્યો નથી." એમ કહી, જે સાંકડા દાદરવડે રસોડાંમાંથી ઉપરના ઓરડામાં જવાતું હતું, તે ઉપર તે દોડી ગઇ. અને તેણીના મોટા ઘાંટા તથા કડુક ધમકીઓથી મને જણાયું કે, તેણીના તે ગ્રાહક પાસે તેને આપવાને પૈસા નથી. મને તેણીની ધમકીઓ ચોખી રીતે સંભળાતી હતી કે "હું કહુંછું કે જા, આજ ક્ષણે નીકળ, નહિતો એવી ઠોકીશ કે ત્રણ માસનો ખાટલો સેવવો પડશે. દુરાચરિણી, પોતાના ખર્ચ માટે એક પણ પાઈ સાથે રાખ્યા વિના ભલા આદમીના ઘરમાં ઉતરવું! હું કહુંછું કે બહાર

નીકળ." પેલી વિદેશી બાઇ બોલી, "અરે પ્યારાં બાઈ સાહેબ, દયા આણો, એક ગરીબ પ્રાણીપર એક રાત્ર સુધી દયા આણો; અને પછી તો મોત પોતેજ સંભારી લેશે." મેં તરતજ મારી ગરીબ છોડી "ઓલીવીયાનો" સ્વર ઓળખ્યો; અને તે હોટેલવાળી બાઈ તેનો ચોટલો પકડી બહાર ધસડતી હતી, તેવામાં હું તેણીની વારે પહોચ્યો, અને મારી વ્હાલી નિરાધાર છોડીને હાથમાં પકડી લીધી; અને બોલ્યો, "આવ, મારી ખોવાયેલી વ્હાલી છોડી, મારાં રત્ન, તારા ગરિબ ઘરડા બાપને ભલે મળી; જો કે તને દુરાચારી શખ્સે તજી દીધી છે, તોપણ દુનિયામાં હજુ એક જણ છે, જે તને કયારે પણ તજી દેશે નહિ. તેં હજારો ગુન્હા કર્યા હશે, તોપણ તે તને હું માફ કરીશ." તે બોલી "અરે મારા અત્યંત વ્હાલા"–એમ કહી તે કેટલીક વખત સુધી બોલી શકી નહિ–મારા અત્યંત વ્હાલા પિતા! શું દેવો પણ આથી વધારે દયાળુ થતા હશે! હું આટલા બધા વ્હાલને ક્યાં લાયક છું? તમે મને માફ કેમ કરી શકશો? હું જાણું છું કે નહિ કરી શકો." મેં કહ્યું, "હા, મારા બચા, હું તને અન્તઃકરણથી માફ કરૂંછું; તારે માત્ર પશ્ચાતાપ કરવો, અને આપણે હજુ પણ સુખી થઈશું; મારી "ઓલીવીઆ!" હજુ પણ આપણે સારા દિવસો જોઇશું." તે બોલી, "અરે કદી નહિ, સાહેબ, કદી નહિ, મારા બાકીના દહાડા તો બહુ દુઃખી હાલતમાં નીકળશે. પણ અફસોસ, બાપા, તમે હાલ પહેલા કરતાં સૂકાયલા જણાઓછો. મારા જેવી નકામી છોડીથી તમને આટલું બધું દુઃખ શા માટે થયું? ખરેખર, તમારા જેવા ડાહ્યા માણસને મારૂં દુઃખ ઓઢી લેવું ન જોઇએ." મેં કહ્યું, "મારી વ્હાલી, દુઃખની સામે આપણા ડાહાપણથી અટકાવ બહુ ધીમો હોયછે. જો કે અંતે તે મજબુત નીવડેછે." તે હોટેલવાળાની સ્ત્રીએ પાછાં આવીને અમને વધારે સારા ઓરડાની જરૂર છે કે નહિ, એવું પુછતાં અમે તેની હા પાડી. એટલે એક ઓરડામાં જ્યાં અમે વધારે છુટથી વાતો કરી શકીએ, ત્યાં અમને લેઇ જવામાં આવ્યાં. અહીં અમે એક બીજા સાથે વાતો કરી કંઇક શાંત પડ્યા પછી તેણી કંઈ કંઈ પાયરીથી, આવી દુઃખદાયક સ્થિ-

તિમાં આવી પડી તેનું વર્ણન મારાથી તેને પુછ્યાવગર રહેવાયું નહિ. એટલે તે બોલી, "બાપા, પેલા હરામખોરને ને મારે પહેલી મુલાકાત થઇ, ત્યારથીજ તે આબરૂ અનુસાર માગાં કરવા લાગ્યો."

મેં કહ્યું, "ખરેખરો હરામખોર! અને હજુ મને કંઇક આશ્ચર્ય લાગેછે કે, મી. "બરચેલ" જેવા આબરૂવાળા અને દેખીતા અક્કલવાળા માણસે જાણીજોઇને આવો નીચ ગુન્હો કેમ કર્યો હશે તથા આ પ્રમાણે એક કુટુંબની આબરૂ અને નીતિનો નાશ કરવાને તેમાં તે કેમ દાખલ થયો હશે"? મારી છોકરી બોલી, "વ્હાલા બાપા, ત્યારે તો તમો એક મોટી ભૂલમાં છો કેમકે મી. "બરચેલે" મને ફસાવવાનો કોઇ દીવસ પણ પ્રયત્ન કર્યો નથી. તેણે તો ઉલટી મને મી. "થોર્નહીલની" જાળમાં ન ફસાવા, જ્યારે તક મળી ત્યારે,છુપી સલાહ આપી હતી. એજ મી. "થોર્નહીલ" તેના કહ્યા કરતાં પણ વધારે નીચ નીવડયો".હું બોલી ઉઠયો, "શું મી. "થોર્નહીલ"! એમ તે બને!" તેણીએ જવાબ આપ્યો, "હા, મને મી. "થોર્નહીલજ" ઉપાડી ગયો હતો. અને જે બે સ્ત્રીઓને તે બાનુઓ કહેતો, તેને પણ તેણેજ અમોને "લંડનમાં" ફસાવી લઇ જવા વાસ્તે પૈસા આપી રાખ્યા હતા. મી. "બરચેલે" જે પેલો ઠપકો તે સ્ત્રીઓને લખ્યો હતો, અને જે આપણે આપણા પોતાપર લાગુ પડયો હતો, તે જો તેણે ન લખ્યો હત તો આપણે તેના દાવ પેચમાં ખચીત ફસાઇ જાત. તેમની તે ધારણા રદ કરવાને તેણે એટલી બધી અસર કેવી રીતે કરી હશે, તેની સુઝ મને હજુસુધી પડતી નથી. પણ મને ખાત્રી છે કે તે હમેશાં આપણી સાથે દિલજાન દોસ્તીથી વર્ત્યો છે".

હું બોલ્યો, "અરે વ્હાલી, આ તો તું મને અચંબા જેવી વાત કહેછે; હવે મને માલૂમ પડયું કે તેના નીચપણાં વિષે મને જે શક ઉત્પન્ન થયો, તે બરાબર પાયાસર હતો, પણ તેને તો આ બાબત કંઇ આંચ આવશે નહિ. સબબ તે પૈસાદાર છે, અને આપણે ગરિબ છઇએ, અને વ્હાલી, હવે તું મને ખરેખરૂં કહે કે, એવી મોટી લાલચ તેણે તને શું બતાવી, જેથી આવી કેળવણીની અસર અને તારા જેવો સદ્ગુણી સ્વભાવ, આવી રીતે બધાં ધોવાઇ ગયાં. ?"

તેણીએ જવાબ આપ્યો, "ખરેખર, બાપા, એ તો મારા પો-

તાના સ્વાર્થને લીધે નહિ, પણ તેને સુખી કરવાની મારી ઈચ્છાને લીધેજ તે આટલો બધો ફાવી ગયો કેમકે અમારી લગ્ન સંબંધીક્રીયા એક "રોમન કેથોલીક" પાદરીથી ખાનગી રીતે થઇ હતી, જે તેને કોઇ પણ રીતે બંધનકારક છે એમ હું ધારતી નહોતી. તેથી મારે તો માત્ર તેના પ્રમાણિકપણાપરજ વિશ્વાસ હતો". હું બોલી ઉઠયો, "શું તમને એક પાદરીએ ખરેખર પરણાવ્યાં છે?" તેણીએ જવાબ આપ્યો, "ખરે ખર, સાહેબ, એમજ છે; પણ તેનું નામ નહિ આપવા, અમે બન્ને જણાએ સોગન ખાધા છે." મેં કહ્યું, "અરે! ત્યારે તો મારી પુત્રી! આવ ફરી મને ભેટ—હવે તારા મેળાપ માટે આગળ કરતાં હજાર ગણો વધારે ખુશી થઇશ, કેમકે હવે ખરેખર તું તેની પત્નીજ છે; અને માણસો પોતાની મતલબ માટે ગમે તેવા *કાયદા કાઢે અને પછી તે કકણમાં કકણ પથ્થરમાં કોતરાવે તોપણ (પરમેશ્વરની નજરમાં) એ પવીત્ર બંધનની મજબુતી જરાપણ ઓછી થતી નથી."

તે બોલી, "અરે બાપા, તમે એની દગાઇઓથી બહુ અજાણ્યા છો. તેણે તો મારી પહેલાં એજ પાદરીથી બીજી સાત આઠ સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાછે; અને તેમને પણ તેણે મારી માફક ફસાવી પાછળથી તજી દીધી છે." મેં પુછયું, "શું તું કહેછે એ ખરૂં છે? ત્યારે તો આપણે એ પાદરીને ફાંસી અપાવવી જોઇએ, માટે આવતી કાલે એ હકીકત તું સરકારમાં જાહેર કરજે." તે બોલી, "પણ તે ખાનગી રાખવા મેં સોગન ખાધાછે, એટલે તેમ કરવું વાજબી ગણાશે?" મેં જવાબ આપ્યો, "વ્હાલી, જો તેં વચનજ આપ્યું હોય તો તે ભાંગવા હું તને કહેતો નથી. જોકે લોકોને તો એથી ફાયદો છે, તોપણ તારે એ કહેવું વાજબી નથી, કેમકે સઘળાં મનુષ્ય બંધારણોમાં વધારે ભલું મેળવવા ખાતર થોડી બુરાઈ થઈ જાય, તેની રજા છે. જેમકે રાજ્યપ્રકરણમાં એક રાજ્ય મેળવવા ખાતર એકાદ પ્રાંત આપી શકાય, તેમજ વૈદકમાં શરીર જાળવવા ખાતર એકાદ અવયવ કાપી શકાય, પણ ધર્મ સંબંધી બાબતમાં તો કાયદો લખાઇજ

* "રોમનકેથોલીક" પાદરીથી થયેલું લગ્ન તે વખતે કાયદા પ્રમાણે રદ ગણાતું, પણ ડોકટર "પ્રીમરોઝનો" મત એમ હતો કે પરમેશ્વરની નજરમાં તો એક વખત લગ્ન થયું એટલે બસ, પછી તે ગમે તે પાદરીના મતથી થયું હોય.

ગયોછે, અને તે નિર્વિકલ્પ છે કે બુરૂં કદી પણ કરવું નહિ. અને બાપુ, આ કાયદો ખરો છે કેમકે નહિતો જો આપણે વધારે સારૂં મેળવવા ખાતર બુરૂં કરીએ તો, આ પ્રમાણે અનિશ્ચિત ભલાંની આશામાં અમુક ગુન્હો તો થાયજ અને જોકે ભલું પણ ખચિત થાય પરંતુ બુરા અને ભલાંની વચમાં જે ગુન્હાભરેલો અરસો આપણે જવા દીધો, તે અરસામાંજ કદાચ આપણને આપણા કૃત્યો માટે જવાબ આપવા જવું પડે, અને આ દુનિયાપર આપણાં સઘળાં કાર્યો બંધ થાય, તો પેલું બુરૂં થયેલું ભલું થયા વગર રહી જાય—પણ આતો વળી મેં વચ્ચે વાત નાંખી; માટે મારી વ્હાલીનું તારી વાત આગળ ચલાવ."

તે બોલી, "મને બીજે દિવસે જણાયું કે મારે તેના પ્રમાણિકપણામાં તો થોડીજ આશા રાખવી, કેમકે તેજ સવારે બીજી બે સ્ત્રીઓ જેને તેણે મારી માફકજ છેતરી હતી, તેઓની સાથે મને ઓળખાણ કરાવી. પણ હું તેને એવા પ્રેમથી ચાહતી હતી કે આવા હરીફોને તે ચાહે એ મારાથી સહન થઈ શક્યું નહિ. તેથી મોજશોખની ધામધુમમાં મારી આબરૂને પહોંચેલા ધક્કાની વિસ્મૃતિ કરવાનો પ્રયત્ન કરવા લાગી. આ ધારણાથી હું નૃત્યમાં, પોશાક પહેરવામાં અને વાતોમાં ભાગ લેતી, પણ આથી તો મારૂં દુઃખ વધતું ગયું, કેમકે આ દુનિયામાં જે સર્વસ્વ મને વ્હાલામાં વ્હાલું એટલે મારી આબરૂ—તેને તો મેં તદન ફેંકી દીધી હતી. આ પ્રમાણે દિવસે દિવસ હું વધારે દિલગીર થતી ગઇ, અને તે વધારે ને વધારે ક્રુર થતો ગયો. જેથી આખરે મેં તેનાથી જુદા થવાની ઇચ્છા જણાવી. અને પછી જે વખતે હું તેના પાસેથી જવા લાગી, તેવારે તેણે મને પૈસાની એક થેલી આપવા માંડી. તે મેં ગુસ્સાના આવેશમાં તેના તરફ પાછી ફેંકી દીધી; કેમકે તે વખતે મને એટલો તો ગુસ્સો ચડી ગયો હતો કે કેટલીકવાર સૂધી તો મારી દરિદ્ર સ્થિતિનું મને ભાન પણ રહ્યું નહિ. પણ થોડીવારે શાંત પડી આસપાસ જોઉંછું તો જણાયું કે, હવે મને સહાય કરે એવો આ દુનિયામાં એક પણ દોસ્ત રહ્યો નથી. એ વખતે એક ડાકની ગાડી ત્યાંથી ગઇ એટલે

હું તેમાં ચઢી બેઠી, કેમકે જે નીચને હું ધિક્કારતી હતી તેનાથી દૂર જવાની મારી ધારણા હતી. તે ગાડીમાંથી મને આ જગાએ ઉતારવામાં આવી, અને અહિંઆં આવ્યાબાદ, મારી પોતાની ચિંતા તથા આ બાઇની કરડી નજરવિના મેં કંઇ જોયું નથી. જે સુખના દિવસ મેં મારી માત તથા બેનની સાથે ગાળ્યાછે તે હવે મને દુઃખ ઉપજાવેછે; તેઓને પણ દુઃખ ઘણુંજ થતું હશે, પણ મારાં દુઃખ તો તેમનાંથી પણ ઘણાં છે."

મેં કહ્યું, "બાપુ, ધીરજ રાખ, અને મને આશા છે કે હજુ પણ સારા દિવસો આવશે. આજ રાત્રે થોડો આરામ લે અને કાલે હું તને તારી માત તથા બીજાં કુટુંબીઓ પાસે લઈ જાઇશ; તેઓ તારા આવવાથી ખુશ થશે. તારી બીચારી ગરીબ મા ! આથી તેને તો બહુજ અસર થઇ ગઇ છે; પણ "ઓલીવીયા"! હજુ તો તે તને ચહાયછે, તેથી તને માફ કરશે.

---

# પ્રકરણ ૨૨ મું.

## જ્યાં ખરો પ્યાર છે ત્યાં ગુન્હા તરત માફ થાય છે.

બીજી સવારે મેં મારી છોકરીને ઘોડાપર *વાંસેલીધી, અને ઘર તરફ જવા નીકળ્યો; રસ્તામાં મેં તેણીની દિલગીરી અને ધાસ્તી શાંત પાડવા, તથા તેણીની ચીડાયલી માની રૂબરૂ જવા માજે દ્રઢતાની જરૂર હતી, તે તેણીમાં લાવવાને તેણીને દરેક રીતે સમજાવી, અને જે ખુશ્નુમા પ્રદેશમાં અમો વટાયા, તેના રમણીય દેખાવથી દરેક તક લઇને મેં કહ્યું કે, આપણે એક બીજા સાથે જે માયાથી વર્ત્તીએ છીએ, તેના કરતાં પણ કુદરત આપણા તરફ કેટલી બધી વધારે માયાથી વર્તે છે; અને કુદરત તરફથી આવી પડતી આફતો કેટલી જુઠ હોયછે; વળી મેં તેણીને ખાત્રી આપી કે મારા પ્રેમમાં કદી પણ ફેરફાર થશે નહીં; અને જયાંસુધી હું જીવીશ, (અ-

---

* આવી રીતે બે જણ એક ઘોડે બેસે એ કંઈ તે વખતમાં નવાઈ જેવું ગણાતું નહોતું. તે વખતે તો એવા ઘણા દાખલા જોવામાં આવતા.

ને વખતે આ દેહ હજુ પણ ઘણા દિવસ ટકે તો) ત્યાંસુધી તેણીએ મારામાં એક શિક્ષક તથા રક્ષક તરીકે ખુશીથી આશા રાખવી. પછી મેં તેણીને દુનીઆની નિંદાને નહિ ગણકારવાની સમજાુત આપી, તથા જણાવ્યું કે પુસ્તકો દુઃખીને ઠપકો નહીં આપે, પણ ખુશી ઉપજાવે એવા સોબતી છે, અને જોકે તેઓ આપણને આ જીંદગીનું સુખ તો નહીં લાવી આપે, તોપણ આપણે જીંદગી કેમ ગુજારવી, એ બરાબર શીંખવશે.

રસ્તાપર આવેલી જે હોટેલ મારા ઘરથી આશરે પાંચ માઇલ હતી, ત્યાં જે ભાડુતી ઘોડાપર અમે ચડયા હતા, તેને રાતે છોડવાનો હતો. તથા મારૂં કુટુંબ મારી છોડીને મળવાને આતુર થઈ રહે, તેટલા માટે તેમને તેણીના આવવાની ખબર આગળથી આપવા જવું હતું. તેથી તે હોટેલમાં તેણીને મૂકી ઘેર જવા તથા બીજે દિવસે સવારમાં વહેલાં, મારી પુત્રી "સોફાયા" સહીત ત્યાં પાછા આવવાનો મેં ઠરાવ કર્યો; આ ધારેલે મુકામે અમે આવી પહોંચ્યા ત્યારે રાત પડી ગઈ હતી; તોપણ મારી પુત્રીને એક સારો ઓરડો લઈ આપી, તથા હોટેલવાળીને તેણીને માટે સારૂં ભોજન તૈયાર કરી આપવાનું કહી, તેણીને ચુમીઓ કર્યા બાદ હું ઘર તરફ ચાલ્યો. અને પછી જેમ જેમ હું અમારા શાંતી ભરેલા ઘરની પાસે આવતો ગયો તેમ તેમ મારા અંતઃકરણમાં ખુશીની જાૂદી જાૂદી લાગણીઓ ઉત્પન્ન થતી ગઈ; જેવી રીતે એક પક્ષી બીકથી પોતાના માળામાંથી નાશી જાય, તેવી રીતે મારૂં મન મારી પોતાની ઉતાવળ કરતાં વધારે ઉતાવળ કરી નાશી ગયું, અને મારી વિશ્રામદાયક સગડીની આસપાસ આશાના અત્યંત આનંદથી ભમવા લાગ્યું. જે બધી પ્રિય વાતો મારે કહેવાની હતી, તે યાદ આવવા લાગી, અને ઘેર આગળ મને કેવી રીતે સત્કાર થશે, તેનો ચિતાર મનમાં ખડો થયો. મને હમણાંજ મારી સ્ત્રીના ભેટવાની અસર જણાવા લાગી, અને મારાં છોકરાંના વહાલથી હસવા લાગ્યો; હું ધીમે ધીમે ચાલતો હતો, તેથી રાત વધવા લાગી, ધંધાદારી બધા ઉંઘી ગયા

હતા, બધાં ઘરમાં દીવા ઘેર કરવામાં આવ્યા હતા, કુકડાના તીણા અવાજ તથા ચોકીદાર કૂતરાના ઉંડા ભસવા સિવાય, કોઇનો અવાજ સંભળાતો નહોતો. હું મારા આનંદી નાના ઘર આગળ આવી પહોંચ્યો, અને હજૂ બસોએક વારે દૂર હતો, તેવામાં મારો ભલો કૂતરો મને આવકાર દેવાને દોડતો સામે આવ્યો.

મેં આવીને ઘરનું બારણું ઠોક્યું, તે વખતે લગભગ મધ્ય રાત્ર થઇ હતી, અને સઘળે શાંતિ તથા શુનકાર પ્રસરી રહ્યાં હતાં, અને મારૂં દિલ અવર્ણનીય ખુશીથી ઉભરાતું હતું. તેવામાં મારી અજાયબીમાં મેં તે ઘરમાંથી એકાએક દેવતાના ભડકા નીકળતા જોયા, અને દરેક કાણું અગ્નિથી લાલચોળ જોવામાં આવ્યું;મેં એક થરથરાટ ભરેલી મોટી ચીસ પાડી અને બેશુદ્ધ થઈ ભોંયપર પડ્યો, આથી કરી મારો છોકરો જે હજુ ઉંઘતો હતો, તે ચમકી ઉઠ્યો અને ભડકા જોઈ, મારી સ્ત્રી તથા છોડીઓને તરતજ જગાડ્યાં. અને બધાં અર્ધા નાગાં ભયથી બાવરાં બની ગયેલાં બહાર દોડી આવ્યાં, અને શોકના પોકારો કરવા લાગ્યાં, જેથી મને પાછું ભાન આવ્યું, પણ એતો એક દુઃખમાંથી છૂટી બીજામાં આવવાનું હતું. કેમકે એટલા વખતમાં તો આગ છેક છાપરા સુધી પહોંચી હતી, અને તેનો એક ભાગ પછી બીજો ભાગ પડ્યાં કરતો હતો, અને મારૂં કુટુંબ જાણે કે આગથી ગમત પડતી હોય તેવી રીતે શાંત દિલગીરીમાં ઉભું ઉભું જોયા કરતું હતું. મેં વારાફરતી તેમના ઉપર અને આગ ઉપર નજર કરી, અને પછી મારા બે નાના છોકરા માટે આસપાસ જોયું પણ તેઓ જણાયા નહીં, એટલે હું બોલ્યો "અરે સત્યાનાશ વળ્યું! ક્યાંછે મારાં નાના બચ્ચાં? ક્યાંછે તેઓ"? મારી સ્ત્રીએ ધીમે રહીને કહ્યું "તેઓ આગમાં બળી મુઆં, અને હું પણ હવે તેમની સાથે મરીશ." તેજ ક્ષણે મેં અંદર મારાં બચ્ચાંનું રડવું સાંભળ્યું, જેઓ આગથી હમણાંજ જાગ્યાં હતાં, હું હવે કોઈપણ રીતે અટકું એમ નહોતું; તરતજ આગમાં ધશી જે ઓરડામાં તેઓ પુરાયાં હતાં, તેના બારણા જોસથી ઉઘાડી નાંખી મેં પૂછ્યું 'ક્યાંછો, મારાં છોકરાં ક્યાંછો"? તેઓ બને સાથે બોલ્યા,

"અહીં, બાપા, અમે અહીં છીએ." અને તેજ વખતે જે પથારીપર તેઓ સુતા હતા, તે સળગવા લાગી. મેં તેઓ બનેને મારા હાથમાં ઊચકી લીધા, અને જેમ બને તેમ જલદીથી તેઓને આગમાંથી બહાર ઉપાડી લઈ ગયો. અને જેવો બહાર નીકળ્યો કે તરતજ છાપરૂં પડયું. મારાં છોકરાંને પકડી રાખી હું બોલ્યો, "હવે ભલે આગ સળગ્યાં કરે, અને મારી બધી ચીજોનો નાશ થાય; આ રહી મારી માલમત્તા. મારો ખજાનો મેં બચાવ્યો છે. અહીં, પ્યારી આ રહ્યો, આપણો ખજાનો અને હજુ આપણે સુખી થઈશું". અમે અમારાં પ્યારાં બચ્ચાંઓને હજારો ચુમીઓ લીધી; તેઓ અમારે ગળે વળગી પડ્યાં, અને અમારા આનંદમાં ભાગ લેતાં જણાયાં, તે વારે તેમની મા ઘડીમાં રોતી તથા ઘડીમાં હસતી હતી.

હવે હું આગને શાંત રીતે જોતો ઉભો, અને થોડો વખત વિત્યાબાદ મને જણાવા લાગ્યું કે મારો હાથ હેઠ ખભા સુધી કમકમાટી ઉપજાવે એવો દાઝયો હતો તેથી અમારો સરસામાન બચાવવાના પ્રયત્નમાં અથવા તો આગને અમારા દાણાના કોઠાર સુધી પહોંચતી અટકાવવામાં મારા છોકરાને મદદ આપવાનું મારાથી બની શકે એમ નહોતું. પણ આટલા વખતમાં અમારા પડોશી ચોંકી ઉઠયા, અને દોડતા દોડતા અમારી મદદે આવ્યા; પરંતુ તેઓ પણ અમારી માફક આગને જોયાં કર્યા સિવાય, બીજું કંઈ કરી શકયા નહીં. કેટલાક કાગળથી ભરેલી એક પેટી જે રસોડામાં પડી હતી, તે તથા થોડા ઘણા માલવાળી બીજી એક બે જણસો, જે મારો છોકરો પેહેલાંથીજ બહાર ઉપાડી લાવ્યો, તે સિવાય મારો બધો સામાન, જેમાં મારી છોકરીઓની પેહેરામણી માટે રાખેલી પૈસાની નોટો હતી, તે તદન બળી ગયો; તોપણ અમારા પડોશીઓએ અમારૂં દુઃખ ઓછું કરવાને તેમનાથી બની શકી એટલી મદદ કરી. તેઓએ અમને લૂગડાં આપ્યાં, અને અમારા ઘરની ઓરડી જે થોડે દૂર હતી, ત્યાં રાંધવાનાં વાસણો આણી આપ્યાં, જેથી સૂર્યોદય થયો, ત્યાંસુધીમાં અમને રહેવા માટે એક બીજું ઘર મળ્યું, જો કે તે ઘણું કંગાળ હતું ખરૂં. અમારા પાસેના ભલા પડોસી, તથા તે-

મનાં છોકરાંઓએ અમને જે કંઈ જોઈતું તે પુરૂં પાડવામાં અને તેઓના મનમાંથી પોતાની મેળે ઉત્પન્ન થતા પરગજુપણાથી જે કંઈ દિલાસો આપી શકે, તે આપવામાં તેઓએ કંઈપણ બાકી રાખી નહીં.

જ્યારે મારા કુટુંબની બીક દૂર થઈ, ત્યારે તેઓને મારા લાંબા વખત સુધી બહાર રહેવાનું કારણ જાણવાની અપેક્ષા થઇ, તેથી તેમને દરેક બાબતથી જાણીતા કરી, અમારી ખોવાયલી છોડીને તેઓ તરતમાં મળશે એ પણ કહ્યું; અને જોકે હવે દરિદ્રતા સિવાય તેણીને આપવાનું અમારી પાસે કંઈ નહોતું, તોપણ અમારી પાસે બાકી જે કંઈ હતું, તેમાં તેણીને પણ ખુશીથી, ભાગ લેવા આપવાની મારી ઇચ્છા હતી. પણ અમારાપર હાલ તરતમાં જે આફત પડી તેથી મારી સ્ત્રીનો ગર્વ ઉતરી જઈ, તે વધારે હૃદયભેદક દુઃખોથી નરમ પડયો; તે આફત જો પડી ન હોત, તો મારી આ ઈચ્છા અમલમાં લાવવી બહુ મુશ્કેલ હતી. મારા હાથમાં બહુ પીડા થતી હતી, તેથી હું પોતે મારી ગરીબ છોડીને તેડવા જવા અશક્ત હોતાં, મેં મારા છોકરા તથા છોકરીને મોકલ્યાં, જેઓ પેલી દુઃખી તથા અપરાધી "ઓલીવીઆ" ને સાથે લઈ તરત પાછાં આવ્યાં; તેણીની મા સામું જોવાને તેણીની હિમ્મત ચાલી નહીં, તેમ તેણીની માંને પણ મેં ઘણી શીખામણ આપ્યા છતાં પુરતી સમાધાનીથી તેણીને આવકાર દેવાને તે સમજી નહીં–કેમકે–**સ્ત્રીની એબ માટે પુરૂષ કરતાં સ્રી જાતને વધારે તિવ્ર લાગણી હોયછે;** તેણીની મા બોલી, "અરે બાઇસાહેબ, આટલા બધા વૈભવમાંથી આવનારને તો આ જગા ઘણીજ દરિદ્ર જણાશે, અને જે સખ્સો માત્ર મોટા લોકો સાથેજ વસેલાં છે, તેઓને હું તથા મારી પુત્રી "સોફી" ભાગ્યેજ કંઈ ગમત આપવાને શક્તિમાન છીએ; ખરેખર "લીવીબાઇ," હાલ તરતમાં તમારા પિતા તથા મારાપર ઘણાં દુઃખો પડેલાં છે, પણ મને આશાછે કે ઇશ્વર તમને ક્ષમા કરશે." આ સત્કાર થતી વખતે તે દુઃખી બાળા જવાબ દેવાને તેમજ રડવાને અશક્ત હોતાં, ફીકે ચેહેરે થર થર કાંપતી ઉભી હતી, પણ મારાથી મુંગે મ્હોડે તેણીનું દુઃખ હવે વધારે વાર જો-

વાઇ શકાયું નહીં એટલે હું મારી વર્ત્તણુંક તથા સ્વરમાં કંઇ સખ્તાઈ ધારણ કરી બોલ્યો,—(અને હું જ્યારે એમ કરતો ત્યારે તેઓ બધાં એકદમ મારા હુકમને તાબે થતાં) "આર્યો, હું તમને વિનંતી કરી કહુંછું કે હવે આ મારા બોલવાપર ખટપટ કર્યા વગર પુરતું ધ્યાન આપો,—હું એક ગરીબ ઠગાયલ ભટકનારને અહીં પાછી લાવ્યોછું; અને હવે તે સન્માર્ગપર પાછી આવીછે; એટલે આપણે તેની સાથે ફરીથી માયાળુપણે વર્ત્તવું જોઇએ; જીંદગીની ખરેખરી મુશીબતો હવે આપણાપર ઉપરા ઉપરી પડ્યા કરેછે, માટે આપણે એક બીજા સાથે લડીને આપણું દુઃખ વધારવું જોઇએ નહીં. આપણે જો સલાહ શાંતિથી એકઠા રહીશું, તો હજુ આપણને સંતોષ મળશે; કેમકે આપણે એટલા બધા છીએ કે, લોકોની નિંદાને દાદ ન આપતાં, એક બીજાના આશ્રયથી ગમત મેળવી શકીશું; "**પશ્ચાત્તાપી ઉપર પરમેશ્વર ખચીત્ત દયા કરેછે. અને તેજ દાખલા પ્રમાણે આપણે પણ વર્ત્તવું જોઇએ.**" આપણે ખાત્રી-પૂર્વક જાણીએ છીએ કે સન્માર્ગના રસ્તાપર ખરી દૃઢતાથી ચાલનારા નવાણુ માણસો કરતાં, પણ એક પશ્ચાતાપી અપરાધીને જોઇ પરમાત્મા વધારે ખુશી થાય છે; અને એ વાસ્તવીક છે; કેમકે **જહાનમના ખાડા તરફ લઈજતા દુષ્કૃત્યના રસ્તા પરથી પાછા વળવાનો એક પણ પ્રયત્ન, સો સત્કૃત્યો કરવામાં પડતી મેહેનત કરતાં વધારે સદ્‌ગુણી મેહેનતવાળો છે.**"

---

## પ્રકરણ ૨૩ મું.

**માત્ર અપરાધીજ લાંબા વખત સુધી તદન દુઃખી રહેછે.**

હવે અમારૂં નવું ઘર જેમ બને તેમ વધારે સગવડ ભરેલું કરવા માટે થોડી ઘણી મેહેનતની જરૂર હતી, તે કર્યાબાદ વળી અમો તરતજ અમારી આગળની શાંતિ ભોગવવા લાગ્યાં. અમારા હમેશના કામકાજમાં મારા છોકરાને મદદ કરવાને હું અશક્ત હોતાં, અમારી જે થોડીક ચોપડીઓ આગમાંથી બચી હતી, તેમાંથી પણ વિશેષે

કરીને જેથી કલ્પનાશક્તિને ગમત મળે, તથા હૃદયને શાંતિ મળે એવી ચોપડીઓ હું મારા કુટુંબ પાસે વાંચતો; અમારા ભલા પડોશીઓ પણ અમને દરરોજ અત્યંત માયાથી દિલાસો આપવા આવતા, અને અમારૂં જુનું ઘર ફરીથી સમારવાને મદદ કરવા માટે તેઓ બધાએ એક અમુક વખત મુકરર કર્યો; આ લોકોમાં ભલો ખેડુત "વિલીયમ" (મારી પુત્રીનો જુનો ઉમેદવાર) મદદ કરવામાં કંઇ વાંસે રહ્યો નહીં, પણ અંતઃકરણ પૂર્વક તેણે પોતાનો મિત્રભાવ બતાવ્યો. તેણે તો વળી પણ મારી છોકરીનું આગળનું માગું જારી કર્યું હતું, પણ તેણીએ તેને એવી રીતે ના પાડી કે તેને પોતાની આગળની માગણી તદ્દન બંધ રાખવી પડી; તેણીનું દુઃખ લાંબા વખત સુધી ચાલ્યાં કરશે, એવું જણાવા લાગ્યું, અને એક અઠવાડીયું વિત્યા પછી માત્ર તેણીના સિવાય અમારૂં બધું નાનું મંડળ ફરીથી આનંદી દેખાવા લાગ્યું; તેણીના મનમાં તો હવે ચિંતાએ દૃઢ વાસો કર્યો હતો. અને તેથી તેણીના શરીર સાથે તેણીની ખુબસુરતી પણ ઘસાવા લાગી, અને સંભાળ ન લેવાયાથી તે બહુજ ઘટતી ગઈ. મારાં થોડાં ઘણાં વાંચન તથા બારે યાદદાસ્ત શક્તિથી જે રમુજી ઈતીહાસીક ફકરા યાદ આવ્યા, તે એકઠા કરી તેણીની ચીંતા ઓછી કરવાને મેં હજારો પ્રયત્ન કર્યા; અને તેણીના દુઃખની ફિકરમાં મારૂં પોતાનું દુઃખ પણ વીસરી ગયો. હું તેણીને કહેતો, "મારી વહાલી, આપણે ગમે તેવાં દુર દેશી હોઈએ તો પણ જે પરમાત્મા, આપણે ન જાણી શકીએ એવી ગહન રીતોથી સુખ આણવાને શક્તિવાન છે, તે પરમાત્માના હાથમાં આપણું સુખ રહેલું છે."

"આ વાતના યુવાન દાખલાની જરૂર હોયતો, મારી છોકરી હું, તને એક વાત કહું, જે એક ગંભીર પણ કોકવખતે કલ્પિત વાર્તાઓ લખનાર ઈતિહાસ કર્ત્તાએ લખેલીછે.

"મટીલ્ડા" નામની એક તરૂણી પોતાની નાની વયે "નેપલ્સ" દેશના એક પેહેલા દરજાના અમીર વેરે પરણાવેલી હતી. જ્યારે તે અઢાર વર્ષની થઈ ત્યારે તેને એક પુત્રની પ્રાપ્તિ થઇ. પણ તેજ વરસમાં તેના પતિએ આ દુનિયાનો ત્યાગ કર્યો; એક દિવસે "વોલટરના"

નદી ઉપર પડતી પોતાના ઓરડાની એક બારી ઉઘાડી તેમાં પોતાના બાળકને લાડથી રમાડતી હતી. તેવામાં તે બાળક ઓચિંતુ છલંગ મારી, તેના હાથમાંથી નીકળી નીચેના વહેળામાં જઇ પડયું. અને એક ક્ષણવારમાં ગુમ થઈ ગયું; તેની મા એકદમ ગાભરી બની જઈ, તેને બચાવવાના પ્રયત્નમાં પોતે પણ તેની વાંસે જઈ પ-ડી. પરંતુ પેલા બાળકને તેથી કંઈ મદદ થઇ શકી નહીં અને પોતે પણ ઘણી મુશ્કેલીથી સામેપાર નીકળી; તેજ વખતે કેટલાક "ફ્રેંચ" સિપાઇઓ તે તરફના પ્રદેશપર લૂટ ચલાવતા હતા, તેઓએ તેણી-ને કેદ કરી લીધી.

"ફ્રેંચ" લોકોને ત્યાંથી બહુ ઉતાવળથી પાછું જવાનું હતું, તો પણ તેઓનો એક યુવાન અમલદાર તેણીને પોતાની વાંસે ઘોડાપર બેસા-ડીને પોતાના શેહેરમાં સહી સલામત લઈ આવ્યો; પેહેલાં તેણીની ખુબસુરતીથી તેની નજર આકર્ષાઇ, અને હવે તેણીના ગુણો જોઈ તેનું હૃદય ઘાયલ થયું; એટલે તેઓ પરણ્યા, તે ઉંચામાં ઊંચા દરજા પર ચડયો અને તેઓ લાંબા કાળ સુધી સુખશાંતીમાં સાથે રહ્યાં. પણ લડવૈયાનું સુખ ક્યારે પણ સ્થાયી કહેવાઈ શકાય નહીં. કેટલાંક વર્ષ વિત્યાબાદ તેની સરદારી તળેના લસ્કરની હાર થવાથી, જે શેહેરમાં તે પોતાની સ્ત્રી સાથે રહેતો હતો, તે શેહેરમાં તેને આશ્રય લેવાની ફરજ પડી; દુસ્મનોએ અહીં તેમને ઘેરો ઘાલ્યો, અને આખરે તે શેહેર લીધું. તે વખતમાં "ફ્રેંન્ચ" તથા "ઈટાલીયન" લોકો અરસપરસ જેવી નિર્દયતાથી વર્તતા તેવા દાખલા ઘણા થોડા ઇતિહાસોમાંથી નીકળશે;આ વખતે વિજયીઓએ બધા "ફ્રેન્ચ" કેદીઓને મોતની શિ-ક્ષા કરવાનો નિશ્ચય કર્યો; તેમાં પણ તેમનો કીન્નો "મટીલ્ડાના" ધણીપર વધારે હતો, કેમકે તેણેજ આ ઘેરો લંબાવ્યો હતો; તેઓ કોઈ પણ વિષયનો ઠરાવ કરતા કે, એકદમ તે અમલમાં લાવતા; પે-લા બંધીવાન લઢવૈયાને આગળ લઇ જવામાં આવ્યો, શિરચ્છેદન કરનાર પોતાની તરવાર સજ કરી ઉભો, અને તમાશગીરો ખેદ યુકત શાંતિમાં પ્રાણઘાતક ઘાની રાહ જોવા લાગ્યા, જે ઘા માત્ર તેઓનો સેનાધિપતિ જે હાલ ન્યાયાધ્યક્ષ હતો, તે નિશાની કરે ત્યાં સુધી

અટકી રહ્યો હતો. આ દુઃખ તથા ‡આશાના અરસામાં "મટીલ્ડા" પોતાના બચાવનાર તથા પતિને છેલ્લી વખત મળવા આવી; તે પોતાની દુઃખદાયક સ્થિતી અને જે ક્રુરદૈવે તેણીને "વોલટરના" નદીમાં થતા અકાળ મૃત્યુમાંથી આવી વધારે ત્રાસદાયક વિપત્તિઓ જોવાને બચાવી, તેને માટે વિલાપ કરવા લાગી; પેલો સેનાધિપતી એક યુવાન પુરૂષ હતો તે તેણીની ખુબસુરતીથી તાજુબ થયો, અને તેણીના દુઃખ ઉપર તેને દયા ઉપજી, પણ જ્યારે તેણે તેણીની આગળની વિપત્તી સાંભળી, ત્યારે તો તેને બહુજ અસર થઈ ગઇ, કેમકે જે છોકરા માટે તે એટલા બધા જોખમમાં પડી હતી, તે છોકરો તે પોતેજ હતો; તેણે તરતજ તે પોતાની મા છે, એમ કહ્યું અને તેણીને પગે પડયો; બાકીનો હેવાલ સેહેલાઈથી ધારી શકાશે; પેલા બંધીવાન લડવૈયાને છુટો કરવામાં આવ્યો, અને તેઓ બધાં પ્યાર, દોસ્તી અને ફરજથી ઉપજતું સઘળું સુખ ભોગવવા લાગ્યાં." આ પ્રમાણે હું મારી છોકરીને ગમત આપવાનાં પ્રયત્નો કરતો. પણ તે પુરતા ધ્યાનથી સાંભળતી નહીં કારણ કે બીજાઓ માટે તેણીને આગળ જે દયા ઉપજતી, તે હાલ સઘળી તેણીના પોતાના દુખોમાંજ રોકાયલી હતી, તેથી તેને કોઇ પણ રીતે ચેન પડતું નહોતું; માણસોમાં તેણીને તિરસ્કારની બીક રહેતી હતી, અને એકાંતમાંતો માત્ર ચિંતાજ થયાં કરતી; આવી તરેહનાં તે દુખ ભોગવતી હતી, તેવામાં અમને એવી ખબર મળીકે "મિસ્ટર થોર્નહીલ" "મીસવીલમોટ" જોડે પરણવાનોછે. અને જો કે તે દરેક તકે મારી પાસે તેણીની ખુબસુરતી તથા દોલત માટે ધિક્કાર બતાવતો, તો પણ મને હમેશાં શક રહેતો કે તે તેણીને માટે ખરેખરો પ્યાર ધરાવેછે; પણ આ ખબરથીતો બિચારી "ઓલીવીઆના" દુઃખમાં વધારો થયો; આવું હડહડતું પતિવ્રતભંગ સહન કરવાની તેણીમાં હિમ્મત નહોતી; તો પણ મેં વધારે પક્કી ખબર મેળવવા માટે ધરડા "મિ. વિલમોટને" ત્યાં મારા છોકરાને તે અફવા ખરી છે કે કેમ તે જાણવાને તથા મારા કુટુંબમાં "મી. થોર્નહીલની" વર્તણુંકની હકીકત વિષેનો કાગળ "મીસ વિલમોટને" આપવાને મોકલી,

‡સ્વર્ગ સુખની આશા.

જો બને તો તેની ધારણામાં ભંગ પાડવાનો મેં નિશ્ચય કર્યો; મારી સૂચના મુજબ મારો છોકરો ગયો, અને ત્રણ દિવસમાં તે વાત સત્યછે, એવી ખાત્રી કરી પાછો વળી આવ્યો. પણ "મી. થોર્નહીલ" તથા "મિસ વિલ્મોટ" ગામડામાં ફરવા ગયાં હતાં; તેથી પેલો કાગળ તેણીને રૂબરૂ આપવાનું અશક્ય હોતાં, તેણીને ત્યાં મૂકી આવ્યો હતો; તેણે કહ્યું, "તેઓ થોડાજ દિવસમાં પરણવાનાં છે, કેમકે હુ ત્યાં ગયો તેથી આગલે રવીવારેજ છ યુવાન તરૂણીઓ સહીત "મિસ વીલમોટ" અને તેટલાજ ગૃહસ્થ સહીત "મી. થોર્નહીલ" એકઠાં મળી ભપકાબંધ રીતે દેવળમાં ગયાં હતાં. તેઓના આવતાં લગ્નને લીધે તે પ્રદેશમાં ખુશાલી થઇ રહીછે, અને તે પ્રદેશમાં ઘણા વર્ષ સુધી નહીં જોવામાં આવેલ, એવા ભારે રસાલા સહીત તેઓ ઘણું કરીને સાથે બહાર ફરવા નીકળેછે. બને કુટુંબના બધાં જણ ત્યાં આવ્યાંછે, તેમાં મૂખ્ય તે સ્કાયરનો કાકો "સરવિલીયમ થોર્નહીલ" જેની આવી સારી આબરૂછે તે પણ ત્યાં હતો અને આનંદોત્સવ તથા ઉજાણી સિવાય ત્યાં બીજું કંઇ જોવામાં આવતું નહોતું; તે પ્રદેશના બધા લોકો તે કન્યાની ખુબસુરતી અને પેલા વર રાજાના સુંદર શરીર ને વખાણતા હતા; અને કહેતા હતા કે તેઓ બને એક બીજાને બહુ ચાહેછે. અને છેલ્લે હું પોતે પણ મિ. "થોર્નહિલને" દુનિયામાં સુખી માણસ ગણવા વિના રહી શકતો નથી;"

મેં જવાબ આપ્યો, "ભલે જો તે સુખી થઇ શકતો હોય તો તેને થવા દો, પણ મારા પુત્ર, તું જો કે આ ઘાસનું બિછાનું, નહિ છવાયલું છાપરૂં, પડી ગયેલી ભીંતો, અને શરદ જમીન જુએછે, અને મારૂં આ શરીર આગથી અશક્ત થઇ ગયુંછે, અને મારી આસપાસ મારાં છોકરાં રોટલા માટે રડેછે, અને મારી પુત્રી તું પણ આ બધું ભોગવવા આવી છે, તોપણ આવી જગામાં એક એવો *માણુસ નીકળશે કે, આખી દુનિઆનું રાજ્ય મળે તોપણ પોતાની સ્થીતિ તેની સાથે અદલબદલ કરવા ચાહાશે નહીં; અરે મારાં છો-

* વીકાર પોતેજ.

કરાં, જો તમે માત્ર તમારાં પોતાના અંતઃકરણની લાગણી મુજબ વર્તશો, અને અંતઃકરણથી ઉપજતા સંતોષનો સ્વાદ ચાખશો, તો તમને નકામા પુરૂષોની સુંદરતા તથા ભપકાની કશી ગણના રહેશે નહિ; ઘણું કરીને બધા લોકો એમ કહેછે કે, આ જીંદગી એક રસ્તોછે, અને આપણે પોતે મુસાફર છીએ; આ મુકાબલામાં હજુ એટલો સુધારો કરી શકાય કે જે મુસાફરો ઘર તરફ જાયછે, તેની માફક ભલા માણસો હમેશાં શાંત અને આનંદી હોયછે, અને પાપી માણસો દેશવટે જનારા મુસાફરોની માફક કોઇ કોઈ વખતેજ સુખી થાયછે.” મારી છોકરી આ ખબરના નવા સંકટથી એટલી બધી ગભરાઇ ગઇ કે તેનાપર દયા આવતાં, હું મારે જે કહેવાનું હતું તે કહી શક્યો નહીં; પણ તેણીને ટેકો આપવાને, મેં તેણીની માને કહ્યું. અને પછી થોડા વખતમાં તે સચેત થઇ તે વખતથી તે વધારે શાંત જણાઇ; અને મેં ધાર્યું કે તેણીએ હવે નવી દૃઢતા પકડીછે; પણ હું આ ઉપરના દેખાવથી ઠગાયો હતો; કેમકે ( આ શાંતી કંઇ ખરે ખરી નહોતી પણ ) એ તો તેણીના હદ ઉપરાંત ગયેલા જુસ્સાનો પ્રત્યાઘાત હતો; મારી ધર્માદા જાગીરના માયાળુ લોકોએ જથ્થાબંધ ખોરાક મને પરોપકારબુદ્ધિથી મોકલાવ્યો હતો, તેથી મારા કુટુંબના બાકીના માણસોમાં નવો આનંદ ફેલાવા લાગ્યો; અને તેઓને વળી ફરીથી આનંદી તથા સુખી જોઇને હું કંઈ નારાજ થયો નહીં; કારણ કે જે દિલગીરીની તેમને અસર નહોતી, તેના દબાણ તળે તેમને રાખવાને કે ન મળે એવી ગમગીનીથી શોચ કરવાને, તેમના આનંદમાં ભંગ પાડવો એ અયોગ્ય હતું; તેથી અમે વળી આગળની માફકજ વાતચિત તથા ગાયન ચલાવવા લાગ્યા; અને વળી મારા નાના ઘરમાં ખુશાલીનો વાસ થઇ રહ્યો.

---

# પ્રકરણ ૨૪ મું.

## નવી આફ્તો.

બીજે દિવસે સવારે તે ૠતુમાં ભાગ્યેજ જોવામાં આવે એવી ગરમીથી સૂર્ય ઉગ્યો, તેથી અમોએ પેલા રળિઆમણા ખુશબોદાર ફળથી ઘેરાયલા ઘાસના તખ્તાપર સાથે મળી ખાણું ખાવાનું ઠરાવ્યું. અમે ત્યાં બેઠાં હતાં તે વારે અમારી આસપાસ ઝાડોપર પક્ષીઓ મધુર સ્વરથી કલ્લોલ કરતાં હતાં, અને મારી દરખાસ્તથી મારી છોડી પણ ગાયન કરવા લાગી. મારી ગરીબ "ઓલીવીઆને" મી. "થોર્નહીલ" સાથે પહેલ વહેલી આજ જગોએ મુલાકાત થઇ હતી તેથી દરેક વસ્તુ તેનું દુઃખ સંભારી આપવામાં લાગી. "પણ **જે દિલગીરી મનરંજન વસ્તુઓથી ઉત્પન્ન થાયછે, અથવા તો ગાયનના મધુર સ્વરથા જાગૃત થાયછે, તે દિલગીરી હૃદયને પીડવાને બદલે શાંતિ આપેછે.**" આ પ્રસંગે તેણીની મા પણ ખેદ યુક્ત ખુશી અનુભવવા લાગી, અને તેને આંસુ આવ્યાં તથા પોતાની પુત્રી પ્રત્યે આગળના જેવો પ્યાર ઉત્પન્ન થયો. તે બોલી "મારી સુંદર "ઓલીવીઆ", તું પણ ગાયન કર અને તારા બાપાને જે કરૂણારસવાળું ગાયન પસંદછે તે ગા. તારી બેન "સોફીઆ" કયારની અમારી પાસે ગાયછે; માટે બાપુ, તું પણ ગા, એથી તારા બાપા ખુશી થશે." તેણીએ એવી તો અસરકારક રીતે ગાયન કર્યું, કે મારૂં હૃદય તદન પીગળી ગયું.

### ઈંદ્રવિજયછંદ.

પ્યાર તણી કુડી બાજી રચી, નર પાજી કદિ કોઈ નાર ફસાવે;
છેલ બની છળ ભેદથી છેતરી, રંગ રમી પછી નેહ નસાવે.
જંતર મંતર જાદુ કર્યો પછી, અંતર તાપની ચેહ ખસાવે;
દોષ હરિ દિલગીરી કરી પરી, યુક્તી કશી? દિલ શાંતિ વસાવે.
આશકને મન એશ થયો, નવલેશ ધરે મન શોચ કે હાની;
નારિ બિચારીની લાજ ઘટે, જગ યારી રહે નવ છેકજ છાની.
છોરી છકેલ છિનાળી ગણે સહૂ, પાપની વાત નક્કી નહિ નાની;

એ દુખ નારીનું પાપ નિવારવા, રીત બતાવ અરે કવિ જ્ઞાની.

### સોરઠો.

"સમાંવવા પરિતાપ, શાસન કરવા યારને;
નવ છુટે એ પાપ, દેહ ત્યાગ કરવા વિના."

તે છેલ્લી કડી ગાતી હતી, તેવારે દિલગીરીથી તેનું હૃદય ભરાઈ આવ્યાથી ગાતાં ગાતાં તેણીનું અચકાતું બહુજ અસરકારક હતું; પણ એટલામાં મી. "થોર્નહીલનો" રસાલો દૂરથી દેખાયો જેથી અમો બધાં ચોંક્યાં, પણ મારી છોકરીની બેચેનીતો, તેથી બહુજ વધી. તેણી તેનાથી દૂર રહેવા માટે, પોતાની બહેન સહીત ઘર તરફ જતી રહી. થોડી મિનિટમાં તે ગાડીપરથી ઉતરી હું હજુ જ્યાં બેઠો હતો, ત્યાં કને આવ્યો અને પોતાનો હમેશનો ઘરવટનો દેખાવ રાખી તેણે મારી તબીયત વીશે પુછ્યું. મેં જવાબમાં કહ્યું, "સાહેબ, આ આપનું નિર્લજપણું તો માત્ર આપના સ્વભાવનું વધારે નીચપણું બતાવેછે; અને એવો પણ વખત હતો કે, જ્યારે તમારા આવી રીતે મારી પાસ આવવાના નિર્લજપણા માટે હું તમોને શિક્ષા આપત; પણ હમણાં તો તમો નિર્ભય છો; કારણ કે અવસ્થાએ મારા જુસ્સા નરમ પાડી દીધા છે અને મારો ધંધો પણ તેમને દબાણમાં રાખેછે."

તેણે જવાબ આપ્યો, "મારા પ્યારા સાહેબ, હું સોગન પૂર્વક કહુંછું કે હું તો આ બધી વાતથી અજાયબ થાઉંછું, અને એનું કારણ શું છે, તે પણ સમજી શકતો નથી. મને આશા છે કે તમારી છોકરીની મારી સાથે હાલ તરતમાં કાયેલી સહેલ માટે તો, તમે કંઇ ખોટું નહિ ધારતા હો."

મેં કહ્યું, "જા, દુષ્ટ, તું એક તુચ્છ અને દરેક રીતે જુઠો છે, અને તારૂં અતિ નીચપણુંજ તને મારા ગુસ્સામાંથી બચાવે છે. જો કે મારા કુળનો આદમી આટલું બધું કદી સાંખે નહિ, તોપણ અરે નીચ, તેં તો એક ગરિબ પ્રાણીને આખી જીંદગી લગી કંગાલ બનાવી છે, અને જે કુટુંબના વારસા માટે માત્ર આબરૂજ હતી, તે કુટુંબને તેં કલંકિત કર્યું છે."

તે જવાબમાં, બોલ્યો "જો તેણીએ અથવા તો તમોએ દુઃખી થવાનોજ નિશ્ચય કર્યો હોય, તો પછી મારો ઉપાય શો ચાલે ? નહિ તો હજુ તમો સુખી થઇ શકો એમ છે; અને તમે મારે માટે ગમે તેવો વિચાર રાખતા હો, તોપણ હુંતો તમારા સુખને માટે જોઇતી મદદ કરવા હમેશ તત્પર થઇ રહીશ. આપણે તેણીને તરતમાં બીજા કોઇ જોડે પરણાવી શકીશું; અને વળી વધારે લાભ તો એ છે કે, તે પોતાના યારનો ( મને ) પણ હજુ રાખી શકશે; કેમકે હું સોગન ખાઇને કહુંછું કે હું તેણીને હમેશાં ખરેખરા પ્યારથી ચાહ્યા કરીશ."

આ ભ્રષ્ટ માગણીથી મારો સઘળો જુસ્સો ચડી આવ્યો, કેમકે મોટાં સંકટ તળે હજુ મન શાંત રહી શકે, પણ થોડીક હરામખોરી ગમે ત્યારે દિલપર અસર કરી લોહી તપાવી દેછે. મેં કહ્યું, "અધમ, તું અહીંથી નીકળ અને અહીં તારી હાજરીથી મને અપમાન નહિ પહોંચાડ. જો મ્હારો બહાદૂર પુત્ર ઘેર હોયતો, આટલું સાંખે નહિ. પણ હુંતો ઘરડો, અશક્ત અને દરેક રીતે પાયમાલ થઇ ગયેલો છું."

તેણે કહ્યું, "મને જણાય છે કે મેં ધાર્યું હતું તેના કરતાં વધારે કડવા શબ્દો વાપરવાની મને ફરજ પાડવાનો તમારો વિચાર લાગેછે. માટે મેં મારી દોસ્તીથી તમને શું લાભ થવાના છે, તે જણાવ્યું ત્યારે હવે મારા ગુસ્સાથી શું પરિણામ આવશે તે પણ જણાવવું જોઈએ. તમારૂ તરતનું લખત જે મેં મારા વકીલના નામપર બદલાવ્યું છે, તે હવે પૈસાની સખ્ત ઉઘરાણી કરેછે, અને હું પોતે પણ હાલ થોડાક ખરચમાં છું, તેથી આવતા લગ્ન પહેલાં તેને પૈસા આપવા પણ મુસ્કેલ છે. પણ હું તેમને પૈસા નહિ આપું તો તે તમારાપર ફરીઆદ માંડ્યા વિના રહેશે નહિ. અને મારો કારભારી પણ ભાડા માટે તામીલ બજાવવાની વાત કરતો હતો, અને એવા કામોમાં તો હું વચ્ચે પડતો નથી, તેથી તે પણ ખચિત્ત પોતાની ફરજ બજાવ્યા વિના રહેશે નહિ. તોપણ હજુ હું તમારી સેવા બજાવવા ખુશી છું, અને "મીસવીલ્મોટ" સાથે તરતમાં મારાં લગ્ન

થવાનાં છે ત્યાં તમને તથા તમારી છોકરીને હું તેડી જવા ઇચ્છુંછું; અને મારી પ્રિય "આરએલાની" પણ એ માગણીછે માટે તેને તમે ના પાડશો નહિ, એવી હું આશા રાખુંછું.

મેં જવાબ વાળ્યો, "મી. થોર્નહીલ," આ હું તને છેલ્લીવાર કહુંછું કે, તારા લગ્ન વિષે તો મારી છોકરી શિવાય કોઇની સાથે હું કબુલ રાખીશ નહિ; અને તારી દોસ્તીથી મને કદાચ રાજ્ય મળતું હોય અથવા તો તારી ગેરમહેરબાનીથી મને મરવું પડે, તોપણ તે બન્નેને હું તુચ્છ ગણુંછું. તેં મને એકવાર દુઃખદાયકરીતે તથા અસાધ્યરીતે ઠગ્યો છે. મેં તારા પ્રમાણિકપણા પર વિશ્વાસ રાખ્યો, પણ એતો નીચપણું નિવડયું. માટે હવે તારે મારી દોસ્તીની કદી પણ આશા રાખવી નહિ. તેથી જા, અને તારાં ભાગ્યે મળેલ સ્વરૂપ, પૈસો, તનદુરસ્તી અને આનંદ ભોગવ, અને ભલે મારી પાસે તંગી, દૂષણ, રોગ, તથા દિલગીરી રહેવા દે. પરંતુ હું ગમે તેવી કંગાળ સ્થિતિમાં આવી પડયોછું—તોપણ મારૂં અન્તઃકરણ પોતાનો મર્તબો નહિ છોડે; અને મારી હું તને બક્ષુંછું તોપણ તારા તરફ ધિક્કારથી જોયા વગર હું નહિ રહું."

તેણે પ્રત્યુત્તર વાળ્યો, "જો એમજ છે, તો યાદ રાખજો કે, આ તમારી ઉદ્ધતાઇનાં ફળ હું તમોને ચખાડીશ અને આપણે જોઇશું કે ધિક્કારને પાત્ર કોણ ગણાયછે, હું કે તું;" એમ કહી તે એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.

મારી સ્ત્રી તથા પુત્ર જે આ મુલાકાત વખતે હાજર હતાં તેમને આથી ઘણી બીક લાગી, અને મારી છોકરીઓ પણ તેને ગયેલો જોઇ, અમારી વાતચિતનું શું પરિણામ આવ્યું હતું, તે જાણવાને આવી, અને જ્યારે તેઓએ તે જાણ્યું, ત્યારે તેઓને પણ તેટલીજ બીક લાગી. પરંતુ મને તો તે દ્વેષને લીધે તેનાથી બને તેટલું નુકશાન કરે, તેની કંઇ દરકાર નહોતી. ઘા તો તેણે આગળથીજ કર્યો હતો, એટલે હવે તે ઘા ગમે તેટલીવાર આવે તેને અટકાવવાને એક લડવાનું હથિઆર, જે ગમે તેમ ફેંકાય, પણ તેની અણી દુશ્મન તરફજ વળે તેની માફક સજ થઈ બેઠો.

અમને તરતજ જણાયું કે, અમને જુઠી દેહશત બતાવવામાં નહોતી આવી. કારણકે બીજી સવારેજ તેનો મુનીમ મારૂં એક વર્ષનું ચડેલું ભાડું, જે આગળ જણાવેલી ઉપરાઉપરી આફતોને લીધે મારાથી ભરાયું નહોતું, તે લેવાને આવ્યો. પણ હું તેને તે આપી શક્યો નહિ, એટલે સાંજરે તેણે મારાં ઢોરાં હાંકી લેઈ જઈ, તેમનો આંક અપાવી બીજે દિવસે તેમની અડધી કિમતે તેમને વેચી નાખ્યાં. તેથી મારી સ્ત્રી તથા છોકરાંઓએ, કેટલીક પાયમાલી સહન કરવા કરતાં, ગમે તે સરતે સમાધાની કરવાને આગ્રહ કર્યો. તેમણે તો તેને અમારે ત્યાં ફરીથી આવવા જવા દેવાની છુટ આપવાને આજીજી કરી. અને જે દુઃખો મારે વેઠવાં પડશે, જેવાંકે હાલ જેવી શખ્ત ૠતુમાં કેદખાનાંનો ત્રાસ, અને તેની સાથે વળી આગથી ઉપજેલા તરતના અકસ્માતને લીધે મારી તનદુરસ્તીને નુકશાનકારક જોખમ એ વિગેરેનું કંઇક અતિશયોક્તિ ભરેલું મિશ્ર બ્યાન આપવામાં, તેઓએ પોતાની થોડીઘણી જે વાક્ય ચાતુરી હતી, તે વાપરી પણ હું તો જરાપણ ચળ્યો નહિ.

મેં કહ્યું, "કેમ, મારાં વ્હાલાં, જે વાત વ્યાજબી નથી, તે કરવાને મને સમજાવવા માટે તમે આટલો બધો યત્ન શા માટે કરોછો? તેને માફ કરવાની હું મારી ફરજ સમજુછું, પણ તેની વર્તણુક વ્યાજબી ગણવાને મારૂં અન્તઃકરણ હા પાડતું નથી. શું તમે એમ ચાહોછો કે જેને મારૂં અન્તઃકરણ અંદરથી ધિક્કારેછે, તેનાં બહારથી હું વખાણ કરૂં? કે શું દુષ્ટ ચંડાળ જેવાની મુંગે મોઢે બેઠો બેઠો ખુશામત કરૂં, અને "કેદખાનામાંથી મુકત રહેવા માટે કેદખાના કરતાં પણ વધારે પીડાકારક અન્તઃકરણની તીવ્ર વેદના હમેશને માટે સહન કર્યા કરૂં? અરે નહિ, કદી નહિ. આપણને જો આ ઘરમાંથી કહાડી મૂકવામાં આવે, તોપણ આપણે સત્યતાને વળગી રહીશું. તો આપણને ગમે ત્યાં મોકલવામાં આવે, ત્યાં પણ આપણાં અન્તઃકરણ ખુશાલી અને હિમત્તથી ભરેલાં હોતાં, આપણને તે જગા પણ રમણીય જણાશે.

આ પ્રમાણે અમે તે સાંઝ ગાળી. રાત્રે બરફ જથાબંધ પડયો હતો, તેથી બીજે દિવસે સવારે વહેલો મારો છોકરો બરફ દૂર કરી

બારણા પાસેથી રસ્તો ખુલ્લો કરવા લાગ્યો. આ પ્રમાણે કામ કરતાં હજુ તેને થોડોજ વખત થયો, એટલામાં તે ફિકકે ચેહેરે અંદર આવ્યો. અને બોલ્યો કે "બે નવા આદમી જે મને ન્યાયાધિકારીઓ જેવા જણાયછે તે આપણા ઘર તરફ આવેછે." તે બોલી રહ્યો તેટલામાં તો તેઓ ત્યાં આવ્યા, તથા પહેલાંથીજ મને પોતાનો ધંધો તથા હાલના તેમનાં કામ વિષે જણાવી, જ્યાં હું સૂતો હતો ત્યાં મારી પથારીપર આવી મને કેદ કર્યો, અને તે પ્રગણાનું કેદખાનું જે ત્યાંથી અગિઆર માઇલ દૂર હતું, ત્યાં તેમની સાથે જવા તૈયારી કરવાનો મને હુકમ કર્યો..

મેં કહ્યું, "દોસ્તો, મને કેદખાને લઇ જવા માટે તમે બહુ સખ્ત હવામાં આવેલાછો, અને હમણાં તો તે મારે વાસ્તે ખાસરીતે કમબખ્તીવાળું છે. કેમકે હાલ તરતમાં મારો હાથ ત્રાસદાયકરીતે દાઝેલો છે, અને તેથી મને થોડો ઘણો તાવ પણ આવી ગયોછે. તેમ મારી પાસે પહેરવાને પૂરતાં કપડાં પણ નથી, અને આવા ઉંડા બરફમાં એટલે દૂર ચાલવાને હું ઘરડો તથા બહુ નબળો થઈ ગયોછું, પરંતુ તેમ કર્યાવિના છુટકોજ ન હોય તો પછી"—

પછી મેં મારાં સ્ત્રી છોકરાં તરફ નજર ફેરવી તેમને જે થોડો ઘણો સામાન હતો તે એકઠો કરવાને કહ્યું તથા ત્યાંથી તરત નીકળવાની તૈયારી કરવા કહ્યું. વળી મેં તેમને તાકીદ રાખવા તથા મારી મોટી છોડી જે આ બધી વિપત્તિનું કારણ પોતાને સમજતી હતી, તેથી તેને મૂર્છા આવી ગઇ હતી, અને જેણે બેભાનપણામાં પોતાનું દુઃખ વિસારી દીધું હતું, તેને મદદ કરવાને મારા છોકરાને જણાવ્યું, અને હું મારી સ્ત્રીને હિમત્ત આપવા લાગ્યો. તે ફિકે ચહેરે તથા ધ્રુજતાં ધ્રુજતાં અમારાં ગભરાયલાં નાનાં બાળકો, જે નવા માણસો તરફ જોવાને બીતાં હતાં, અને તેથી છાનાંમાનાં આવી તેણીની છાતીને બાઝી પડ્યાં હતાં, તેમને બાથમાં લેઇ બેઠી હતી. આ વખતના દરમ્યાનમાં મારી નાની છોડીએ અમારા જવા માટે તૈયારી કરી, અને તાકીદ કરવાની તેણીને કેટલીક વખત સૂચના મળતાં, આશરે એકાદ કલાકમાં અમો જવા માટે તૈયાર થઈ રહ્યાં.

---

# પ્રકરણ ૨૫ મું.

**કોઇપણ સ્થિતી ગમે તેવી દરિદ્ર જણાતી હોય, તેમાં પણ કંઇ ને કંઇ દિલાસા ભરેલું નીકળી આવેછે.**

અમે શાંતિ ભરેલા પડોશને છોડી હળવે હળવે ચાલતા થયા. મારી મોટી છોકરીને ઝીણો ઝીણો તાવ આવતાં તેનું શરીર ઘસાઈ જવાથી, તે નબળી પડી ગઈ હતી, તેથી પેલા અમલદારમાંના એકે મહેરબાનીની રાહે તેણીને ઘોડાપર પોતાની વાંસે લીધી, કેમકે આ બે માણસોમાંથી પણ દયાની લાગણી હજુ તદન નાબુદ થઈ ગઇ નહોતી. મારાં નાનાં છોકરાંમાંના એકને મારો મોટો છોકરો અને બીજાને મારી સ્ત્રી આંગળીએ વળગાડી દોરી ચાલતાં હતાં, અને હું મારી નાની છોકરીને અઢેલીને ચાલતો હતો, જે પોતાના દુ:ખ માટે નહિ, પણ મારા દુ:ખ માટે અશ્રુપાત કરતી હતી.

અમો જેવારે અમારા જુના રહેઠાણથી આશરે બેએક માઇલ આવ્યાં, તેવારે મારા ગરિબમાં ગરિબ આશરે પચાશેક ધર્મ શિષ્યોનું એક ટોળું, દોડતું, ધાંટા પાડતું અમારી વાંસે આવતું અમે જોયું. તેઓએ ભયંકર શ્રાપો આપતાં આપતાં પેલા બે અમલદારોને પકડ્યા. અને તેઓ જ્યાંસૂધી પોતાના શરીરમાં લોહીનું એક પણ ટીપું હશે, ત્યાંસૂધી પોતાના ધર્મગુરૂને કેદખાનામાં લઈ જવા દેશે નહિ, એવા સોગન ખાઈ પહેલા બે જણપર સખ્તિ વાપરવા જતા હતા, ત્યારે જો મેં તરતજ વચ્ચે પડી તેઓને પેલા ક્રોધાયમાન ટોળાંના હાથમાંથી બચાવ્યા ન હોત, તો નક્કી તેમનું ખુન થાત. મારાં છોકરાંઓએ હવે મારો છુટકારો નક્કી થશે એવું જાણ્યું. તેઓ અત્યંત ખુશી થવાથી તેમનો હર્ષ ઉભરાઈ જવા લાગ્યો. પરંતુ પેલા ગરિબ ભોળવાયલા લોકો જેઓ મને ઉપકાર કરવા આવ્યા હોય એમ ધારતા હતા તેઓને મેં બોધ આપ્યો તે સાંભળીને તેઓને પોતાની ભૂલ માલૂમ પડી.

મેં કહ્યું, "શું, મારા દોસ્તો, તમે મને ચાહાઓછો, તે આવી રીતે કે? મેં તમોને દેવળમાં બોધ આપ્યો હતો, તે આવી રીતે

પાળોછો કે? આવી રીતે ઇનિસાફની વિરૂદ્ધ વર્તી મારાપર તેમજ પોતાપર આફ્ત ખેંચી લેવી! તમારો આગેવાન કોણ છે? બતાવો જોઇએ, તમને કયા માણસે ભોળવ્યા છે? તેણે ખચિત્ત જાણવું કે, હું તેનાપર ગુસ્સે છું. અફસોસ! મારા ભોળવાયલા શિષ્યો, જાઓ; ઈશ્વર, દેશ અને મારા પ્રત્યેની તમારી ફરજને તમો વળગી રહો. હું હજુપણ વખતે, વધારે સારી સ્થિતીમાં એક દિવસ તમને મળીશ; અને તમારી જીંદગી વધારે સુખી કરવાને મદદ કરીશ. પણ એટલો તો દિલાસો મને મળવોજ જોઈએ કે જ્યારે હું મારા શિષ્યોને પરમેશ્વર હજુર અમરપણું મળવા માટે રજુ કરૂં, ત્યારે અહ હાજર થયેલામાંનો કોઈ પણ રહી જાય, એમ થવું ન જોઇએ." (એટલે કે તેણે દુનિયામાં એવી રીતે વર્તવું ન જોઇએ કે તેને અમરપણું મળી ન શકે.)

હવે તેઓ બધા તદન પશ્ચાત્તાપ કરવા લાગ્યા. અને આંસુ પાડતા એક પછી એક મને સલામ કરવા આવ્યા. મેં દરેકની સાથે માયાથી હાથ મેળવ્યો. અને તેમને આશીર્વાદ આપી, કંઇપણ વધારે અડચણ અનુભવવા વગર આગળ ચાલ્યો. રાત પડવાના થોડો વખત અગાઉ અમે તે શહેરમાં પહોચ્યાં.—શહેર નહિ પણ ગામડું કહેવું, વધારે દુરસ્ત છે, કેમકે તેમાં માત્ર થોડાં નાનાં ઘર હતાં; તેનો આગળનો દિમાગ જતો રહ્યો હતો. અને તુરંગ વિના તેની પ્રાચીન જાહોજલાલીનું કંઈ પણ ચિન્હ રહ્યું નહોતું. તે ગામડામાં પહોચતાં અમે એક હોટેલમાં ઉતારો કર્યો, જ્યાં તરતમાં મળી શકે એવો નાસ્તો લેઈ મેં મારા કુટુંબ સાથે હમેશના આનંદથી વાળું કર્યું. પછી તેઓને રાત્ર માટે પુરતી સગવડ કરાવી આપી. હું પેલા કોટવાળના માણસ સાથે કેદખાનામાં ગયો. તે મકાન આગળ લડાઇના કામ માટે બાંધવામાં આવ્યું હતું, અને તેમાં એક મોટો ખંડ હતો, જે ફરસબંધી તથા લોઢાના મજબુત સળીઆ બંધ હોતાં, દિવસમાં કેટલાક અમુક કલાકે દેવાદાર તથા ગુન્હેગાર કેદી બન્નેના સામાન્ય ઉપયોગ માટે, છુટો મૂકવામાં આવતો હતો. એ શિવાય દરેક કેદીને પોતાની કોટડી હતી, જેમાં તેને રાત્રે પુરી રાખતા.

અહીં દાખલ થતાં મેં એમ ધાર્યું હતું કે દુઃખના જુદી જુદી તરેહના પોકાર, તથા વિલાપ વિના અહીં બીજું કંઈ નહિ હોય;પણ અહીં તો જુદીજ તરેહ હતી. બધા બંધીવાનો ઘોંઘાટ અને ખુશાલીમાં ચિંતાઓને ભૂલી જવાની સામાન્ય નેમમાં મચેલા હતા. આવા પ્રસંગે લેવાતી હમેશના દસ્તુર મુજબ તેમણે મારી પાસેથી મિઠાઈ માગી. અને મારી પાસે જે થોડા પૈસા હતા, તે લગભગ થઈ રહેવા આવ્યા હતા, તોપણ મેં તેમની માંગણી તરતજ કબુલ રાખી. એ પૈસાનો તરતજ દારૂ મંગાવવામાં આવ્યો, અને આખા કેદખાંનામાં, મસ્તી, તોફાન, હસાહસ અને ભ્રષ્ટતા ફેલાઈ ગયાં.

મેં મારા મનને પુછ્યું કે આવા પાપી માણસો કેમ આનંદ પામતા હશે, અને હું કેમ શોક પામુંછું. મારે પણ તેમના જેવું માત્ર કેદખાંનું ભોગવવાનું છે. અને હું ધારૂંછું કે મને તો ખુશી રહેવાનું વધારે કારણ છે.

આવા વિચારથી મેં આનંદી રહેવાને યત્ન કર્યો પણ યત્નથી કદી પણ આનંદ ઉપજતો નથી, કારણ તે યત્ન પોતેજ દુઃખ દાયક છે. તેથી હું કેદખાંનાના ખુણામાં દિલગીરી ભરેલી સ્થિતીમાં બેઠો હતો તેવારે એક બીજો કેદી મારી પાસે આવ્યો, અને મારી જોડમાં બેશી મારી સાથે વાતચીત કરવા લાગ્યો. મારી જીંદગીમાં મારો એવો નિયમ હતો કે કોઇપણ માણસની મારી સાથે વાતચીત કરવાની મરજી થાય તો તેને નાખુશી બતાવવી નહિ. કેમકે તે વાતચિત્ત સારી હોય તો, તેના જ્ઞાનથી મને ફાયદો થાય, અને જો તે ખરાબ હોય તો મારા જ્ઞાનથી તે માણસને ફાયદો થાય. આ માણસ તો મને વગર ભણેલો છતાં સારી સમજ વાળો, પક્કો અનુભવી, દુનિયાની બધી ખટપટથી વાકેફ હોય એવો, અને વાસ્તવીક રીતે કહેતાં, તે મનુષ્ય જાતની બધી લુચ્ચાઈ દોંગાઈથી જાણીતો હોય એવો જણાયો. તેણે મને પુછ્યું, "પથારી લાવ્યા છો કે કેમ"? આ બાબત મને તો પહેલાં સાંભરી પણ નહોતી.

તેણે કહ્યું, "અહીં તો ઘાસ વિના બીજું કશું પાથરવા મળતું નથી, ને તમારી કોટડી ઘણી મોટી તથા થંડી છે, તેથી તમે પ-

થારી નથી લાવ્યા એ બહુ ખોટું કર્યું. તેમ તમે વળી કંઇક ગૃહસ્થ જેવા જણાઓ છો, અને હું પણ એક વખત ગૃહસ્થજ હતો, માટે મારી પથારીનાં થોડાં કપડાં આપની સેવામાં હાજર કરૂંછું."

કેદખાનામાં પણ આવા માયાળુ માણસો મળી આવેછે એવો મારો અચંબો દર્શાવી, મેં તેનો ઉપકાર માન્યો અને હું એક વિદ્વાન છું એવું મેં નીચેના બોલવાથી તેને જણાવી આપ્યું. "અસલના એક ડાહ્યા માણસે કહ્યુંછે કે (મને મારો સોબતી આપો,પછી ભલે મારી પાસેથી આખી દુનિયા લઈ લ્યો). આથી દુઃખની વખતે સોબતીની ફરજ તે સમજતો હોય એમ જણાય છે. અને ખરેખર દોસ્તવિના તો દુનિયા એક ઉજડ વેરાન જેવી છે".

મારા બંધીવાંન સોબતીએ જવાબ આપ્યો, "સાહેબ, શું તમે દુનિયાની વાત કરોછો.? દુનિયા તો વૃદ્ધાવસ્થામાં આવીછે તોપણ હજુ જગદુત્પતિના સવાલથી બધા જમાનાના તત્વજ્ઞાનિઓ ગુંચવાઇ ગયાછે. જગદુત્પત્તિ વિષે તેઓએ કેવા ગુંચવણ ભરેલા વિચારો પ્રગટ કરેલા છે. "સેંકાનીએથન." "મેનીથો," "બેરાસસ,"અને "એસીલસલ્યુકેનસ" એ બધાએ વ્યર્થ પ્રયત્ન કર્યાછે. એમનો છેલો એમ કહેછે કે—

"મેં કહ્યું, "સાહેબ, આપની આટલી બધી વિદ્વતા વચ્ચે બોલવા માટે માફ માગુંછું પણ મને લાગેછે કે મેં બધુંએ આગળ સાંભળ્યુંછે. વારૂ મને એક વખતે, "વેલબ્રીજના" મેળામાં આપની મુલાકાત થઇ હતી કે નહિ.? અને આપનું નામ "એફ્રેમ જેનકિનસન ખરૂં કે નહિ. ?" આ કહેતાં તેણે માત્ર એક નિશાસો નાંખ્યો. "હું ધારૂંછું કે, તમે એક ડાકટર "પ્રીમરોઝ" જેની પાસેથી એક ઘોડો વેચાતો લીધો તેને ઓલખતા હશો. ?"

તેણે હવે મને એકદમ ઓળખ્યો કારણ કે અંધારી જગા અને રાત પડવાના વખતને લીધે પેહેલાં તે મારો ચહેરો ઓળખી શક્યો નહોતો. મી. "જેન્કીનસન" બોલ્યો, "હા સાહેબ, તમે મને બરાબર યાદ આવોછો, મેં તમારી પાસેથી એક ઘોડો વેચાતો લીધો હતો, પણ તેની કિમત તમને આપતાં ભૂલી ગયો. આવતી સેશન વખતે માત્ર એકજ ફરીયાદી તમારા પડોશી "ફ્લેમબરોની" મને બીક રાખ-

વાનીછે, કેમકે ખોટી હુંડી લખનાર તરિકે તે ખચિત મારા સામે સાક્ષી આપશે. અને સાહેબ, હું ખરેખર દિલગીર છું કે મેં તમને અથવા તો ગમે તે માણસને કોઈ વખત પણ ઠગ્યાં!" પછી તેણે પોતાની બેડી ભણી બતાવીને કહ્યુંકે "કારણકે તમે જુઓછો કે, મારી ઠગાઇને લીધે હું આ કેવી દશામાં આવી પડયોછું."

મેં જવાબ વાળ્યો, "વારૂ સાહેબ, બદલો મળવાની આશા વિના તમે મને મદદ કરવાની જે માયા બતાવી, તેના બદલામાં મી. "ફ્લેમ્બરોની" ફરીઆદ તદન દબાવી દેવાને યાતો તેને નરમ પાડવાને હું મારાથી બનતા યત્ન કરીશ. અને પહેલીજ જોગવાઇએ તે કારણસર હું મારા છોકરાને મોકલીશ, અને હું બેશક ધારૂંછું કે તે મારી માગણી મંજુર રાખશેજ. અને મારી પોતાની ફરીઆદ વિષેનો તમારે બેચેન રહેવાની કંઈ પણ જરૂર નથી."

તે બોલ્યો, "ભાઈ, આનો જે બદલો મારાથી બની શકશે તે હું ખુશીથી વાળીશ. આજ રાત્રે મારી પથારીના અર્ધથી વધારે ગોદડાં તમારી પાસે હાજર કરીશ, અને આ કેદખાનામાં (જયાં હું ધારૂંછું કે મારી કંઇક વગછે) ત્યાં હું તમારી દોસ્ત તરિકે બરદાસ કરીશ."

મેં તેનો ઉપકાર માન્યો. અને તેનો દેખાવ હાલ યુવાન માણસ જેવો બદલાઇ ગયો હતો. તે જોઇ આશ્ચર્ય પામવા લાગ્યો; કેમકે મેં તેને અગાઉ જોયો હતો ત્યારે તે ઓછામાં ઓછો સાઠેક વર્ષનો જણાતો હતો. તેણે કહ્યું, "સાહેબ તમો દુનિયાથી થોડાકજ વાકેફ જણાઓછો, તે વખતે તો મેં ખોટા વાળ ધારણ કર્યા હતા, અને મને સતરથી સીતેર વર્ષ સુધીની ગમે તે ઉમરનો દેખાવ ધારણ કરવાની કળા આવડેછે. અરે સાહેબ, હરામખોરી શીખવામાં મેં જે મહેનત લીધી છે, તેથી અરધી મહેનત જો મેં વેપાર શીખવામાં લીધી હોત તો હું આજ એક પૈસાદાર માણસ હત; અને જો કે હું હરામખોરછું તો પણ જ્યારે દોસ્તીની ભાગ્યેજ આશા રાખતા હશો, તે વરે તમારો હું દોસ્ત થઇ રહીશ."

દરોગાના માણસો આવતાં, હવે અમે વાતો કરતા અટકયા.

તેઓ કેદીઓનાં નામ બોલાવી, તેમને રાત્રને માટે પુરવા આવ્યા હતા. તેઓની સાથે વળી એક માણુસ મારી પથારી વાસ્તે ઘાસનો ભારો લાવ્યો હતો. તેમને અંધારાવાળા સાંકડા રસ્તામાંથી પેલા સામાન્ય ખંડની માફક એક ફરસબંધી કરેલ કોટડીમાં લઈ ગયો. ત્યાં એક ખૂણામાં મેં મારી ઘાસની પથારી પાથરી, તથા તેનાપર પેલા બંદીવાન દોસ્તે આપેલાં ગોદડાં પાથર્યાં; એ કામ થઈ રહ્યું એટલે મને અહીં લાવેલ માણુસ પૂરો સભ્ય હોતાં તેણે મારી સલામ કરી; અને હું મારૂં હમેશનું ધ્યાન કર્યાબાદ પરમાત્માની સ્તુતી કરી સૂતો અને સવાર પડતાં સૂધી તદન શાંતિથી ઉંઘી રહ્યો.

---

## પ્રકરણ ૨૬ મું.

### કેદખાનામાં સુધારો, કાયદા પૂર્ણ ગણાય, માટે તેમાં શિક્ષા સાથે ઈનામ પણ જોઇએ.

બીજે દિવસે વ્હેલી સવારે મારા કુટુંબે મને જગાડયો. તેઓ મારી પથારી પાસે રડતાં હતાં, તેથી મને જણાયું કે મારી કોટડીની આસપાસ અંધકાર જોઈ, તેઓ ગભરાયાં હશે. મેં તેમની દિલગીરી માટે નરમાશથી ઠપકો આપ્યો, અને તેમને ખાત્રી પૂર્વક કહ્યું કે હું એટલી બધી શાંતિથી અગાઉ ક્યારે પણ ઊંઘ્યો નહોતો. પછી મેં મારી મોટી છોકરી તેમની સાથે ન જોતાં તેમની ખબર પુછી. તેઓએ જણાવ્યું, "ગઈ કાલના થાક તથા બેચેનીથી તેણીને વધારે તાવ ચડી આવ્યો છે, તેથી તેને અહીં લાવવાનું અમને દુરસ્ત જણાયું નહિ." ત્યારબાદ મેં મારા મોટા છોકરાને મારા કુટુંબને રહેવા માટે એક બે ઓરડા જેમ બને તેમ જલદીથી તે કેદખાનાની નજદીકમાં લેવા માટે મોકલ્યો. તેણે જઇને તજવીજ કરી પણ માત્ર એકજ ઓરડો મળી શકયો, તે તેણે તેણીની મા તથા બેનો વાસ્તે સસ્તે ભાડે લીધો, અને તેને તથા તેના નાના ભાઇઓને દરોગાએ દયાની ખાતર, મારી પાસે કેદખાનામાં સુવા આવવાની જા આપી. તેથી તે કોઠડીના એક ખૂણામાં તેમને માટે પથારી

તૈયાર કરી; તે મારા ધારવા પ્રમાણે તેમને ઠીક સગવડવાળી હતી; તોપણ જે જગામાં તેઓને દાખલ થતી વખતે બીક લાગી હતી, તે જગામાં સુવાને તેઓની મરજી હતી કે નહિ, તે અગાઉથી પુછવાની મારી મરજી થઈ, તેથી મારા નાનાં છોકરાંઓને મેં પુછ્યું, "વારૂ, મારાં ડાહ્યાં છોકરાંઓ, તમારી પથારી તમને પસંદ છે કે? હું આશા રાખુંછું કે આ ઓરડો અંધારાવાળો છે, તેમાં સુવાને તમે ડરતાં નહિ હો."

"ડિક" કહ્યું, "ના, બાપા, તમે જ્યાં હો તે પછી ગમે તેવું ઠેકાણું હોય, તોપણ હું બીઉં નહિ."

અને "બીલ" જે હજુ ચાર વર્ષનોજ હતો, તે બોલ્યો, "અને મને તો મારા બાપા જે જગામાં હોય તે જગા બહુ ગમે છે."

ત્યારબાદ મારા કુટુંબને શું શું કામ કરવાનું હતું, તે મેં નીમી આપ્યું; મારી નાની છોડીને તેણીની મોટી બેનની બગડતી તબીયતની સંભાળ રાખવાને, ખાસ ભલામણ કરી; મારી સ્ત્રીને મારી ખીજમતમાં રહેવાને, અને મારાં નાનાં છોકરાંઓને મારી પાસે વાંચવાનું કહેવામાં આવ્યું. અને મારા મોટા છોકરાને મેં કહ્યું, "તારા માટે તો એ કામ છે કે, અમો બધાં તારી બીજી મહેનતપર ગુજરાન કરવાની આશા રાખીએ છીએ; તારી દિવસની રોજંદારીથી જે પૈસા આવશે, તે યોગ્ય કરકસરથી વાપરતાં આપણ બધાંનું ગુજરાન પુરતી રીતે અને સુખાકારીથી થઈ શકશે. તને હમણાં શોળ વર્ષ થયાંછે, અને તારામાં જોર પણ છે. જે મારા પુત્ર, તને બહુજ ઉપયોગી કામો માટે અપાયલું છે, કારણ તેથી તારાં નિરાધાર મા. બાપ અને કુટુંબીઓ ભૂખે મરતાં બચશે. માટે કાલનું કામ આજ સાંજરે શોધવા માટે તજવીજ કર, અને જે પૈસા તું કમાય તે દર રાત્રે આપણા ગુજરાન માટે લાવજે."

આ પ્રમાણે તેને સમજુત આપી અને બાકીનું બધું કામ પતાવી દઈ હું સામાન્ય કેદખાનામાં નીચે ગયો, જ્યાં વધારે જગ્યા તથા હવાનો લાભ લેવાય. પણ મને ત્યાં આવે ઘણીવાર ન થઇ, એટલામાં તો દરેક જગાએ ધિક્કાર, ભ્રષ્ટતા, અને ક્રુરતાના શબ્દોનો

વરસાદ વરસવાથી મારે પાછું મારી કોટડીમાં જવાની ફરજ પડી. અહીં હું આ કંગાળ લોકો જેઓ આખી મનુષ્ય જાતને પોતા તરફ દુશ્મનાઇ રાખતા જોઈ, પોતે આખી મનુષ્ય જાતના ભવિષ્યમાં શત્રુ થઈપડે, એને માટે તજવીજ કરતા હતા, તેઓની આ વિચિત્ર ઘેલચ્છા ઉપર વિચાર કરતો બેઠો.

તેઓની લાગણી નાબુદ થઈ ગયેલી જોઈ, મારા મનમાં અત્યંત દયા ઉત્પન્ન થઇ. અને તેમાં મારૂં પોતાનું દુઃખ પણ હું વિસરી ગયો, અને તેઓને સુધારવાનો યત્ન કરવો, એ મારૂં ફરજીત કામ હોય એવું મને જણાવા લાગ્યું. તેથી વળી ફરીથી તેમની પાસે જઈ, તેઓ ધિક્કારે તોપણ શિખામણ આપી, ખંતથી તેમને વશ કરવાનો મેં નિશ્ચય કર્યો. તે ઉપરથી તેઓની પાસે ગયો, અને મારી ધારણા "મી. જેન્કીનસનને" કહી સંભળાવી એટલે તે ખુબ હસ્યો, પણ તેણે તે વિષે બીજાઓને પણ જાહેર કર્યું; અને તે દરખાસ્ત ખુબ ખુશમિજાજથી કબુલ રાખવામાં આવી. કેમકે જે શખ્સોને હાંસી તથા છાકટાઈ વિના ગમત મેળવવાનો બીજો કંઈ ઉપાય રહ્યો નહોતો, તેમને આ એક ગમતનો નવો રસ્તો જણાવ્યો.

આથી મેં ખુલ્લા અવાજે પ્રાર્થનાનો કેટલોક ભાગ તેઓની આગળ વાંચી સંભળાવ્યો; અને તે પ્રસંગે મારા બધા શ્રોતાજનો તદન ખુશી માલમ પડ્યા; લંપટાઇની, છાની છાની વાતો, પશ્ચાતાપના ઢોંગી શોકજનક હાસ્યમય અવાજો, આંખના મિચકારા અને ઉધરસના ઠણકા ઉપરાઉપરી થતા હતા તેથી હસાહસ થતી હતી; તોપણ હું તો કુદરતી ગંભીરાઇથી વાંચ્યા કરતો હતો, કેમકે મને ખબર હતી કે મારા તેમ કરવાથી કોઈ એક પણ સુધરશે, પરંતુ તેઓથી તેમાં કંઇ બિગાડ થઇ શકશે નહિ.

વાંચી રહ્યા બાદ મેં બોધ આપવાનું શરૂ કર્યું. એથી પહેલાં તો મેં તેમને સુધારવાને બદલે ગમત આપવાને ધાર્યું હતું. પહેલાં મેં તેમને જણાવ્યું કે તેમ કરવામાં, મને તેમનું ભલું કર્યા શિવાય બીજી કશી મતલબ નહોતી, અને હું પણ તેઓના જેવોજ એક

કેદી હતો. વળી મેં તેઓને કહ્યું કે "હું એવા અપવિત્ર શબ્દો તમોને બોલતાં સાંભળી ઘણોજ દિલગીરછું કેમકે તેમ કરવાથી તમોને કંઇ મળતુ નથી, પણ તેથી તમોને ઘણો ગેરફાયદો છે." પછી હું બોલ્યો, 'મારા દોસ્તો તમે ખાતરીથી સમજજો કે દુનિયા તમારી દોસ્તીને ગમે તેટલી ધિક્કારે, તોપણ હું તો તમને મારા દોસ્ત ગણુંછું અને જો કે તમે એક દિવસમાં હજાર સોગનો ખાઓ તો પણ તેથી તમને એક પાઇ પણ મળતી નથી. ત્યારે તમે જાણોછો કે સેતાન તમારી સાથે કેવી નીચ રીતે વર્તે છે, છતાં પણ તેને દરેક ક્ષણે યાદ કરવામાં તમને શો ફાયદો છે? તમે જુઓ છો કે અહીં તેણે તમને થોડીક ગાળો બોલતાં શિખવ્યા, પણ તેથી કંઈ તમારૂં પેટ ભરાયું? અને મેં તેને વિષે ખરામાં ખરી વાત સાંભળી છે કે, બીજી દુનિયામાં પણ તેનાથી તમારૂ ભલું થવાનું નથી.

જો એક માણસ સાથે કામ પાડતાં આપણને નુકશાન થાય, તો સાધારણ રીતે આપણે બીજા પાસે જઇએ છીએ; ત્યારે બીજો જે કંઈ નહિ, તોપણ પોતા પાસે આવવાને મીઠાં વચનો આપેછે તે તમારી સાથે કેવી રીતે વર્તેછે, તે અજમાવવાને તેની પાસે જવું, તે શું તમને અવશ્ય નથી? ખરેખર, મારા દોસ્તો, જે કોઇ ઘર લૂટી રક્ષણ માટે પોલીસ પાસે જાયછે, તેના જેવો મૂર્ખ દુનિયામાં બીજો કોણ હશે? અને તમે પણ તેનાથી ડાહ્યા કેમ કહેવાઓ? તમે બધા, જેણે તમને ઠગ્યા છે, તેની પાસેથી આશ્રય માગો છો-ક્રુરમાં ક્રુર પોલીસ કરતાં પણ વધારે દૂષી (સેતાન) પાસેથી મદદ માગો છો. કેમકે પેલા તો માત્ર ફાંદામાં નાંખે અને પછી લટકાવે, પણ આતો ફાંદામાં નાંખી લટકાવે છે, અને એથી પણ બુરૂં શું છે કે, પ્રાણ નીકળી ગયા પછી પણ તમને છોડતો નથી?"

જ્યારે હું મારૂ ભાષણ કરી રહ્યો, ત્યારે મારા શ્રોતાજનોની મને શાબાશી મળી. તેમાંના કેટલાકે તો મારી પાસે આવી મારી સાથે હાથ મેળવ્યો, અને સોગનખાઇને કહ્યું કે હું એક ઘણો પ્રમાણિક માણસ છું. અને તેઓ મારી સાથે વધારે ઓળખાણ કરવાને ચહાયછે. એ ઉપરથી આવતે દિવસે પણ ભાષણ આપવા મેં વ-

ચન આપ્યું અને મને અહી પણ કંઇ સુધારો થવાની ખરેખર આ-શા આવવા લાગી, કારણકે મારો હમેશ એવો મત હતો કે **"કોઇ પણ માણસ સુધરી ન શકે એવો ખરાબ નથી. દરેક અન્ત:ક-રણપર ઘા કરનાર જો બરાબર નેમથી ઘા કરે, તો સુધારાના ઘાની અસર નક્કી થાય."** જ્યારે આવી રીતે મારા અન્ત:કરણ માં સંતોષ થયો, ત્યારે હું પાછો મારી કોટડીમાં ગયો. ત્યાં મારી સ્ત્રીએ થોડું ઘણું ખાવાનું કરી આપ્યું. અને મી. "જેનકીનસને" પોતાનું ખાણું અમારાં ખાણામાં ભેળવી દઈ અમારી સાથે ખાવાને તથા મારી વાતોની મોજ ભોગવવાને રજા માગી, ( જો કે મારી વાતો એવી સારી નહિ હોય, તોપણ તેણે એમ કહેવાની મેહેરબાની કરી. ) તેણે મારૂં કુટુંબ હજુ જોયું નહોતું, કેમકે પેલા આગળ ક-હેવાઈ ગયેલા સાંકડા રસ્તાથી તેઓ મારી કોટડીમાં આવતાં જેથી તેઓને સામાન્ય કેદખાનામાંથી આવવાની જરૂર નહોતી. માટે મી. "જેનકીનસન" મારી છોડીને પહેલીજ વખત જોતાં, તેણીની ખુબ સુરતી જે હાલે તેણીના દિલગીરી ભરેલા ચહેરાથી વધી હતી, તેથી દંગ થઈ ગયો, અને મારા છોકરા તરફ પણ તેનું ધ્યાન ખેંચાયા વગર રહ્યું નહિ.

તે બોલ્યો, "અરે અફસોસ, ભાઈ, આ છોકરાંઓ એવાં તો સુંદર છે કે આવી જગાને તેઓ બિલકુલ લાયક નથી."

મેં કહ્યું, "વારૂ. "મી. જેનકીનસન," હું પરમેશ્વરનો આભાર માનુંછું કે, મારાં છોકરાં જોઇએ તેવાં સદ્‌ગુણી છે, અને તેઓ સારી ચાલનાં છે, તો પછી તેઓ સુંદર હોય કે નહિ એ કંઈ જરૂરનું નથી."

મારા કેદી સોબતીએ કહ્યું, "સાહેબ, હું ધારૂંછું કે તમારી પાસે, આ તમારૂં નાનું કુટુંબ હોવાથી, તમને ઘણો દિલાસો મળતો હશે."

હું બોલ્યો, "મી. જેનકીનસન," દિલાસો? હા ખરેખર, તે એક દિલાસો છે, અને મને જો આખી દુનિયાનું રાજ્ય મળે, તોપણ હું તેમને મૂકું નહિ; કેમકે તેમને લીધે મને કેદખાનું પણ એક મહેલ જેવું જણાયછે, અને દુનિયામાં મારાં સુખને ખલલ પહોંચાડવાનો માત્ર એકજ રસ્તો છે કે તેમને દુ:ખ આપવું."

તે બોલ્યો, "ત્યારે તો મને ધારતી છે કે હું પણ કંઈક તકશીરવાન છું ખરો; કેમકે હું ધારૂંછું કે, પેલા અહીં બેઠેલા એક જણને (તે વખતે તે મારા છોકરા, "મોઝીસ," સામું જોવા લાગ્યો) મેં ઈજા કરી છે; અને તેની પણ માફી મળવાની હું આશા રાખુંછું."

મારા છોકરાએ અગાઉ તેને વેશમાં જોયો હતો તોપણ તરતજ તેનો સ્વર તથા ચ્હેરો ઓળખ્યાં; અને તેનો હાથ પકડી, મોં મલકાવી, તેને માફી બક્ષી, તે બોલ્યો, "તોપણ તમે મારા ચેહેરામાં એવું શું જોયું કે જેથી ઠગવા માટે તમે મને શોધી કાઢયો. એ ઉપર મને આશ્ચર્ય થયા વિના રહેતું નથી."

પેલાએ જવાબ આપ્યો, "મારા પ્યારા સાહેબ, તમારા ચેહેરાથી નહિ, પણ તમારા ધોળાં મોજાં અને તમારા વાળમાંની કાળી પટીથી હું લલચાયો. પણ એમાં તમારી ચતુરાઈને કંઈ શરમભરેલું નથી. કેમકે મેં મારા વખતમાં તમારા કરતાં ડાહ્યા માણસોને ઠગ્યા છે; તોપણ તેવી લુચ્ચાઇ છતાં, આખરે સાદા અને ભોળા માણસો મારા ઉપર ફાવી ગયા છે."

મારો છોકરો બોલ્યો, "હું ધારૂંછું કે આપ જેવાની જીંદગીનું વર્ણન ઘણુંજ બોધકારક તથા ગમત ભરેલું હશે."

"મી. જેનકીનસને" કહ્યું, "ના, ભાઇ, એ બન્ને બાબતો એમાં ઘણી નહિ હોય." **"જે હેવાલ માત્ર મનુષ્યજાતની લુચ્ચાઇ અને દુર્ગુણનુંજ વર્ણન આપેછે તે આ જીંદગીમાં આપણો અવિશ્વાસ વધારી આપણી ચઢતીમાં હરકતકારક થઈ પડેછે. જે મુસાફર દરેક સામા મળનાર આદમીમાં શક આણી જે માણસ લુટારા જેવો જણાય તેને જોતાંજ પાછો વળેછે તે પોતાની મુસાફરી ભાગ્યેજ પુરી કરેછે."**

"હું ખરેખર, મારા પોતાના અનુભવપરથી ધારૂંછું કે ઠગ એ દુનિયામાં સૌથી મૂર્ખમાં મૂર્ખ માણસ છે. હું નાનપણથીજ લુચ્ચો ગણાતો. જ્યારે હું માત્ર સાત વર્ષનો હતો, ત્યારે બાઇડીઓ કહેતી હતી કે હું એક નાનો પુરો પહોંચેલ માણસ છું. ચૌદ વર્ષે તો હું દુનિયાનો પાત્રરઘો થઇ ગયો; મારી ટોપીના ખુણા સરખા રાખતો,

અને ગામમાં ઉદ્ધતાઇથી ફરતો; વીશેક વર્ષ જોકે હું તદન પ્રમાણિક હતો, તોપણ દરેક માણસ મને લુચ્ચો સમજતો, અને કોઇ પણ મારો વિશ્વાસ કરતો નહિ. આ પ્રમાણે આખરે મારે મારા નિર્વાહાર્થે ઠગાઇ કરવાની જરૂર પડી; અને તે વખતથીજ હમેશાં ઠગવાની યુક્તીઓ શોધવામાં મારૂં માથું ધખક્યાં કરેછે; અને પકડાઇ જવાની બીકથી મારૂં હૃદય ધડક્યાં કરેછે. હું તમારા સાદા ભોળા પડોશી "ફ્લેમ્બરો" ઉપર હસ્યા કરતો, અને ગમે તે રીતે ઘણુંકરીને વર્ષમાં તેને એકવાર ઠગતો, તોપણ તે ભલોમાણસ હજુ પણ દુનિયામાં વિશ્વાસે વધતો ગયો, અને પૈસાદાર થતો ગયો; અને હું તો દગલબાજ અને ઠગજ રહ્યો. તોપણ વારૂ, તમે તમારી હકીકત કહો જોઇએ કે, તમને અહીં કેમ આવવું પડયું. કેમકે મારા પોતામાં તુરંગમાંથી બચવાની હીકમત નથી, તોપણ મારા દોસ્તોને હું કદાચ બચાવી શકું."

આ તેની જીજ્ઞાસા પૂરી પાડવા ખાતર, જે જે અકસ્માત અને મૂર્ખાઈથી હું મારી હાલની મુશીબતમાં આવી પડયો હતો, તે અને તેમાંથી મુક્ત થવાની મારી અશક્તિ વિષે બધી હકીકત મેં તેને કહી સંભળાવી.

મારી બધી વાત સાંભળી લીધા પછી થોડી મિનિટ રહિ, તેણે પોતાના ગાલપર એક લપડાક મારી, જાણે કે કાંઈ અગત્યનું તેને કાંઇ સુજી આવ્યું હોય. પછી તેણે મારી રજા લીધી, અને કહ્યું કે તેનાથી જે બનશે તે તે મારે માટે કરશે.

---

## પ્રકરણ ૨૭ મું.

### એજ વિષય જારી છે.

બીજી સવારે મારાં સ્ત્રી છોકરાંઓને કેદીઓને સુધારવા મેં જે યુક્તિઓ યોજી હતી તે કહી સંભળાવી. જે તે બધાંને નાપસંદ આવી, અને તેઓ તે યુક્તિની નિષ્ફળતા તથા અયોગ્યતા જણાવી કહેવા લાગ્યાં કે મારાં યત્નથી તેઓમાં કંઇપણ સુધારો થશે નહિ, એટલુંજ નહિ, પણ ઘણુંકરીને મારા ધંધાને પણ તેથી એબ લાગશે.

મેં જવાબ આપ્યો કે "માફ કરજો, પણ આ લોકો ગમે તેવા હલકા છે; તોપણ તેઓ માણસ છે, અને "માણસ" એ ઈલકાબ મારી પ્રીતીને માટે બસ છે. સારો બોધ ન મનાય, તોપણ તે આપનારના મનમાં ફાયદો કરેછે, અને હું તેમને જે બોધ આપીશ, તેથી તેઓ નહિ સુધરે તોપણ તેથી મારામાં તો નક્કી સુધારો થશે. મારાં છોકરાં, જો કદાપિ આ કંગાળ લોકો રાજા હોય તો હજારો લોકો તેમને બોધ આપવા તૈયાર થાય, પણ મારા વિચાર પ્રમાણે તો જે માણસ કેદખાનામાં પૂરાયલો છે, તે તખ્તપર બેઠેલા માણસ જેવોજ કિમતી છે. હા, મારા હૈયાના હાર, જો તેઓ મારાથી સુધરી શકશે, તો હું તેમને સુધારીશ. કદાપિ તેઓ બધા મારો અનાદર નહિ કરે. અને જો કદી એકાદને પણ નર્કની ખાડીમાંથી બચાવી શક્યો તો તે પણ ઘણો ફાયદો ગણાશે. કેમકે આ દુનિયાની સપાટીપર મનુષ્ય આત્મા જેવું બીજું કયું રત્ન કીમતી છે?"

એમ કહી તેઓને છોડી હું સામાન્ય કેદખાનામાં નીચે ગયો. ત્યાં કેદીઓ આનંદમાં મારી રાહ જોતા હતા, અને દરેક જણ પોતાના પાદરી સાહેબની મજાક કરવાની યુક્તિ શોધી તૈયાર બેઠો હતો. જેવો હું મારૂં કામ શરૂ કરતો હતો, તેવો એક જણાએ જાણે અકસ્માતથી થયેલું હોય તેવી રીતે મારી ટોપી એક બાજુએ ફેરવી નાંખી, અને પછી મારી માફી માગી. એક બીજો જણ છેટે ઉભો હતો, તેણે પોતાના દાંત વચ્ચેથી થુંકને એવા જોરથી ફેંક્યું કે, તે મારી ચોપડીપર વરસાદની માફક પડ્યું. ત્રીજો જણ "આમીન" શબ્દ બનાવીને એવા તો મોટે અવાજે બોલ્યો કે, બીજાઓને તેથી બહુ ગમત મળી. ચોથાએ હળવે રહીને મારા ગજવામાંથી મારાં ચશ્માં સરકાવી લીધાં. પણ એક બીજાએ તો એવી ચેષ્ટા કરી કે, તેથી બીજા બધા બહુ ખુશી થયા. તેણે જેવી રીતે મેં ચોપડીઓને મારી પાસે મેજપર મૂકી હતી, તે ધ્યાનમાં રાખીને ઘણીજ ચાલાકીથી તેમાંની એકને કાઢી લેઇ તેના જગાએ એક બીજી બિભત્સ મશ્કરીની ચોપડી મૂકી દીધી; તોપણ આ પાપી પ્રાણીઓની મસ્તીખોર મંડળી જે કંઇ કરતી હતી, તેનાપર મેં કંઇ પણ ધ્યાન

આપ્યું નહિ, પરંતુ મારૂં કામ ચલાવ્યા કર્યું. કારણકે મને બરાબર ખબર હતી કે, મારા યત્નમાં જે કાંઈ હાસ્યજનક હશે, તેથી તેઓને એક બે વખત ગમત મળશે, પણ જે ગાંભીર્ય યુક્ત હશે તે સ્થાઇ રહેશે. આખરે મારી ધારણા ફતેહમંદ નીવડી, અને હજુ છ દિવસ થયા તે પહેલાં તો કેટલાક જણ પશ્ચાત્તાપી જણાયા, અને બધા જણ ધ્યાન આપવા લાગ્યા.

જે કંગાલ લોકોમાં નીતીની લાગણી તદન નાબુદ થઈ ગઈ હતી, તેમને તેનું ભાન કરાવી આપવા શક્તિવાન થવાથી હું મારા મનને શાબાશી આપવા લાગ્યો; અને હજુ તેમની સ્થિતી કંઇ વધારે સગવડ વાળી કરી, તેમની સંસારી હાલત સુધારવા હું વિચાર કરવા લાગ્યો. અત્યાર સુધી તેમનો વખત ભૂખમરામાં, ઉડાઊપણામાં અથવાતો તોફાની ઘોંઘાટ અને દુઃખદાયક વિલાપમાં જતો હતો; અને તેમનો ધંધો એક બીજા સાથે લડવાનો, પાનાથી રમવાનો તથા તંબાકુ દાબવાનાં હથીઆરો કાપવાનો હતો; આ છેલ્લી તેમની નકામી ઉદ્યમની રીતમાંથી મને સુજી આવ્યું કે, જેની મરજી હોય, તેમને તંબાકુવાળા માટે તથા મોચી માટે ખીંટીઓ બનાવવામાં કામે લગાડવા, અને તેમાં કામ લાગે એવું લાકડું ખરીદવા માટે જોઈતા પૈસાનો ફાળો કરવો, અને જ્યારે તે ખીંટીઓ ઘડાઇ તૈયાર થાય, ત્યારે તે મારી દેખરેખ તળે વેચાય. આથી દરેક જણ દરરોજ થોડું ઘણું કમાવા લાગો, અને જો કે તે જુજ હતું, તો પણ તેમના ગુજરાનને માટે બસ હતું.

હું એટલુંજ કરી અટકયો નહિ, પણ અનીતિની શિક્ષા માટે દંડ તથા અસાધારણ ઉદ્યોગ માટે મેં ઇનામો ઠરાવ્યાં. આ પ્રમાણે એક પખવાડીઆ પહેલાં તો, તેમને મળતાવડા અને માયાળુ કરી મૂકયા; અને એક કાયદા બનાવનાર, જેણે માણસોને તેમની કુદરતી કુરતામાંથી માયા તથા નમ્રતામાં લાવી મૂકયા, એવો હું પોતાને ગણી ખુશી થવા લાગ્યો.

---

# પ્રકરણ ૨૮ મું.

**આ જીંદગીમાં સુખ અને દુઃખ એ સદ્ગુણનું નહિ પણ ડાહ્યપણનું પરિણામ છે. દરેક સુખ દુઃખને પરમેશ્વર એવીતો નજીવી બાબત ગણેછે કે, તેની વેંહેચણ કરવામાં ધ્યાન આપવું એ અયોગ્ય સમજે છે.**

મને અહીં કેદ રહ્યાને એક પખવાડીયા કરતાં પણ વધારે થયું તો પણ તે વખતથી મેં મારી વ્હાલી "ઓલીવીઆને" જોઈ નહોતી, તેથી તેણીને મળવાને મને બહુ મન થતું હતું. તે મેં મારી સ્ત્રીને કહ્યાથી, બીજી સવારે તે ગરિબ છોડીને પોતાની બેનના હાથ પર અઢેલતી મારા ઓરડામાં દાખલ થતી મેં જોઇ. તેનો ચેહેરો એવો તો બદલાઇ ગયો હતો કે તે જોઇ હું આશ્ચર્ય પામી ગયો. જે ચેહેરા પર એક વખત અત્યંત સૌંદર્યનો વાસ હતો, તે હવે તદન જતું રહ્યું હતું, અને જાણે મને ધાસ્તી લગાડવા, મોતે દરેક આકૃતિપર પોતાના પંજાની નિશાની કરી હતી, તેણીના ગાલ અંદર બેસી ગયા હતા; કપાળ અક્કડ થઈ ગયું હતું અને ગાલપર નાશ સૂચક ફિકાશ જણાતી હતી.

મેં કહ્યું, "મારી વ્હાલી, ભલે આવી; પણ "લીવી," આટલી બધી ખિન્નતા શા માટે ? મારી પ્યારી, મને આશાછે કે તું મારા પ્રત્યે એટલી બધી પૂજ્ય બુદ્ધિ ધરાવેછે કે આ પ્રમાણે ખેદ કરી તારી જીંદગી, જેને હું મારા જેવીજ ગણુંછું તેનો અંત નહિ આણે; બચ્ચા, આનંદમાં રહે, અને હજુ પણ આપણે સારા દિવસ દેખીશું."

તેણીએ જવાબ વાળ્યો, "બાપા, તમે હમેશાં મારાપર માયા રાખીછે, તેથી જે સુખની તમે વાત કરોછો, તેમાં ભાગ લેવાને મને કદી વખત નહિ મળે. એવું ધારી મારા દુઃખમાં વધારો થાય છે. મને ધાસ્તી રહેછે કે આ દુનિયામાં હવે મારે માટે સુખ છેજ નહિ; તેથી જે જગ્યામાં મેં માત્ર દુઃખજ જોયુંછે, તેનો ત્યાગ કરવાને મને આતુરતા રહેછે. ખરેખર બાપા, હું ઇચ્છુંછું કે તમે હવે "મી. થોર્નહીલને" ઘટતી રીતે શરણ થાઓ, જેથી તે તમારાપર કંઇક દયા

કરે અને તે જોઇને મને મરતી વખતે શાંતિ રહે."

મેં કહ્યું, "નહિ, બચ્ચા, કદી નહિ, એમ કદી થવાનું નથી, કેમકે દુનિયા ભલે તારી ભૂલ તરફ ધિક્કારથી જુએ, પણ હું તો તેને ગુન્હો નહિ પણ માત્ર ભોળપણજ સમજુ છું. મારી વ્હાલી, આ જગા તને ગમે તેવી ભયંકર દિસતિ હોય, તોપણ મને અહીં જરા પણ દુ:ખ નથી. અને તું ખાત્રી રાખજે કે, જ્યાંસૂધી તારી હયાતીનું મને સુખ છે, ત્યાંસૂધી બીજીને પરણી તને વધારે દુ:ખી કરવાની રજા, મારી પાસેથી તેને કદી પણ મળવાની નથી."

મારી છોડીના ગયા પછી, મારો કેદી સોબતી, જે આ મેળાપ વખતે પાસે બેઠો હતો, તે જે વાત કબુલ રાખવાથી મને કેદખાનામાંથી છુટ મળે તે વાત કબુલ નહિ રાખવાની મારી હઠ માટે મને સમજાવવા લાગ્યો. તેણે કહ્યું કે એક છોડીના સુખ માટે મારે મારા આખા કુટુંબનો ભોગ આપવો ન જોઇએ, અને તે પણ એજ છોડી કે જેણે મને દુભાવ્યો હતો. વળી તે બોલ્યો, "જે લગ્ન તમે અટકાવી શકશો નહિ, પણ કદાપિ જેમાં તમે દુ:ખ ઉપજાવી શકશો, તે કબુલ રાખવાની ના પાડી, એક સ્ત્રી પુરૂષના મેળાપમાં તમે હરકત કરોછો, તેમ કરવું એ શું વ્યાજબી છે"?

મેં જવાબ વાળ્યો, "સાહેબ, તમે મારાપર જુલમ ગુજારનાર માણસથી અજાણ્યા છો; પણ મને બરાબર ખબર છે કે, હું ગમે તેટલો તેને તાબે થાઉં તોપણ તે મને એક કલાકની પણ છુટ અપાવે નહિ." મને કોઇએ કહ્યું કે "આજ મકાનમાં હજુ ગયે વર્ષે તેનો એક દેવાદાર ભૂખથીજ મરી ગયો. માટે જ્યાંસૂધી મારી છોડી જીવેછે, ત્યાંસૂધી હું તેનું બીજું લગ્ન કયારે પણ કાયદેસર ગણીશ નહિ. જો તે છોડી મરી જાય તો પછી હું મારા દ્વેષભાવથી કોઈના લગ્નમાં હરકત કરવા યત્ન કરૂં તો, હું ખરેખર, નીચમાં નીચ માણસ કહેવાઉં. પણ હમણાં હું કેદખાનાથી મુક્ત થવા માટે મારી છોડીનું મોત ઉપજાવનાર લખતમાં સહી કરૂં અને આ પ્રમાણે એક વેદનામાંથી બચવાને, બીજી હજારો વેદનાથી મારી છો-

ડીનું હૃદય ચુરેચુરા કરી નાખું, તો શું હું ઘાતકીમાં ઘાતકી પિતા ન કહેવાઊં"?

મારા જવાબના વાજબી પણા વિષે તે એકમત થયો, અને તેની સાથે એટલું પણ બોલી ગયો કે, તેને ધાસ્તી લાગેછે કે મારી છોડીનું શરીર એટલું બધું તવાઈ ગયું છે કે, તે હવે મને ઘણો વખત કેદખાનામાં રહેવા નહિ દે. વળી તેણે કહ્યું કે, "જો કે તમે પેલા ભત્રીજાને તાબે થવા ના પાડોછો, તોપણ મને આશા છે કે તેનો કાકો જે આખા પ્રાંતમાં ભલાઇ તથા વ્યાજબીપણામાં પહેલા નંબરનો ગણાય છે તેની પાસે તમારી હકીકત રજુ કરવામાં તમને કંઈ હરકત નહિ હોય. માટે હું તમને એક સલાહ આપુંછું કે, તેના ભત્રીજાની બધી ગેરવર્તણુક એક કાગળમાં જાહેર કરી તે ટપાલ મારફતે તેને મોકલવો અને જો ત્રણ દિવસમાં જવાબ ન આવે તો મારૂં નામ નહિ." આ તેની સુચના માટે મેં તેનો ઉપકાર માન્યો, અને તરતજ તેમ કરવા ધાર્યું. પણ મારી પાસે કાગળ નહોતો અને દુર્ભાગ્યે અમારા બધા પૈસા પણ તે સવારે જમવાના ખરચમાં ખરચાઈ ગયા હતા; પરંતુ તેણે મારી ગરજ પૂરી પાડી.

ત્યાર પછીના ત્રણ દિવસ તો મારા કાગળનું શું પરિણામ આવશે તે જાણવાની અપેક્ષામાં ગયા; પરંતુ તે વખતના દરમિયાનમાં ગમે તેવી સરતો કબુલ રાખી, અહીં હવે ન રહેવાને મારી સ્ત્રી વારંવાર આજીજી કરવા લાગી; અને દરેક કલાકે મારી છોડીની તબીયત બગડવાના સમાચાર ઉપરાઉપરી આવતા ગયા. ત્રિજો અને ચોથો દિન પણ થયો, તોપણ મારા કાગળનો કંઇ જવાબ આવ્યો નહિ. પોતાના વ્હાલા ભત્રીજા સામે એક અજાણ્યા માણસની ફરીઆદને કોણ ધ્યાન આપે? તેથી મારી આંશા પણ આગળની બીજી બધીની માફક બંધ પડી. જો કે કેદ રહેવાથી અને ખરાબ હવાથી મારી તબીયતમાં દેખીતો ફેરફાર જણાતો હતો, અને મારો દાઝેલો હાથ વધારેને વધારે દુ:ખવા લાગ્યો હતો, તોપણ મારા મનમાંથી હજુ હિંમત ગઈ નહોતી. હજુ પણ મારા છોકરાં મારી આસપાસ બેસતાં અને હું ઘાસપર પડયો હોઉં ત્યારે વારા

ફરતી વાંચતાં, અથવા મારી શિખામણ સાંભળતાં અને રડતાં; પરંતુ મારી તબીયત કરતાં મારી છોડીની તબીયત વધારે બગડતી ગઈ, અને તેણીના દરેક સંદેશાથી મારૂં દુઃખ તથા ધાસ્તી વધવા લાગ્યાં. "સરવીલીયમ થોર્નહીલને" મેં જે કાગળ લખ્યો હતો તેની પાંચમી સવારે મેં એવી ત્રાસદાયક ખબર સાંભળી કે, તેણીની વાચા બંધ થઈ છે. હવે મને કેદખાનુ ખરેખર દુઃખમય જણાવા લાગ્યું. મારાં બાળકને હિંમત તથા દિલાસો આપવા, તેની છેલ્લી ઇચ્છા સાંભળવા અને તેણીના આત્માને પરમેશ્વર સમક્ષ જવાને તૈયાર કરવાને તેણીની પથારી પાસે જવા માટે મારો આત્મા તેના આ દેહરૂપી કેદખાંનાંમાંથી, જોસભેર નીકળી જવા માટે તરફડવા લાગ્યો. વળી ખબર આવી કે હવે તો તે છેલ્લા શ્વાસ ભરેછે, તોપણ તેણીની પાસે રડવાનો જુજ દિલાસો પણ મને આપવામાં આવ્યો નહિ. કેટલાક વખત પછી મારો કેદી સોબતી છેલ્લા ખબર પણ લાવ્યો, અને કેહેવા લાગ્યો કે "ધીરજ રાખો, એતો સ્વર્ગવાસી થઇ"—બીજી સવારે તે મારી પાસે આવ્યો, ત્યારે તેણે મારા બે નાંના છોકરાને મારી પાસે જોયા. હવે માત્ર તેઓજ મારા સોબતી હતા, અને તેઓજ મને દિલાસો આપવા પોતાના નિરપરાધી ઉપાયો કામે લગાડતા હતા. તેઓએ મારી પાસે વાંચવા આજીજી કરી. અને નહિ રડવા માટે મને કહેવા લાગ્યા કે, એવડા મોટા થઇને હવે મારે રડવું ન જોઇએ. મોટો છોકરો બોલ્યો, "અને બાપા, શું મારી બ્હેન હાલ ફિરસ્તાઈ સ્વરૂપમાં નથી? ત્યારે તમે તેણીને માટે શા માટે દિલગીર થાઓછો? હું ચાહું છું કે મારા બાપા મારી પાસે હોય તો ભલે હું પણ આ ભયંકર જગામાંથી ફીરસ્તો થઈ જાઉં!" વળી મારા નાંના વ્હાલા છોકરાએ કહ્યું, "હા, જે સ્વર્ગમાં મારી બેન છે, તે તો આ જગાથી સારૂં છે, અને ત્યાં માત્ર ભલા લોકજ હોય છે, અને અહીંના લોકો તો બહુજ ખરાબ છે."

આ તેમની નિરપરાધી લવરી વચ્ચે મી. "જેનકીનસન" બોલી ઉઠયો કે "તમારી છોકરી તો મરી ગઈ, તેથી હવે તમારાં બાકીના કુટુંબ માટે તમારે પુરતો વિચાર કરવો જોઇએ; અને બો

રાક તથા ખુલ્લી હવા વિના તમારી તબીયત દરરોજ બગડતી જાયછે, તે બચાવવાને તમારે યત્ન કરવો જોઇએ." વળી તેણે કહ્યું કે જેઓનું ગુજરાન મારા પર આધાર રાખેછે, તેઓના સુખને માટે મારો ગર્વ અથવા તો દ્વેષ તજી દેવો, એ મારી ફરજ છે; અને હવે અક્કલ તથા ઇનાસાફની રૂએ જોતાં, મારા જાગીરદાર સાથે મારે સલાહ કરવા યત્ન કરવો એ અવશ્યનું છે.

મેં જવાબમાં કહ્યું, "પરમેશ્વરનો આભાર કે હવે મારામાં કંઇ ગર્વ રહ્યો નથી, અને હવે મારા અંન્તઃકરણમાં ગર્વ કે દ્વેષ છુપાઇ રહ્યો હોયતો, હું મારા અન્તઃકરણ તરફ પણ તિરસ્કારથી જોઉં. હું તો એથી ઉલટું મારાપર જુલમ ગુજારનાર, મારી ધર્મ સંભાળ તળે આવેલા શખ્સોમાંનો એક હોવાથી તેને ઇશ્વરી અદાલતમાં એક નિર્દોષ આત્મા તરિકે રજુ કરવાની આશા રાખુંછું. ના, ભાઈ, તેનાપર હવે મારો કંઈ દ્વેશ નથી; અને જો કે તેણે મારો પ્રિયમાં પ્રિય ખજાનો લેઇ લીઇ લીધો છે, અને મારૂં હૃદય ચગદી નાંખ્યું છે, કેમકે હમણાં હું બેશુદ્ધ થઇ જાઉં, એવો બિમાર થઇ ગયોછું, ભાઈ, અતિશય બિમાર થઇ ગયો છું, તોપણ તેને માટે વેર લેવાને હું કદી ઉશ્કેરાઈશ નહિ. હવે તેનું લગ્ન કબુલ રાખવા હું ખુશીછું, અને જો એ કબુલાતથી તેને કંઇ ખુશી મળતી હોય તો તેને એટલું પણ જણાવવું કે મારાથી તેને કંઇ દુઃખ થયું હોય તેને માટે હું દિલગીરછું."

મી. "જેનકીનસને" સાહી કલમ લીધી ને મેં જણાવ્યું, એજ રીતે લગભગ તેણે મારી કબુલાત લખી લીધી. તેનાપર મેં મારી સહી કરી; અને મી. "થોર્નહીલ" જે હાલ ગામડામાંજ તેને ઘેર હતો તેની પાસે તે કાગળ લઈ જવા માટે મારા છોકરાને મોકલ્યો. તે ત્યાં ગયો અને આશરે છ કલાકમાં મોહોડેથી જવાબ લેઇ વળી આવ્યો. તેણે કહ્યું કે તેના સિપાઈઓ વહેમી તથા ઉદ્ધત હોતાં તે જાગીરદારની મુલાકાત થવી બહુ મુશ્કેલ હતી. પણ તે ત્રણેક દિવસમાં પરણવાનો હોતાં કંઈ લગ્નની તૈયારીના કામસર બહાર જતો હતો તેવામાં એકાએક તેની મુલાકાત થઈ ગઇ, એટલે ઘણીજ નમ્રતા પૂર્વક આગળ વધી તેને તે કાગળ આપ્યો. તે વાંચીને બોલ્યો કે "હવે

આ બધી કબુલાત નકામી છે. કારણ કે તમે જે અરજી મારા કાકાને મોકલી હતી, તે મારા જાણવાની બહાર નથી, પણ મારા કાકાએ તે તરફ ઘટતો તિરસ્કાર બતાવ્યો છે, અને બાકી હવે તમારે મને કંઇ અરજી કરવી હોય તો તે મને નહિ મોકલતાં, મારા વકીલને મોકલાવજો." એમ કહી તેણે એટલું જણાંવ્યુ કે "પેલી બે યુવાન સ્ત્રીઓની (મારી છોકરીઓ) દાનાઈ માટે તેને ઘણો સારો મત છે. અને અમે જો તેમની વગ લગાડી હત તો, સારૂં હતું."

મેં મારા કેદી સોબતીને કહ્યું કે "કેમ ભાઇ, હવે તમને ખબર પડી કે, મારાપર જુલમ ગુજારનારનો સ્વભાવ કેવોછે. તે એકજ વખતે મશ્કરી પણ કરેછે, અને ક્રુરતા પણ વાપરેછે. પણ હવે તે, ભલે, ગમે તેવીરીતે મારી સાથે વર્તે. કારણ કે તેની ગમે તેવી બેડીઓ છતાં હવે હું તરત છુટો થઈશ. હું જે રહેઠાણ તરફ જવાનો છું તેની પાસે જેમ જેમ જાઉછું તેમ તેમ તે વધારે સુખકારી જણાયછે. આ આશાથી મારા દુઃખમાં મને ખુશી મળેછે; અને જો કે મારી વાંસે નબાપાં છોકરાં હું મૂકી જાઉછું, તોપણ તેઓ તદન નિરાધાર નહિ રહે; તેમના બાપની ખાતર તેમને મદદ કરવાને કોઈક દોસ્ત મળી આવશે. અને કેટલાક તેમનું ઈશ્વરાર્થે પોષણ કરશે."

જેવો બોલી રહ્યો કે મારી સ્ત્રી જેને મેં તે દિવસે જોઇ નહોતી તે ગભરાટ ભરેલા ચહેરાથી આવી, અને કંઇક બોલવા જતી હતી, પણ બોલાયું નહિ. મેં પુછ્યું, "કેમ, કેમ, મારી પ્યારી, તું પોતે પણ દુઃખી થઇ મારાં દુઃખમાં વધારો કરેછે? આપણા ક્રુર જાગીરદારને આપણી સઘળી કબુલાત છતાં, આપણી કંઈ પણ દયા ન આવી તોપણ શું થયું? તેણે આ દરિદ્ર જગામાં મારૂં મોત આણવા નિરધાર્યુ છે, અને આપણું એક પ્રિય બાળક ગયું તોપણ શું? હજુ પણ જ્યારે હું મરી જઈશ ત્યારે તને તારાં બીજા છોકરાંઓથી દિલાસો મળશે." તે બોલી, "અરે આપણું એક પ્રિય બાલક ખરેખર ગયુંછે. મારી "સોફાયા" મારી વ્હાલી ગઇ, હરામખોરો તેને ઝડપી લઈ ગયા." મારા કેદી સોબતીએ પુછયું, "શું કહોછો બાઈ! મીસ "સોફાયાને" હરામખોરો ઉપાડી ગયા? એમતો ન હોય." તે જવાબમાં માત્ર એકી નજરે

જોઈ રહી. અને આંસુ પાડવા લાગી. પણ એકાદ કેદીની સ્ત્રી જે તેની સાથે ત્યાં આવી હતી, તેણે સવીસ્તર હકીકત કહી સંભળાવી. તેણીએ જણાવ્યું કે, જેવારે મારી સ્ત્રી, છોકરીને તે પોતે સરીઆમ રસ્તાપર હવા લેતાં હતાં, તેવામાં ગામડાની બહારના એક રસ્તાપરથી એક બગી તેમના તરફ ચાલી આવી, અને તરત ઉભી; તેમાંથી એક સારાં કપડાં પહેરેલ આદમી, જે મી. "થોર્નહીલ" તો ન હોતો, તેણે નીચે ઉતરી મારી છોડીની કમરમાં બાથ ભીડી; તેને પરાણે અંદર બેસાડી, કોચમેનને ગાડી ચલાવવાનો હુકમ કર્યો, એટલે ક્ષણવારમાં તો તે ગાડી દૃષ્ટીમર્યાદાની હદ ઓળંગી ગઈ.

હું બોલ્યો, "હવે તો મારાં દુઃખની હદ વળી, હવે એથી વધારે દુઃખ આપવાની આ દુનિયામાં કોઈની સત્તા નથી શું ! એક પણ ન રહ્યું! મારે માટે એક પણ રહેવા ન દેવું ! ખરેખરો રાક્ષસ ! એ બાળક તો મને મારા જીવથી પણ વ્હાલું હતું ! દેવાંગના જેવી તેની ખુબસુરતી, અને લગભગ દેવના જેવું તેનું ડાહાપણ છે.—પણ [1]પેલીને સંભાળજો, પડવા દેતા નહિ. અરે ! મારે માટે એક પણ રહેવા ન દેવું!"

મારી સ્ત્રીએ કહ્યું, "અફસોસ ! મારા પ્રાણનાથ, મારા કરતાં તો તમને વધારે દિલાસાની જરૂર જણાયછે. આપણા પર મહાભારત દુઃખો આવી પડ્યાં છે, તોપણ જો હું આપને ચેનમાં જોઉં તો, એ બધાં અને એથી પણ વધારે હું સહન કરી શકું. જો એક આપનેજ મારી પાસે રહેવા દે તો, ભલે, તે મારાં છોકરાં અને આખી દુનિયા મારી પાસેથી લઈ લે."

મારો છોકરો જે આ વખતે હાજર હતો, તે તેણીનું દુઃખ શાંત કરવા યત્ન કરવા લાગ્યો. તેણે અમને ધીરજ રાખવાનું કહ્યું, કેમકે તેને આશા હતી કે હજુ પણ કંઈ શુખર માનવાનું કારણ વખતે બની આવે.—મેં કહ્યું, "મારા બેટા, આ દુનિયામાં તું ચારે તરફ જોકે હવે મારે માટે કંઈ પણ સુખ રહ્યું છે? આપણા સુખરૂપી સૂર્યનાં બધાં કીર્ણોનો અસ્ત શું નથી થયો? આપણી સારી આશાઓ તો હવે માત્ર પેલી દુનિયામાંજ જણાયછે." તેણે જવાબ

૧ તેની સ્ત્રી મુર્છાથી પડી જતી હતી તેથી તે બોલી ઉઠયો.

આપ્યો, "મારા પ્રિય પિતા, મને આશા છે કે હજુ કંઇક એવુંછે કે જેથી તમને થોડો ઘણો સંતોષ ઉપજશે. કેમકે મારાભાઇ "જ્યોર્જ" નો એક પત્ર આવ્યોછે." હું વચ્ચમાં બોલી ઉઠયો, "શું, બચ્ચા, તે શું લખેછે? હું આશા રાખુંછું કે મારો છોકરો જે દુઃખ તેનું કુટુંબ સહન કરેછે તેથી તદન મુક્ત હશે." તેણે ઉત્તર આપ્યો "હા, બાપા, તે તો તદન સુખી અને આનંદમાં છે. તેનો કાગળ શુભ સમાચારથીજ ભરેલો છે. તેના કર્નલની તેનાપર મહેરબાની છે, તેથી તેણે, જે લેફ્ટેનન્ટની જગા વહેલામાં વહેલી ખાલી પડશે, તે તેને આપવાનું વચન આપ્યું છે."

મારી સ્ત્રી બોલી, "આ બધીવાતની તને ખાત્રી છે અને મારા પુત્રપર કંઇ આફત પડી નથી, તેનું ખાત્રીથી જાણેછે? મારે છોકરે જવાબ આપ્યો, "ખરેખર, બા, કંઈ પણ આફત પડી નથી, તમે પોતે તે કાગળ વાંચો ને, તેથી તમને અત્યંત ખુશી ઉપજશે. અને તમને જો કંઈ પણ બાબતથી દિલાસો મળે, એમ હોય તો મને ખાત્રી છે કે તેથી ખચીત મળશે." તોપણ તેણીએ ફરીથી પુછ્યું કે "પણ તને નક્કી ખાત્રી છે કે એ કાગળ તેનોજ લખેલો છે, ને તે ખરેખર સુખી છે?" તેણે જવાબ વાળ્યો, "હા, બાઈ, તે એનોજ છે અને તે એક દિવસે, આપણાં કુટુંબનો કુળદિપક અને આધાર થઇ પડશે." તે બોલી, "ત્યારે તો હું પરમાત્માનો ઉપકાર માનુંછું કે, મારો છેલ્લો કાગળ તેને પહોંચ્યો નથી." તે મારા તરફ ફરીને વળી કહેવા લાગી, "ખરેખર હવે, મારા પ્યારા, હું કબુલ કરીશ કે બીજી બાબતોમાં જોકે પરમેશ્વરની આપણાપર ગેરમહેરબાની જણાયછે, તોપણ આ બાબતમાં તો તેની મહેરબાની છે ખરી. મેં મારા છોકરાને જે છેલ્લો કાગળ લખ્યો, તે ગુસ્સાના આવેશમાં લખાયલો હતો; તેમાં મેં તેને જણાવેલું હતું કે "જો તને તારી માતાની આશીશનો ખપ હોય અને તું ખરેખરો મર્દ હોય, તો તારા બાપ તથા તારી બેનપર થયેલા જુલમનો બદલો વાળજે, અને અમારૂં વેર લેજે. પણ જે પરમાત્માનો બધી બાબતોપર અમલ છે, તેનો ઉપકાર માનુંછું કે તે કાગળ ગેરવલે પડયો, ને તેથી હવે મને શાંતિ વળી."

મેં કહ્યું, "અરે અબળા, તેં બહુ ખોટું કર્યું છે; જો આવો વખત ન હોત, તો તને હું બહુ ઠપકો આપત. આહા! તું કેવા ભયંકર ખાડામાંથી બચી ગઈ! એ ખાડામાં તો તેનો અને તારો ઘાંણ વળી જાત. પરમેશ્વર આ બાબતમાં તો આપણા પોતા કરતાં પણ વધારે માયાળુ જણાયછે. હું જ્યારે આ ફાની દુનિયામાંથી છુટીશ તેવારે મારા છોકરાંના રક્ષક તથા પિતાનું કામ સારવા માટે તેણે તે પુત્રને જીવતો રાખ્યોછે, અને હજુ હું સાંભળુંછું કે તે સુખી છે, અને આપણા દુઃખોથી અજ્ઞાન છે, તથા પોતાનાં ભાઈ બેનનું રક્ષણ કરવાને અને પોતાની વિધવા માતાને આશ્રય આપવાને હજુ જીવતો છે, ત્યારે હું દરેક દિલાસાથી વિછિન્ન થવાની કેવી ખોટી ફરીઆદ કરતો હતો? પણ અરે! હવે એને બેનો કયાં છે, હવે તો તેને એકે બેન નથી. એતો બધી ગઇ.—મારી પાસેથી ખુંચાઇ ગઈ અને હું પાયમાલ થઈ ગયો" મારો છોકરો બોલી ઉઠયો "મને, બાપા, આ કાગળ વાંચવાની મહેરબાની કરી રજા આપશો? હું ધારૂંછું કે તેથી તમને ખુશી પેદા થશે" પુછી તેણે મારી રજાથી તે નીચે પ્રમાણે વાંચી બતાવ્યો.

**"માનવંતાસાહેબ,**

જે ખુશકારક બાબતોથી હું ઘેરાયલો છું, તેમાંથી મારા વિચારોને થોડા વખત સૂધી કાઢીને, તેથી પણ વધારે ખુશકારક બાબત, જે મારૂં પ્રિય નાનું કુટુંબ, તેના તરફ મારા વિચારોને રોકુંછું, તે નિરપરાધી મંડળી આની દરેક લીટી ઘણીજ શાંતિથી સાંભળતી હોય, એવો ચિતાર હું મારી કલ્પના શક્તિથી ખડો કરૂંછું; દુઃખ અને અસંતોષનો ફિટકાર કદી નહિ જોયેલ, એવા ચેહેરા હું આનંદથી જોઉંછું. પરંતુ તમોને ઘર આગળ ગમે તેટલું સુખ હોય તોપણ જેવારે તમે સાંભળશો કે મને મારી સ્થિતિમાં પૂર્ણ સંતોષ છે, અને હું અહીં દરેક રીતે સુખી છું, તેવારે મને ખાત્રી છે કે તમારા સુખમાં કંઇક વધારો થશે.

અમારી પલટણને તૈયાર થવાનો આગળનો હુકમ રદ થયોછે, અને તે હવે દેશમાંથી બહાર જવાની નથી. અમારો કર્નલ જે મને પો-

ત્નાનો દોસ્ત ગણુછે, તે પોતાના ઓળખીતાઓને ત્યાં પોતાનીસાથે તેડી જાયછે. અને મારી પહેલી મુલાકાત પછી બીજી વખતે મને વધારે માન તથા આદરભાવ મળેછે. ગઇ રાત્રે મેં એક અમુક તરૂણી સાથે નૃત્ય કર્યું. અને જો હું પેલી, જેને તમે ઓળખોછો તેને વિસારી દઉં, તો આ તરૂણી સાથે લગ્ન કરવામાં હું કદી પણ ફતેહમંદ નીવડું ખરો; પણ મારા નશીબમાં એવુંજ છે કે હજુ હું બીજાઓને સંભારૂંછું. અને મારા દૂરના ઘણાખરા સ્નેહીઓએ મને વિસારી દીધો છે; અને મને ધાસ્તી છે કે સાહેબ, આપને પણ મારે તેમાં ગણવા પડશે. કેમકે ઘણો વખત થયાં, ઘેરથી મારી એકાદ કાગળની આશા પણ વ્યર્થ ગઇછે; "ઓલીવીઆ" અને "સોફાયાએ" પણ લખવાનું કહ્યું હતું, પણ તેઓ મને ભૂલી ગયેલી જણાયછે; તેઓને કહેજો કે તેઓ બહુ રમતીયાળ છોડીઓ છે, ને આ ક્ષણે હું તેમનાથી બહુ ગુસ્સે છું, અને તેમની સાથે થોડોક કજીઓ કરવા માગું છું; તોપણ કોણ જાણે કેવી રીતે મારા મનમાં માત્ર નરમ લાગણીઓનીજ અસર થઇ આવેછે, તેથી તેમને કહેજો કે ગમે તેમ છે તોપણ હું તેમને પ્રેમથી ચાહુંછું, અને ખાત્રી રાખજો જે હું છું આપનો "જ્યોર્જ" હમેશનો આજ્ઞાંકિત છોરૂ ?"

મેં કહ્યું, "આપણાં બધાં દુઃખો છતાં આપણે પરમેશ્વરનો જેટલો ઉપકાર માનીએ એટલો થોડો છે, કેમકે કંઇ નહિ તોપણ આપણા કુટુંબનો એક જણ તો આપણે ભોગવતાં દુઃખોથી મુક્ત છે. પરમાત્મા તેનું રક્ષણ કરે, અને મારા પુત્રને આ પ્રમાણે સુખી રાખે કે જેથી તે પોતાની વિધવા માતાનો આધાર અને આ બે બાળકોનો પિતા થાય; કેમકે હવે તો માત્ર એજ તેને વારસામાં આપવા માટે મારી પાસે બાકી છે; તંગીની જાળમાંથી તે નિરપરાધીઓને તે દૂર રાખે; અને તેમને નીતિને રસ્તે દોરી જાય.!" હું આ શબ્દો ભાગ્યેજ બોલી રહ્યો હતો, એટલામાં તો નીચેનાં કેદખાનામાંથી કંઈ ગડબડાટનો અવાજ આવતો સંભળાયો; તે તરત બંધ થઈ ગયો; અને જે રસ્તેથી મારા ઓરડામાં અવાતું હતું, તે રસ્તાપર બેડીઓનો ખણખણાટ જણાયો. અને કેદખાનાંનો દરોગો એક માણસ,

જે આખો લોહીલોહાણ થયેલો, જખમાયલો, અને ભારેમાં ભારે બેડી-ઓથી ઠોકાએલો હતો તેને પકડીને અંદર દાખલ થયો. જેવો આ કંગાલ મારી પાસે આવતો હતો, તેવી મેં તેના તરફ દયાથી નજર કરી. પણ જેવારે મેં જાણ્યું કે એતો મારો પોતાનો પુત્ર છે, તેવારે તો મને કમકમાટી છુટી. "મારા "જ્યોર્જ," અરે મારા "જ્યોર્જ!" હું તને આવી હાલતમાં જોઉંછું? ઘવાયલો! બેડીઓથી ઠોકાયલો! આ તારૂં સુખ કે? આ પ્રમાણે તું મારી પાસે પાછો આવ્યો કે? અરેરે! આ દેખાવથી મારૂં હૃદય કેમ ફાટી નથી જતું અને હું મરી કેમ નથી જતો?"

નિડર અવાજે મારો પુત્ર કહેવા લાગ્યો કે "સાહેબ, આપની ધીરજ કયાં ગઈ? મારે તો હવે સહન કરવુંજ છે, કેમકે મારી જાન પણ જોખમમાં છે, અને ભલે તેઓ તે લેઇ લે." થોડીવાર સૂધી તો બોલ્યા ચાલ્યા વિના મેં મારો જુસ્સો શાંત પાડવા પ્રયત્ન કર્યો. પણ પછી મેં ધાર્યું કે એ પ્રયત્નમાં તો મારો જીવ નીકળી જશે. (એટલે બોલ્યો) "અરે મારા પુત્ર, તને આ પ્રમાણે જોઇને મારૂં હૃદય શ્રવે છે, અને તેમ કર્યા વિના રહેવાતું નથી. માટે જે ક્ષણે હું તને સુખી ધારતો હતો, અને તારી સલામતી ખાતર પ્રાર્થના કરતો હતો, તેજ ક્ષણે તને આ પ્રમાણે કેદ થયેલો—ઘવાયલો જોઉંછું! (અરે એ તે કેમ સહન થાય). પરંતુ યુવાનીમાં મોત સારૂં ખરૂં; જો કે હું તો ઘરડો, ઘણોજ ઘરડો થયો છું, અને આ દિવસો દેખવા જીવતો રહ્યોછું, મારાં બધાં છોકરાંને મારી નજર આગળ મરતાં જોઉછું, અને પાયમાલીમાં તેમની વાંસે જીવ્યા કરૂંછું! ભારેમાં ભારે શ્રાપો મારા છોકરાંના ઘાણ વાળનારપર ફળીભુત થજો અને તે મારી પેઠે જીવતો રહી પોતાની નજર આગળ"—

મારો છોકરો બોલ્યો, "બાપા, બહુ થયું! હવે તો તમારે બદલે મારે શરમાવું પડશે. તમારી ઉમર તથા પવીત્ર ધંધો ભૂલી જઈ, ઈનસાફ તથા શિક્ષા કરવાની ઈશ્વરી સત્તા કેમ ધારણ કરો છો? અને જે શ્રાપોથી તમારૂં પોતાનુંજ ભુંડું થાય, એવા શ્રાપો કેમ આપો છો? નહિ, સાહેબ, નહિ, હવે તો તમે, જે નીચ મોતને મારે

તરતમાં શરણ થવું પડશે, તેને માટે તૈયારી કરવા તથા મને દઢતા અને આશાથી સજ્જ કરવા, અને જે કડવો પ્યાલો મારે થોડા વખતમાં ચાખવો પડશે, તેને માટે પુરતી હિમત્ત આપવા તરફ તમારૂં ધ્યાન લગાડો."

"મારા પુત્ર, તું નહિ મરે; મને ખાત્રી છે કે તારો ગુન્હો આવી નીચ શિક્ષાને પાત્ર કદી નહિ હોય; પોતાનાં કુળને એબ લગાડે એવો ગુન્હો મારો "જ્યોર્જ" કદી કરે નહિ."

મારા છોકરાએ કહ્યું, "સાહેબ, મારો ગુન્હો માફ ન થાય એવો છે. જ્યારે ઘેરથી મારી માનો કાગળ મને મળ્યો ત્યારે આપણી આબરૂને બટ્ટો લગાડનારને શિક્ષા કરવાનો નિશ્ચય કરી હું તરતજ તૈયાર થયો. અને *દ્વંદ્વ યુદ્ધને માટે લડવાને મેં તેને તરતજ કહેણ મોકલ્યું. એના જવાબમાં તે પોતે નહિ આવતાં તેણે મને પકડવાને પોતાના ચારેક સિપાઇઓને મોકલાવ્યા. તેમાંથી મારાપર જેણે પહેલો હલ્લો કર્યો તેને મેં જખમી કર્યો; પણ પછી બાકીનાઓએ મને કેદ કરી લીધો. તે નામર્દ મારી સામે ફરીયાદ માંડવા ઠરાવ કર્યો છે, અને પુરાવો તો ચોખ્ખો પડયો છે કે, મેં તેને દ્વંદ્વ યુદ્ધનું લખિત કહેણ મોકલાવ્યું છે અને તે નહિ કરવાના કાયદાની વિરૂદ્ધ વર્તનાર પહેલો ગુન્હેગાર હુંજ છું, તેથી મને માફીની બિલકુલ આશા નથી. પણ આપે મને વારંવાર ધીરજનો બોધ કર્યો છે, એટલે તે હવે તમારા પોતાનામાં જોઇને મને તે ઉપરથી દાખલો લેવા દ્યો."

"મારા વ્હાલા, તને તે મળશેજ. હું હવે આ દુનિયા અને તેની બધી મોજમજાથી મુક્ત થઈ ગયો છું. આજ ક્ષણથી મારૂં

---

* ઇંગ્લાંડમાં અસલના વખતમાં બે શખ્સોમાં કંઈ તકરાર પડતી, વા કોઇ બીજાથી અપમાની ઠરતો ત્યારે તે બીજાને સરખાં હથીઆરથી લડવાનું કહેણ મોકલાવતો, અને પહેલાને માનની ખાતર લડવા જવુંજ જોઇએ, આવી રીતે દ્વંદ્વ યુદ્ધ થતું. તેમાં હારનાર શખ્સ જીતનારને નમીને ચાલ્યો જતો, વખતે બેમાંથી એકજણ જાન પણ ખોતો; આ વાત ચાલે છે તે વેળા એવી રીતે દ્વંદ્વ યુદ્ધ કરનાર ખુનના ગુન્હાને પાત્ર ગણાતો ને તેને માટે તેને ફાંસીની શિક્ષા થતી.

અંતઃકરણ આ દુનિયા સાથે જે સંબંધવડે બંધાઇ રહ્યું છે, તે સંબંધની બધી ગાંઠ હું તોડું છું, અને મોક્ષ માટે આપણા બન્નેને લાયક કરવાની તૈયારી હું કરૂંછું. ખરેખર, મારા પ્યારા, હું તને રસ્તો બતાવીશ, અને તારો આત્મા મારા આત્માની સાથે ત્યાં ચાલ્યો આવશે, કેમકે આપણે બન્ને અહીંથી એકઠાજ જવાના છીએ. હવે હું જોઉછું ને મને ખાત્રી થાયછે કે, તને અહીં માફી મળી શકે તેમ નથી. માટે જે મહાન ન્યાયાધિકારી પાસે આપણે થોડીવારમાં રજુ થવું છે, તેના પાસેથીજ માફી મેળવવાનો તને બોધ આપીશ. પરંતુ આપણે આપણા ઉપદેશમાં શાને બખીલ થવું જોઇએ? ભલેને આપણા કેદી-સોબતીઓ તેમાં ભાગ લે; ભલા જેલર સાહેબ, હું જ્યાંસુધી એમને બોધ આપું ત્યાંસુધી તેમને અહીં ઉભા રેહેવા દો."

એમ કહી મેં મારી ઘાસની પથારીપરથી ઉઠવાની તજવીજ કરી, પણ તેમ કરવાની મારામાં શક્તિ નહોતી. પણ પછી ભીંતને અઢેલીને બેશી શકયો. મારી સૂચના પ્રમાણે બધા કેદીઓ પોતાની મેળે એકઠા થયા, કેમકે તેઓ મારો ઉપદેશ સાંભળવા ઈચ્છતા હતા. મારા પુત્ર તથા સ્ત્રીએ મને અકેક બાજુએ ઝાલી રાખ્યો. અને મેં જોયું કે હવે કોઇ ગેરહાજર નથી, ત્યારે નીચે પ્રમાણે બોધ કર્યો.



## પ્રકરણ ૨૯ મું.

**આ દુનિઆમાં સુખી અને દુઃખી માણસો તરફ પરમેશ્વરની સમદ્રષ્ટીનો પુરાવો. સુખ દુઃખનાં રૂપ ઉપરથીજ જણાય છે કે દુઃખી માણસોને તેમનાં દુઃખનો બદલો બીજી જીંદગીમાં મળવોજ જોઇએ.**

"મારા દોસ્તો, મારાં છોકરાં અને મારા જેવા દુઃખી સોબતીઓ, જ્યારે હું આ દુનિયાનું સુખ જે અંશે વહેંચાયલું છે, તેનાપર વિચાર કરૂંછું ત્યારે મને જણાય છે કે જોકે અહીંઆ માણસને સુખ ભોગવવાનું ઘણુંછે, તોપણ દુઃખ ભોગવવાનું તો તેથી પણ વધારે છે. આપણે આખી દુનિયામાં ઢુંઢીએ. તોપણ એવો એક પણ

સુખી નર નહિ મળે કે, જેની સર્વ ઈચ્છાઓ તૃપ્ત થઈ ગઇ હશે; પરંતુ આપણે દરરોજ હજારો માણસો જોઇએ છીએ કે જેઓ આ પશ્ચાત કરીને આપણને જણાવે છે કે તેઓને આ દુનિયામાં કંઈપણ સુખની આશા રહી નથી. માટે એવું સ્પષ્ટ જણાય છે કે આ જીંદગીમાં આપણે દરેક રીતે તદન સુખી ન થઈ શકીએ, તોપણ દરેક રીતે તદન દુઃખી થઈએ ખરા.

માણસપર આ પ્રમાણે દુઃખ શા માટે પડવું જોઈએ, અને સામાન્ય સુખનાં બંધારણમાં આપણાં દુખની જરૂર શા માટે હોવી જોઇએ? જ્યારે બીજાં બધાં બંધારણો તેમનાં અંગીભૂતોની પૂર્ણતાથીજ પરિપૂર્ણ કરેલા છે, ત્યારે આ મનુષ્ય સુખનાં મોટાં બંધારણ માટે જે અંગભૂતો માત્ર બીજાઓથી હલકાં છે એટલુંજ નહિ, પરંતુ જે અપૂર્ણ છે, એવાની જરૂર શા માટે જોઈએ? આ સવાલો એવા છે કે તેનો કયારે પણ જવાબ આપી શકાય નહિ. અને જો કદી તે જાણવામાં આવે તોપણ તે નકામોછે. પરમાત્માએ આપણને માત્ર દિલાસાનાંજ કારણો બક્ષ્યાથી સંતોષ રાખી આ વિષય માટે, આપણી જીજ્ઞાસાને સંતોષ ન પમાડવાને દુરસ્ત ધાર્યુંછે.

આવી સ્થિતીમાં મનુષ્યે તત્વજ્ઞાનની અનુકુળ મદદ લીધીછે, પરંતુ તેને તે દિલાસો આપવાને અશક્ત માલૂમ પડવાથી ઈશ્વરે તેને ધર્મની મદદ બક્ષી છે; તત્વજ્ઞાનથી મળતો દિલાસો ઘણો મનરંજક છે, પરંતુ તે ઘણીવાર ખોટો નિવડે છે. તે આપણને જણાવેછે કે જો આપણે ભોગવવા જઇએ તો, આ જીંદગી સુખથી ભરેલી છે અને તેમજ જો કે આપણાપર અચુક દુઃખ પણ પડેછે તો પણ જીંદગી ટુંકીછે, એટલે તેમનો તરતમાં અંત આવશે. આ પ્રમાણે આ બન્ને દિલાસા એક બીજાનું ખંડન કરેછે. કારણ કે જો આ જીંદગી સુખની જગાછે તો તેનું ટુંકાપણું એજ દુઃખછે, અને જો તે લાંબી હોયતો આપણા દુઃખો પણ લંબાય છે. આ પ્રમાણે તત્વજ્ઞાન નિર્બળ છે, પણ ધર્મ તેથી વધારે સબળ દિલાસો આપેછે. તેમાં એમ જણાવેલુંછે કે અહીં મનુષ્ય પોતાનું મન સુધારી પોતાને બીજી દુનિયા માટે તૈયાર કરેછે. જ્યારે ભલો માણુસ દેહને

એક બાજુ મુકી પોતાને માત્ર તેજસ્વી મનજ સમજેછે ત્યારે તેને જણાય છે કે તેણે બીજી દુનિયાનું સઘળુ સુખ મેળવી લીધું છે; અને જે કંગાલે પોતાને દુર્વ્યસનથી ભ્રષ્ટ તથા અશક્ત કર્યો છે, તે ત્રાસથી પોતાના દેહને ધિક્કારે છે; અને જાણેછે કે તેનાપર ઈશ્વરનો કોપ ગાજેછે. માટે જીંદગીની દરેક સ્થિતીમાં દિલાસા માટે આપણે 'ધર્મને" પકડવો. કેમકે જો આપણે આ દુનિયામાં સુખીજ હોઈએ, તો આપણે માટે હજુ એક બીજી સુખની જગાછે, એમ ધારવાથી ઘણો દિલાસો મળેછે. આ પ્રમાણે ધર્મ, સુખી લોકોને સુખનાં ચાલુપણાનું અને કંગાળને દુઃખમાંથી સુખમાં જવાનું વચન આપેછે.

અને જોકે ધર્મ બધા લોકો તરફ બહુ દયાળુછે, તોપણ તે દુઃખીને ખાસ બક્ષિશો આપવા કહેછે. દરદિને, નવસ્ત્રાને, ઘરવગરનાને, દરિદ્રને અને કેદીને માટે ધર્મના કાયદામાં વારંવાર ઘણાં વચનો આપેલાંછે; આપણો ધર્મ પ્રવર્તાવનાર (ઇસુખ્રીસ્ત) દરેક જગાએ પોતાને દુઃખીનો દોસ્ત કહેછે. અને આ દુનિયાનાં સ્વાર્થી દોસ્તોથી વિરૂદ્ધરીતે પોતાની સઘળી પ્રીતી નિરાધાર તરફ બતાવેછે. અવિચારી લોકોએ આને નાલાયક તરફ પસંદગી બતાવવાનો પક્ષપાત ગણી નિંદેલું છે. પણ તેઓ વિચારતા નથી કે તેની સ્વર્ગના અનંત સુખની બક્ષિશ સુખી લોકોને પણ દુઃખીના જેટલો આનંદ આપે, એ ખુદા પોતાના હાથમાં પણ નથી. સુખીને સ્વર્ગનાં અનંત સુખથી માત્ર એકજ લાભ થાયછે, કેમકે ઘણું તો તેથી તેઓને જે સુખ આગળ હોય તેમાં વધારો થાયછે, પણ દુઃખીને તેથી બેવડો લાભ થાયછે, કારણકે તેથી તેમનાં આ દુનિયાનાં દુઃખમાં (ભવિષ્યનાં સુખની આશાને લીધે) ઘટાડો થાયછે, અને બીજી દુનિયામાં તેમને સ્વર્ગીય સુખ મળે છે.

પણ પરવરદિગાર વળી એક બીજી બાબતમાં પૈસાદાર કરત ગરિબ પર વધારે દયાળુંછે, કેમકે જેમ તે પોતાની બીજી જીંદગીને આ પ્રમાણે વધારે ઇચ્છવા લાયક કરેછે, તેમ તે તેમની ત્યાં જવામાં આવતી, અડચણો દૂર કરી આપેછે. ગરિબને દરેક જાતનાં દુઃખથી લાંબા વખતથી સહવાસ પડી ગયો હોયછે, તેથી દુઃખી માણસ અનંત

નિદ્રાને વશ થાયછે. તેમ તેને મિલ્કત હોતી નથી કે જેને માટે તેને શોક થાય, અને અહીં તેને થોડાંજ પ્રેમ બંધન હોયછે કે જે તુટતાં તેને દુઃખ ઉપજે. તેને મોત વખતે માત્ર શારિરિક પીડાજ થાયછે. અને આવી પીડા તો તેણે ઘણીવાર ભોગવેલી હોયછે, કારણકે અમુક પીડા સહન કર્યા પછી, મોત જે નવી પીડા આપે, તેનાથી ખુદા બેભાનપણું આપી તેનું મહેરબારનીની રાહે રક્ષણ કરેછે.

આ પ્રમાણે ખુદાએ ગરિબને સુખી કરતાં બે ફાયદા વધારે આપ્યા છે.—એકતો મોત વખતે વધારે શાંતિ અને બીજું સ્વર્ગમાં જ્યારે તે પોતાનું સુખ આ દુનિયાના દુઃખની સાથે સરખાવેછે, ત્યારે તે સરખામણીથી ઉપજતી ખુશી. અને મારા દોસ્તો, સુખી કરતાં દુખી લોકોની આ ખુશી કંઇ થોડો લાભ નથી. પણ બાઇબલમાંની નીતિનું દર્શન ગરિબ માણસની વાર્તામાં કહેલાં સુખોમાનું એક સુખછે. તે ગરીબ માણસ જે કે સ્વર્ગમાં હતો, અને ત્યાંની બધી મોજ ભોગવતો હતો તોપણ તે એક વખતે દરિદ્ર હતો અને હમણા સુખી હતો; તથા ગરિબ માણસોનાં દુઃખો કેવાં હોયછે તેનો તેણે અનુભવ લીધો હતો, અને હાલ સુખની લેહેરો ભોગવતો હતો એ બાબતને તેના સુખના વધારા તરિકે વર્ણવેલી છે.

મારા દોસ્તો; આ પ્રમાણે તમે જોયું કે તત્વજ્ઞાનથી કયારે પણ ન મળે એવો દિલાસો ધર્મથી મળેછે. તે ખુદાની સુખી તથા દુઃખી તરફ સમાનતા બતાવેછે, અને બધાં મનુષ્ય સુખો આખરે એકજ દરજ્જે આણી મૂકેછે. ગરિબ તેમજ પૈસાદારને ભવિષ્યમાં સરખું સુખ મળવા તે જણાવેછે, અને તેની ઉમેદ રાખવાની બન્નેને સરખી આશા આવેછે. પરંતુ જો પૈસાદારને મોજ ભોગવવાનો લાભછે, તો ગરીબને જ્યારે ભવિષ્ય અનંત સુખથી ઘેરાયલો હોય, ત્યારે દુઃખી થવું એ શું છે તે અનુભવથી અનંત સંતોષ મળેછે. અને કદી આ ફાયદો પ્રમાણમાં થોડો ગણીએ તોપણ તે અનંત રહેશે એટલે તેના અરસાની લંબાઇને લીધે પેલા પૈસાદારોના સંસારિક સુખો ના બહોળાપણાનું સાટું વળી જાયછે.

ત્યારે આ દિલાસા ગરિબોને માટે ખાસ જોવામાં આવેછે; અને તેમાં તેઓ બીજા લોકો કરતાં ચઢીઆતા છે. બાકી બીજી બાબતોમાં તેઓ તેમનાથી ઉતરતા છે. જેઓને ગરિબોનાં દુઃખોનો અનુભવ મેળવવો હોય તેઓએ આ જીંદગી જોવી, તથા સહન કરવી જોઇએ. કેટલાક લોક એમ બકેછે કે ગરિબ લોકો આ દુનિયામાં સુખી છે. પરંતુ તેઓનું એ બોલવું કોઈપણ માનતું નથી તેમ પોતે ગરિબ થઈ તે વાત સિદ્ધ પણ કરી નથી આપતા. જે લોકોને જીંદગીની જરૂરીઆતો પુરતી છે, તેઓ ગરીબ નથી; અને જેઓને તેની તંગી છે તેઓ દુઃખીજ હોવા જોઇએ, અને ખરેખર, દોસ્તો, આપણે દુઃખીજ છીએ. બ્રહ્મજ્ઞાન રાખવાના વ્યર્થ યત્નોથી તેઓની કુદરતી જરૂરીઆતો કંઈ શાંત પડતી નથી; કેદખાનાની અંધારી હવાને કંઈ મનોરંજકપણું મળતું નથી, તેમજ ઉદાસી અંતઃકરણને કંઈ ચેન પડતું નથી; સુખસેજપર સુતો સુતો બ્રહ્મજ્ઞાની છો કહે કે, આપણે એ બધાંની સામે ટકાવ કરી શકીએ; પણ અફસોસ! એ ટકાવ કરવાનો યત્નજ મોટામાં મોટું દુઃખ છે. મોત તો નજીવું છે; અને હરકોઈ તે સહન કરી શકે; પણ વેદના ભયંકર છે અને તે સહન કરવી દરેક જણને ભારે પડેછે; તેટલા માટે મારા દોસ્તો સ્વર્ગમાં સુખ મળવાનાં વચનો તો આપણને ખાસ કરીને પ્રિય લાગવાં જોઇએ, કારણકે જો આપણને માત્ર આ જીંદગીમાંજ બદલો મળવાનો હોય તો પછી, સૌ માણસ કરતાં આપણા તો અતિશય ભોગ મળ્યા. જ્યારે હું આ શોકાતુર દિવાલો, જે આપણને કેદ કરવાને તેમજ ભય ઉપજાવવાને બનાવેલી છે, આ અજવાળું જે આ જગાનું માત્ર વિકાળપણું જણાવવાને કામે લાગે છે, પેલી બેડીઓ જે જુલમથી નંખાઇ છે યાતો ગુન્હાને લીધે જે નાંખવાની જરૂર જણાઇછે તે તરફ હું આસપાસ જોઉંછું, તેમજ આ તવાઈ ગયેલાં મોઢાં તરફ નજર કરૂંછું અને પેલી દુઃખની રાડો સાંભળું છું ત્યારે જણાય છે કે અરે યારો, આના બદલામાં સ્વર્ગનો કેવો ઉત્કૃષ્ટ ફેરફાર થશે. હવાના જેવા છુટ પ્રદેશમાં ઉડવું, અનંત સુખના આનંદમાં મોજ માણવી, ભક્તિનાં અખુટ સ્તોત્રો ગાવાં, અપમાન

યાતો ધમકી આપવાને કોઇપિણુ શેક ન હોતાં ભલાઈનાં સ્વરૂપનેજ (પરમાત્મા ) અખંડ દેખ્યા કરવું, એ વિગેરે બધી બાબતોનું જ્યારે હું ચિંતવન કરૂં છું, ત્યારે મોત અત્યંત સારી ખબરનો કાસદ જણાય છે. અરે! ત્યારે તો તીવ્ર તીર પણુ મારા આશ્રયદંડ જેવા થઇ પડેછે; ત્યારે તો આ જીંદગીમાં કંઈ માલ જેવું જણાતું નથી; ત્યારે તો એવું કંઈ નથી; જેને લાત મારી છોડી નહીં દઇએ. રાજાઓ પણુ પોતાના મેહેલમાં બેઠાબેઠા આવા ફાયદાઓની ઝંખના કરે છે; ત્યારે આપણે ગરિબ છીએ એટલે તો તેને માટે આપણે અત્યુત્કંઠિત થવું જોઇએ.

પણુ એ બધા ફાયદા આપણે પામીશું? અલબત, જો આપણે તેને માટે યત્ન કરીશું, તો તે ખચીત્ત આપણુને મળશે. અને એ પણુ દિલાસા જેવું છે કે, તેને માટે આપણા પ્રયાસમાં ખલ્લલ પહોંચાડે એવી ઘણી લાલચોથી આપણે મુક્ત છીએ. આપણે તો માત્ર યત્ન કર્યો કે તે પામીજ ચુકયા છીએ. અને વધારે દિલાસા જેવું તો એ છે કે, તે પણુ વળી નિર્વીલંબે. કેમકે જ્યારે આપણે આપણી ગત જીંદગી તરફ નજર કરીએ છીએ, ત્યારે તે માત્ર એક વેંત જેટલી જણાય છે, અને આપણી ભવિષ્યની જીંદગી વિષે આપણે ગમે તેમ ધારીએ તો તે તેથી પણુ થોડી મુદતની માલૂમ પડશે. જેમ આપણે મોટા થતા જઇએ, તેમ તેમ વખત જલ્લદીથી વટાઈ જતો જણાયછે, અને લાંબા મહાવરાને લીધે તેનો ટકાવ આપણી નજરમાં આવતો નથી. માટે હમણાં આપણે દિલાસો લેવો જોઇએ કે, આપણી આ જીંદગીની મુસાફરીનો છેડો જલદી આવશે. આપણાપર મૂકાયલા ઈશ્વરના ભારે બોજાને આપણે હવે તરત હેઠળ મૂકી આપશું. અને મોત એજ માત્ર દુઃખીનો દોસ્ત છે. તે પણુ જો કે થકિત થયેલા મુસાફરને જોઈ જોઇને થોડા વખત સુધી તેનાપર હસેછે અને દૃષ્ટીમર્યાદાની માફક દૂરને દૂર નાસતો જાયછે, તોપણુ એવો વખત તરત અને નક્કી આવશે કે જ્યારે આપણે આ જીંદગીની વેઠમાંથી છુટીશું, જ્યારે મોજ માણુતા મોટા માણુસો આપણાપર જુલમ ગુજારી શકશે નહિ, જ્યારે આપણે આપણા અ-

હીના દુઃખોનો ખુશીથી વિચાર કરીશું, જ્યારે આપણે આપણા બધા મિત્રો અથવા તો જેઓ આપણી દોસ્તીને યોગ્યજ હશે, તેઓની સાથે આપણે રહીશું અને જ્યારે આપણું સુખ અવર્ણનીય અને વળી અધુરાંમાં પુરૂં અનંત થશે."

---

## પ્રકરણ ૩૦ મું.

**વધારે સુખ આપનારી આશાઓ દેખાવ દેછે. આપણે દ્રઢતા પકડીએ તો, આપણું નશીબ બદલાઈ સારા તરફ વળવા લાગેછે.**

આ પ્રમાણે જ્યારે મેં મારો બોધ પૂરો કર્યો અને સાંભળનારાઓ ઉઠી ગયા, ત્યારે જેલર જે બીજા જેલરો કરતાં વધારે રહેમવાળો હતો, તેણે કહ્યું કે "તમારા છોકરાને વધારે સખ્ત કેદખાનામાં રાખવાનો હુકમ છે, તેથી મારા તેમ કરવાથી તમારે ગુસ્સે થવું નહિ, સબબ મારી ફરજની રૂએ મારે તેમ કરવા વિના છુટકો નથી; તોપણ દરરોજ સવારમાં તમને મળવા આવવા માટે તેને હું રજા આપતો જઈશ." મેં તેની આ રહેમ માટે તેનો આભાર માન્યો, અને મારા છોકરાનો હાથ પકડી તેને મળ્યો અને કહ્યું કે "(ધીરજ રાખવી એ) આપણી એક મોટી ફરજ છે તે ભૂલી જતો નહિ."

હું પાછો આડે પડખે પડયો, અને એક મારૂં નાનું છોકરૂં મારા બિછાના પાસે વાંચવા બેઠું એટલામાં "મી. જેનકીનસને" અંદર આવી જણાવ્યું કે "તમારી છોકરી વિષે એવી ખબર મળી છે કે કોઇ અજાણ્યા ગૃહસ્થ સાથે તેને કોઇએ બે કલાક પહેલાં દીઠી હતી, અને તેને એમ જણાયું કે તેઓ "લંડન" શહેર તરફ પાછાં ફરતાં, રસ્તામાં પાસેના એક ગામડામાં નાસ્તો કરવા માટે થોભ્યાં હતાં."

તેણે આ ખબર કહ્યા ન કહ્યા એટલામાં તો જેલરસાહેબે કંઈક ઉતાવળ તથા કંઇક ખુશી બતાવતા ચેહેરાથી આવી ખબર આપ્યા કે "તમારી છોકરી મળી છે." એક ક્ષણ પછી "મોઝીસ" દોડતો

આવ્યો, અને મોટે સાદે કહેવા લાગ્યો કે "મારી "સોફી" બેન નીચે છે અને આપણા જુના દોસ્ત "મી. બરચેલ" સાથે ઉપર આવેછે."

તે એમ બોલી રહ્યો કે મારી વ્હાલામાં વ્હાલી છોડી અંદર દાખલ થઈ, અને હર્ષઘેલી થઇ જઈ પ્રેમાવેશમાં મને ચુમી લેવા દોડી. તેણીની માનો આનંદ તેણીની ચુપકી તથા અશ્રુપાતથી જણાઇ આવતો હતો.—તે સુંદર છોડી બોલી, "મારા છુટકારા વાસ્તે જેની હું આભારીછું તે વીરપુરૂષ આ રહ્યો. આ ગૃહસ્થની હિંમતથી હું મારાં સુખ અને સલામતી માટે તેની ઓશીંગણછું." "મી. બરચેલનો" આનંદ કંઈ "સોફ્રાયાથી" ઉતરે તેમ નહોતો, તેથી તેણે તેણીને એક ચુમી લીધી એટલે તે આગળ બોલતાં અટકી."

મેં કહ્યું, "અરે, "મી. બરચેલ," તમે જે રહેઠાણમાં હમણાં અમને જુઓછો તે તદન કંગાલ છે, અને તમે અમને આગળ જે સ્થિતિમાં જોયાં હતાં, તેથી ઘણીજ જુદી સ્થિતિમાં અમે હાલ છીએ. તમે હમેશાં અમારા મિત્ર તરિકે વર્ત્યાછો અને તમારે સંબંધે અમારી ભૂલો અમને માલૂમ પડેલ છે. ને તમારા તરફ અમારા અપકાર માટે અમને પસ્તાવો થયોછે. તમારા પ્રત્યે જે તોછડી વર્તણુંક અમે ચલાવી છે, તેને માટે મ્હોં બતાવતાં હું શરમાઉંછું, પરંતુ ઉમેદ છે કે તમે એ સઘળું દરગુજર કરશો; કેમકે જે નીચ અપકારી માણસે મિત્રાઈના ડાંભિક ડોળથી મારૂં કાશળ કાઢયું છે, તેનાથી હું ઠગાયોછું."

"મી. બરચેલ" બોલ્યો, "તમે મને ગુસ્સે થવાનું કંઇ પણ કારણ આપ્યું નથી એટલે હું માફ શું કરી શકું? તે વખતે તમે ભ્રાંતિમાં પડ્યાં હતાં, એવું મને કંઇક લાગ્યું, પણ તે અટકાવવા મારી પાસે કંઈ ઉપાય નહોતો, એટલે માત્ર તમારા પર દયા ખાઇને બેશી રહ્યો."

મેં કહ્યું, "તમે ઉમરાવ દિલના માણસ છો, એમ મને હમેશ થયાં કરતું. પરંતુ હવે તો તેની મને ખાત્રી થઇ; પણ મારી વ્હાલી છોડી, મને કહે તો ખરી કે તું કેમ બચી, અને તને ઉપાડી જનાર હરામખોરો કોણ હતા.?"

તેણીએ જવાબ આપ્યો, "ખરેખર, બાપા, મને ઉપાડી જનાર હરામખોર કોણ હતો તે હું અદ્યાપિ પર્યંત જાણુતી નથી, કારણકે જ્યારે હું અને મારી મા બહાર ફરતાં હતાં, ત્યારે તે અમારી વાંસે આવ્યો, અને હું મદદને માટે બૂમ પાડું એટલામાં તો મને ગાડીમાં નાંખી ક્યાંય દોડાવી ગયો. રસ્તામાં કેટલાક માણુસો મળ્યા, જેમને મેં મદદ માટે બૂમો પાડી, પણ કોઇએ મારી દાદ સાંભળી નહિ. તે દરમ્યાનમાં તે હરામખોર મને બૂમો પાડતી અટકાવવાને અનેક યુક્તિઓ કરતો હતો; ઘડીકમાં મીઠું મીઠું બોલી ખુશામત કરે, ઘડીકમાં ડરાવે, ને સોગન ખાય કે ચુપ રહીશ તો તે મને કંઈ ઈજા કરશે નહિ. પણ મેં તો તે વખતમાં ગાડીની આસપાસ જે પડદો બાંધ્યો હતો તે ફાડી નાંખ્યો. એટલામાં દૂરથી તમારા જુના દોસ્ત "મી. બરચેલ" દેખાયા. તેઓ પોતાની હમેશની ઉતાવળી ચાલથી ચાલ્યા આવતા હતા, અને હાથમાં એક મોટી ડાંગ લીધી હતી, જે ડાંગ માટે આપણે હમેશાં બહુ મશ્કરી કરતાં. અમે એક બીજાનું બોલવું સાંભળી શકીએ, એટલે નજદીક જ્યારે તે આવ્યા ત્યારે તેનું નામ દેઈ મેં તેમને હાંક મારી અને મદદને માટે આજીજી કરી. કેટલાક વખત સુધી મેં બૂમો પાડ્યા કરી એટલે તેમણે મોટે અવાજે ગાડીવાળાને ગાડી ઉભી રાખવા કહ્યું. પણ ગાડીવાળો કંઈ ધ્યાન આપ્યા વગર ત્વરાથી હાંકતો ચાલ્યો. તેથી મેં ધાર્યું કે તેઓ અમને પકડી પાડી નહિ શકે, પણ આંખ મીચીએ એટલામાં તો "મી. બરચેલને" ઘોડાની બાજુએ દોડતા આવતા જોયા, અને તેમણે એક ઘામાં ગાડીવાનને નીચે પાડયો. ગાડીવાન પડયો કે ઘોડા પોતાની મેળે ઉભા રહ્યા. એટલે તે હરામખોર બહાર કુદકો મારી સોગન ખાતાં તથા ધમકી આપતાં પોતાની તરવાર ખેંચી બોલ્યો, "નાશી છુટ, નહિ તો જાન ખોઇશ." પણ "મી. બરચેલે" તો એકદમ દોડી આવી તેની તરવારના ટુકડે ટુકડા કરી નાંખ્યા, અને પછી પાએક માઇલ સુધી તેની પુઠે લાગ્યા. પણ તે હાથ આવ્યો નહિ. મારા રક્ષકને મદદ કરવાની ઉત્કંઠાથી હું પણ ગાડીમાંથી બહાર નીકળી, પરંતુ તેટલા વખતમાં તો તેઓ ફતેહમંદ થઇ મારી પાસે

પાછા વળી આવ્યા. ગાડીવાન પણ હવે શુદ્ધિમાં આવ્યો હતો તેથી નાસવાનું કરતો હતો; પણ "મી. બરચેલે" તેને કહ્યું કે "જો તારે જીંદગીનો ખપ હોય તો અમને ગાડીમાં બેસાડી શહેર તરફ પાછો લઈ ચાલ;" અને તેણે જોયું કે સામે થવામાં કંઇ માલ નથી તેથી તે વાત તેણે દિલગીરી સાથે કબુલ કરી. તેને જે જખમ થયો હતો, તે મને તો જોખમ ભરેલો જણાયો. જેમ જેમ અમો આગળ ચાલતા ગયા તેમ તેમ પેલો ગાડીવાન પોતાના જખમની પીડાનો કળકળાટ કરતો ગયો; તેથી આખરે "મી. બરચેલને" દયા આવી અને મારી માંગણીથી જે હોટલમાં અમે ઢાળો કર્યો ત્યાંથી અમે બીજી ગાડી કરી."

મેં કહ્યું, "ભલે આવી, મારી વ્હાલી દીકરી, અને તેના બહાદુર રક્ષણકર્તા તમે પણ હજારવાર ભલે પધાર્યા. અમારી મેંમાની તો ગરિબ છે, પણ અમારાં અન્તઃકરણ તમને ખરા ભાવથી તે આપેછે; અને હવે મી. "બરચેલ" તમે મારી છોકરીને બચાવી, તેને માટે હું તેણીને તમારે વેરે આપું એ પૂરતો બદલો છે, એમ તમે સમજતા હોતો તેણીને તમારે તમારીજ સમજવી. અને જો મારા જેવા ગરિબ કુટુંબ સાથે સંબંધ કરવા તમારૂં મન માનતું હોય તો, તે હું ખુશીથી કબુલ કરૂંછું. તેણીનું દિલતો તમે આગળથી જ મેળવી લીધું જણાય છે, તો હવે ભલે તેણીની કબુલાત તમે મેળવો, એટલે મારી કબુલાત આવીજ ગઈ સમજજો. પરંતુ સાહેબ, એટલું તો મને કહેવા ઘો કે આ બક્ષિસ કંઈ જેવી તેવી નથી. તે તેણીની ખુબસુરતી માટે પંકાયલી છે, એ વાત ખરી; પણ મારા કહેવાનો અર્થ જુદોજ છે, એટલે કે હું તમને એવી છોકરી ઇનાયત કરૂંછું કે જે ઉમદા સદ્ગુણોનો ભંડાર છે."

"મી. બરચેલે" કહ્યું, "પણ સાહેબ, મારા ધારવા પ્રમાણે મારી સ્થિતી વિષે, અને તેણીની યોગ્યતા અનુસાર તેણીનું ભરણપોષણ કરવાની મારી અશક્તિ વિષે આપ માહિતગાર છો."

મેં જવાબ આપ્યો કે "જો તમારી આ આનાકાનીનો અર્થ મારી માગણીને નામંજુર રાખવાનોજ હોય તો તમારી મરજી, પણ

મારા ધારવા પ્રમાણે તો તમારા કરતાં બીજો કોઇપણ માણસ તેણીને માટે વધારે લાયક નથી. અને કદાચ જો હું તેણીને હજારો રૂપિઆ, દાયજામાં આપવા સમર્થ હોઉં, અને મારી પાસે તેણીનું માગું કરવા હજારો જણ આવતા હોય, તોપણ હું તો બહાદુર "બરચેલ" શિવાય કોઈને પણ પસંદ કરૂં નહિ."

તેના ચુપ રહેવાથી મને લાગ્યું કે તે મારૂં કહેવું નામંજુર રાખેછે. ને તેથી મને ઘણી દિલગીરી થઈ. પણ તેણે મારી માગણીનો કંઇ પણ ઉત્તર વાળ્યાવિના, મને પુછ્યું કે પાસેની વીશીમાંથી ખાણું મળી શકશે કે કેમ. તેની મેં હા પાડતાં, તેણે તે વખતે સરસમાં સરસ ભોજન મળી શકે, તે મંગાવવાનો હુકમ કર્યો. તેણે વળી દારૂની ડઝન બાટલી અને મારે માટે થોડો દવા મિશ્રિત દારૂ મંગાવ્યો, અને પછી તેણે હસીને કહ્યું કે "આ પ્રસંગે હું કંઇક વધારે ખરચ કરીશ. અને જોકે આ કેદખાનું છે, તોપણ હું ખાત્રીથી કહુંછું કે, આનંદ ભોગવવા તરફ મારા મનની આટલી વૃત્તિ કયારે પણ થઇ નહોતી." તરતજ ખીજમતદાર આવ્યો, અને કામની બહુ ધામધુમ કરવા મંડી ગયો. ખાણાની સાથે દારૂ પણ મૂકવામાં આવ્યો. જેલરે અમને એક ટેબલ આપ્યું અને સરસ બનાવેલી રસોઈ પીરસાઇ.

મારી છોકરીને હજુ સુધી તેના ગરિબ ભાઈની ત્રાસદાયક હાલત વિષે કંઇ ખબર નહોતી. અને તેણીને તે ખબર આપી તેણીના તે આનંદમાં ભંગ પાડવા અમો બધાં નારાજ હતાં. પણ આનંદી દેખાવાનો મારો સઘળો યત્ન વ્યર્થ ગયો, કેમકે મારા કમનશીબ પુત્રની હાલત છુપાવવાની સઘળી કોશીશ કર્યાં છતાં તે વિષે ખબર પડ્યા વિના રહી નહિ. તેથી આખરે તેનાં દુઃખનો હેવાલ કહી સંભળાવી, તથા ખુશાલીના આ ટુંક અરસામાં તેને અમારી સાથે ભાગ લેવાની રજા માગી અમારા આનંદમાં ઉદાસી અંકુરો ઉત્પન્ન કરવાં પડ્યાં. મારા આ હેવાલથી ઉત્પન્ન થયેલી દિલગીરીની અસર મારા પરોણાઓમાંથી શાંત પડ્યા બાદ અમારા એક કેદી સોબતી "મી. જેનકીનસનને" અમારી સાથે ભાગ લેવા દેવાની મેં અરજ

કરી, તે પેલા જેલરે અસાધારણ આધિનતાના દેખાવથી મંજુર રાખી. મારા છોકરાના આવવાથી તેની બેડીઓનો ખણખણાટ સંભળાયો કે તેવીજ તેની બેન અધીરાઈથી તેને મળવા દોડી, અને તેટલામાં "મી. બરચેલે" મને પુછયું કે "શું તમારા છોકરાનું નામ "જયોર્જ" છે.?" મેં હા કહ્યા પછી વળી તે ચુપ રહ્યો. મારો છોકરો જેવો તે ઓરડામાં દાખલ થયો, તેવોજ તે "મી. બરચેલને" કંઈકિ માન અને કંઈક અચંબાની નજરથી જોતો મને જણાયો. મેં કહ્યું, "આવ, મારા બેટા, જોકે આપણાપર અત્યંત આપદા આવી પડીછે, તોપણ હજુ પરમેશ્વરે સંકટથી કંઇક વિશ્રામ આપવાને મહેરબાની કરી છે. તારી બેન ફરીથી આપણને મળી છે, અને આ રહ્યો તેનો બચાવનાર. મારી છોકરી હજુ મારી પાસેછે, તેને માટે એ બહાદૂરનો હું આભારીછું, માટે તેને દોસ્તીની રૂએ હાથ આપ."

મારા પુત્રને મેં આટલા વખત સૂધી જે કહ્યું તે વિષે તે બે દરકાર દેખાયો. અને હજુ માનની ખાતર જોઇએ તેટલે અંતરે સ્થીર ઊભો રહ્યો. તેથી તેની બેન બોલી, "મારા વહાલા ભાઇ, મારા બચાવનારનો કેમ ઉપકાર નથી માનતો ? બહાદૂર શખ્સોએ તો હમેશાં એક બીજાને ચહાવું જોઇએ."

તે હજુ પણ ચુપકી અને અચંબામાં ગરકાવ હતો તેથી આખરે અમારા પરોણાએ પોતાને તેણે ઓળખ્યો છે, એવું જાણી પોતાનો કુદરતી દમામ ધારણ કરી મારા છોકરાને પાસે આવવા હુકમ કર્યો. આ પ્રસંગે તેણે જે દેખાવ ધારણ કર્યો હતો, તેવો દબદબાનો દેખાવ મેં ખરેખર અગાઉ જોયો નહોતો. એક ફિલસુફ કહેછે **"ધૈર્યથી સંકટ ખમતો ભલો આદમી દુનિયાની એક મોટામાં મોટી વસ્તુછે, અને તેથી પણ મોટી વસ્તુ એક ભલો આદમી તેવા આદમીને સંકટમાંથી છોડવવા ધાયછે તે છે."** એક ઉંચ સ્થિતિના માણસની માફક મારા છોકરા તરફ કેટલીકવાર સૂધી જોયા પછી તે બોલ્યો, "અવિચારી છોકરા, મને હજુ લાગેછે કે તેજ ગુન્હો." તે એટલું બોલ્યો કે જેલરનો એક માણસ અમને ખબર કરવા આવ્યો કે, એક મોટો ગૃહસ્થ જે શહેરમાં ગાડી તથા

રસાલા સાથે આવ્યો છે તેણે અમારી સાથે બેઠેલા ગૃહસ્થને બંદગી સાથે પુછાવ્યુંછે કે તેઓ સાહેબની મુલાકાત ક્યારે થશે. અમારો પરોણો બોલ્યો, "તેને કહોકે થોડીવાર થોભે, મને ફુરસદ મળશે એટલે બોલાવીશ." અને પછી મારા છોકરા તરફ મોં ફેરવી તેણે કહ્યું "સાહેબ, જે ગુન્હા માટે એક વખત મેં તમને ઠપકો આપ્યો હતો, તેજ ગુન્હો તમે ફરીથી કર્યો છે અને તે માટે કોર્ટ તમને યોગ્ય શિક્ષા આપવાની તૈયારીમાં છે. તમે કદી એમ ધારતા હશો કે તમે પોતાની જીંદગી જોખમમાં નાંખી, એટલે તમને બીજાની જીંદગીને જોખમ પહોંચાડવાનો અધિકારછે. પણ સાહેબ, એક ખુની જે પોતાની જીંદગી જોખમમાં નાંખ્યા વગર નિર્ભયપણે પોતાનું નીચ કામ પાર પાડેછે એમાં, અને દ્વંદ્વ યુદ્ધ કરનાર જે પોતાની માલ વિનાની જાન જોખમમાં નાંખી બીજાની જાનપર તાકેછે, તેમાં શો ફેરછે? જેવી રીતે એક જુગારી એમ કહે કે મેં ખોટા પૈસા તો મંડાવ્યા હતા, એટલે મેં કંઇ ઠગવાનો ગુન્હો કર્યો નથી. પણ આથી તે જુગારીની ઠગાઇ કંઈ ઓછી થતી નથી."

મેં કહ્યું, "અફસોસ! સાહેબ, તમે ગમે તે હો પણ આડે માર્ગે દોરાયલા ગરીબ પ્રાણીપર દયા કરો, કારણ કે તેણે જે કર્યું છે, તે એક ભોળવાયલી માતાના હુકમને તાબે થવા કર્યું છે જેણે પોતાના ગુસ્સાના આવેશમાં સોગન આપી પોતાના કજીઆનું વેર લેવા જણાવ્યું હતું; આ રહ્યો, સાહેબ, તે કાગળ, તેથી તમને તેની બેવકુફીની સાથે પેલાનો ગુન્હો ઓછો છે, એમ જણાશે."

તેણે તે કાગળ લીધો અને ઉતાવળમાં વાંચી ગયો. પછી તે બોલ્યોજ "જો કે આ જોઇએ તેવું બહાનું નથી, તોપણ તેથી તેનો ગુન્હો, એટલો તો ઓછો થાયછે કે તેને માફ કરવા તરફ મારા મનનું વલણ થઈ જાયછે. પછી તેણે માયાળુંપણે મારા છોકરાનો હાથ પકડી તેને કહ્યું, "સાહેબ, તમે મને હમણાં અહીં જોઇ અચંબો પામ્યા છો એમ જણાયછે, પણ મેં તો આથી પણ ઓછા ઉત્કૃષ્ટ પ્રસંગે ઘણીવાર કેદખાનાની મુલાકાતો લીધેલીછે. જે ભલા પુરૂષને માટે મને અત્યંતમાનછે, તેને ખરેખરો ઇનસાફ અપાવવા સબબે હાલ હું

અહીં આવ્યોછું. મેં તમારા પિતાની ઉદારતા લાંબા વખત થયાં છુપી રીતે જોયાં કરી છે, અને મેં તેના ગરિબ છાપરા તળે ખુશામતથી અકલંકિત માન ભોગવ્યુંછે; અને રાજાઓના મહેલમાં પણ ન મળી શકે એવું સુખ મેં તેના કુટુંબમાં આનંદી સાદાઈમાંથી અનુભવ્યુંછે. મેં મારા ભત્રિજાને અહીં બોલાવ્યોછે, અને હું ધારૂછું કે તે મુજબ તે આવ્યોછે. પુરતી તપાસ વિના તેને શિક્ષા કરવી, એ તેનું તથા તમારૂં અપમાન કરવા બરાબર છે. જો ગુન્હો થયો હશે તો શિક્ષા પણ થશે, અને એટલું તો હું ગર્વ વગર કહી શકુછું કે આજ દિન સુધી કોઇએ પણ **"સરવીલીયમ થોર્નહીલ"** ગેર ઈનસાફી છે એવું કદી કહ્યું નથી."

હવે અમને માલૂમ પડયું કે જે શખ્સને અમે લાંબા વખત થયાં, એક નિરપરાધી ગમતી દોસ્ત તરિકે લેખતાં હતાં, તે તો "સરવીલીયમ થોર્નહીલ" આપો આપ હતા; જેના સદ્‌ગુણ તથા વિલક્ષણતાથી કવચીતજ કોઈ અજાણ્યું હશે. ગરીબ મી. "બરચેલ" ખરેખર રીતે બહુ પૈસાદાર તથા મોટા વગવાળો માણસ હતો. તેનાં વચનો રાજ્ય સભામાં સ્તુતિ પાત્ર ગણાતાં, વિરૂદ્ધ પક્ષનાં માણસો પણ તેની સલાહ કબુલ રાખતાં. તે એક રૈયતનો દોસ્ત હતો, અને રાજા તરફ વફાદાર હતો. મારી સ્ત્રીને આગળ લીધેલી છુટ યાદ આવતાં બહુ બીક લાગી; પણ "સોફાયા" જે થોડી પળ પહેલાં તેને પોતાનોજ ધારતી હતી, તે હવે પોતાની તથા તેની વચ્ચે પૈસા સંબંધી સ્થિતીમાં ઘણો તફાવત હોતાં મેળવવો દુર્લભછે, એમ જાણી પોતાનો અશ્રુપાત છુપાવી શકી નહિ. દયામણે ચહેરે મારી સ્ત્રી બોલી, "અરે સાહેબ, તમે મને માફી કેમ આપી શકશો ? આપ જ્યારે છેલી વખતે મારે ત્યાં પધાર્યા હતા, ત્યારે આપનો જે મેં તિરસ્કાર કર્યો, અને ઉદ્ધતાઇથી જે મેં મશ્કરીઓ કરી, તેને મારે માટે આપ મને કદી પણ માફ નહિ કરો, એવી મને બીક લાગેછે." તેણે હસ્તે ચહેરે જવાબ આપ્યો, "અરે વહાલી ભલી બાઇ, જો તમે મશ્કરી કરી, તો મેં પણ તેનો જવાબ વાળ્યો હતો. મારી મશ્કરી પણ તમારા જેવીજ હતી કે નહિ તેનો ઈનસાફ હું તે દિવસના મંડળનેજ સોંપુંછું. ખરૂં પુછો તો એક જણ જેણે મારી પેલી વત્સેને એટલી બધી બીવડાવી, તેના શિવાય

મારે કોઇનાપર ગુસ્સે થવાનું હાલ કારણ નથી. મને તે હરામખોરનો ચેહેરો જોવાનો વખત પણ ન મળ્યો કે તેનો હેવાલ જાહેરખબરમાં છપાવું. "મારી વહાલી "સોફાયા," કહે તો વારૂ, જો તું તેને ફરીથી જુએ તો ઓળખે કે ?"

તેણીએ જવાબ આપ્યો, "સાહેબ, ખરેખર, હું નકી કહી શકું નહિ. પણ હવે મને યાદ આવે છે કે તેની એક ભમરપર એકમોટો ડાઘ હતો"—"મી. જેનકીનસન' જે પાસે ઉભો હતો, તે વચ્ચે બોલી ઉઠયો કે, "બાઇ, માફ કરજો પણ એટલું તો કહો કે, તે માણસના વાળ રતાશપર હતા કે નહિ?" "સોફાયાએ" જવાબ આપ્યો, "હા, હું ધારૂંછું કે તે હતા." અને પછી તે "સરવીલીયમ" તરફ જોઇને બોલ્યો, "આપ સાહેબે તેના પગની લંબાઈ જોઇ હશે"? તે અમીરે જવાબ આપ્યો, "હું તેના પગની લંબાઈ વિષે તો કંઈ કહી શકતો નથી પણ તેની ઝડપ વિષે તો મને ખાત્રી છે કેમકે તે દોડવામાં મારાથી પણ વધી ગયો, જે વાત આખા દેશમાં કોઇકથીજ બની શકે તેવી છે. "જેનકીનસન" બોલી ઉઠયો "બસ, હવે મેં એને ઓલખ્યો. એ તો ખચીત એજ, આખા ઇગ્લાંડમાં તે સૌથી સરસ દોડનાર છે. "ન્યુકેસલના," "પીનવાયર" ને પણ તેણે હરાવેલ છે. "ટીમોથી બક્ષસ્ટર" તેનું નામ છે. હું તેને બરાબર ઓળખું છું, એટલુંજ નહિ પરંતુ આ ક્ષણે તે કઇ જગોએ હશે તે પણ હું જાણું છું. જો આપ જેલરને મારી સાથે બે માણસો મોકલવાનું કહો તો હું કરાર કરૂં છું કે ઘણામાં ઘણા એક કલાકની અંદર તેને અહીં હાજર કરૂં." આ ઉપરથી જેલરને બોલાવવામાં આવ્યો અને તે તરત હાજર થયો એટલે "સરવીલીયમે" તેને પુછયું કે "તમે મને ઓલખોછો?" જેલરે જવાબ આપ્યો, "હા, સાહેબ, હું "સરવીલીયમને" બરાબર ઓલખુંછું; અને જેણે જેણે તેનાં નામ વિષે સાંભળ્યું હશે, તે દરેકને એમના વિષે વધારે સાંભળવાનું મન થશે." તે અમીર બોલ્યો, "વારૂ, ત્યારે મારી માગણી એ છે કે આ માણસને અને તમારા બીજા બે સિપાઇઓને મારી સત્તાથી એક કામપર જવાની રજા આપશો અને હું "જસ્ટીસઑફ ધીપીસ" છું એટલે એ સંબંધી તમોને કંઇ હરકત થાય તેનો જોખમદાર હું છું." પેલાએ જવાબ આપ્યો, "આપ સાહેબનું વ-

ચન બસ છે. ભલે, ખુશીની સાથે, જ્યારે જ્યારે આપની મરજી હોય ત્યારે ત્યારે મને જરા ચેતવણી આપી, આખા ઇગ્લાંડમાં ગમે ત્યાં તેને મોકલાવજો."

જેલરની સંમતીથી "ટીમોથી બક્ષસ્ટરને" શોધવા માટે "જેનકીસનને" મોકલવામાં આવ્યો. અને અમો અમારો સૌથી નાનો છોકરો "બીલ" જે હમણાંજ અંદર આવ્યો, તે "સરવીલીયમની" ગરદનપર ચડી તેને વારંવાર ચુમીઓ લેતો હતો, તેની ગમત ભોગવતાં હતાં. તેની મા તેની છુટ માટે તરત શિક્ષા કરવા જતી હતી, પણ તે ભલા માણસે તેને અટકાવી. તે બાલક જે ચીંથરેહાલ હતો તેને પોતાના ખોળામાં લેઈ તેણે કહ્યું, "કેમ લુચ્ચા! તું તારા જુના દોસ્ત "બરચેલને" ઓલખે છે કે? અને અરે "ડીક," મારા ભલા સોબતી, તું પણ અહીં છે કે? તું એમ નહીં ધારતો કે હું તને ભૂલી ગયો છું." એમ કહી તેણે એક આદુવાળી રોટલીનો મોટો કકડો આપ્યો. તે પેલા ગરિબ છોકરાઓએ ઘણીજ મજેથી ખાધો, કેમકે તે સવારે તેમને સિરામણ બહુ થોડું મળ્યું હતું.

અમે પણ હવે જમવાને બેઠાં, પરંતુ તે ઘણું ખરૂં ઠરી ગયું હતું. પ્રથમ તો મારે હાથે હજુ પીડા હતી એટલે "સરવીલીઅમે" તેની દવાનું પાનું લખી આપ્યું કેમકે શોખને ખાતર તેણે વૈદકનો અભ્યાસ કર્યો હતો, અને તે ધંધામાં તેની નજર ઠીક પડતી હતી. તે શહેરમાં જે ગાંધી રહેતો હતો, તેની પાસેથી દવા મંગાવી મારા હાથપર ચોપડવામાં આવી કે એકદમ મને આરામ થયો. અમે જમતાં હતાં તે વખતે જેલર પણ હાજર થઈ ઉભો હતો, કેમકે અમારા પરોણાની જેમ બને તેમ વધારે બરદાસ્ત થાય તેમ કરવાને તે વધારે આતુર હતો. અમે હજુ બરાબર જમી રહ્યાં, તે પહેલાં તેના ભત્રિજા તરફથી બીજો સંદેશો આવ્યો કે તે પોતાની આબરૂ તથા નિરપરાધીપણું સિદ્ધ કરી આપવાને ત્યાં આવવાની રજા માગે છે. તે અમીરે તે અરજ કબુલ રાખી "મી. થોર્નહીલને" અંદર દાખલ થવાને જણાવ્યું.

# પ્રકરણ ૩૧ મું.

## આગળના પરોપકારનો અણધારેલા વધારા સહીત બદલો.

"મી. થોર્નહીલ" હસ્તે ચેહેરે અંદર આવ્યો (જે હસવું તે જ્યારે જોઇએ ત્યારે ધારણ કરી શકતો હતો) અને પોતાના કાકાને ભેટવા જતો હતો પણ તેણે તેને ધિક્કારથી તરછોડી કાઢયો; અને કરડે ચેહેરે તે અમીરે કહ્યું, "ભાઈ સાહેબ, તમારી ખુશામત હમણાં એક કોરે મૂકો. મારો પ્યાર મેળવવાનો રસ્તો માત્ર પ્રમાણિકપણે વર્તવાનોજ છે. વારૂ સાહેબ, આ ગરિબ માણસ સાથે પ્રથમ દોસ્તીભાવ બતાવી પછીથી આ પ્રમાણે જુલમાટથી વર્ત્યા તેનું કારણ શું ? પરોણા ચાકરીના બદલામાં તેની છોકરીનું હરણ કર્યું, અને પછી અપમાન સબબે ગુસ્સો બતાવવા માટેજ તેને કેદખાનામાં નખાવ્યો કે? પેલો તેનો છોકરો જેની સાથે મરદાનગીથી બાથ ભીડતાં તું ડર્યો તેને પણ"—તેનો ભત્રિજો વચ્ચે બોલી ઉઠયો, "શું મારો કાકો જેણે વારંવાર સમજુતી આપી મને તેમ કરતાં અટકાવ્યો છે તે પોતે એમ કરવામાં ગુન્હો નથી એમ કહે એ સંભવિત છે"?

"સરવીલીયમ" બોલ્યો, "તમારો ઠપકો વ્યાજબી છે, એ વાતમાં તમે ડહાપણથી અને સારી રીતે વર્ત્યા છો, તોપણ જેવી રીતે તમારા પિતા વર્તે તેવી રીતે ખરેખર નહિજ! મારો ભાઈ તો પ્રમાણિકપણાનું પૂતળુંજ હતું અને તમે પણ આ વાતમાં તો બરાબર વર્ત્યા છો અને તેને માટે હું તમને ખરેખર સાબાશી આપુંછું."

તેનો ભત્રિજો બોલ્યો, "અને હું આશા રાખુંછું કે મારી બાકીની વર્તણુક ઠપકાને પાત્ર નથી, એવું તમને જણાશે. સાહેબ, હું આ ગૃહસ્થની છોકરી જોડે કેટલીક જાહેર ગમતોની જગોએ ગયો. એટલે એ તોછડાઈના કામને માટે નિંદાખોર લોકોએ કાઢી જવાનો આરોપ મૂકી દીધો. પછી હું પોતે તેણીના પિતા પાસે સંતોષ પૂર્વક ખુલાસો આપવાની ઉત્કંઠાથી ગયો, પણ તેણે તો મને અપમાન તથા ગાળોથી વધાવી લીધો. બાકી તે અહીં જેલમાં પડયો છે તે

વિષે પુછતા હો તો તે મારો વકીલ તથા કોઠારી આપને કહેશે, કેમકે મારા કામની તમામ વ્યવસ્થા મેં તેમને હાથ સોંપી છે. જો તેણે કરજે નાણું કાઢયાં હશે અને પછી પાછા આપવા ખુશી નહી હોય અથવા તો અશક્ત હશે તો આ પ્રમાણે ઉપાય લેવાની તેમની ફરજ છે; અને કાયદાની રૂએ કોર્ટમાં લડી પોતાના પૈસા પાછા મેળવવા એમાં કંઈ જુલમ યા ગેરવ્યાજબીપણું મને જણાતું નથી".

"સરવીલીયમે" કહ્યું, "જો એ બધું તમો કહોછો એમજ હોય તો તમે તદન નિર્દોષ છો; અને જો કે તમારા તાબાના માણસોના જુલમથી આ ગૃહસ્થને તમે હેરાન થવા ન દત, તો તમારી વર્તણુક વધારે સાલસ ગણાત, તોપણ હાલ તે કંઈ અન્યાયવાળી નથી."

તે "સ્કવાયરે" જવાબ વાળ્યો, "એક પણ બાબત ખોટી છે એવું તે કહી શકે એમ નથી, અને જો કહી શકતો હોય તો ભલે કહે. મારા કેટલાક નોકરો મેં જે કહ્યું છે તેના ખરાપણાની શાક્ષી આપવાને તૈયાર છે". ખરેખર, હું તેની કોઈપણ વાત ખોટી કરી બતાવું એમ નહોતું તેથી હું ચુપ રહ્યો. એ જોઇને તે બોલ્યો, "સાહેબ, આ પ્રમાણે મારૂં નિરપરાધીપણું સાબીત થયું છે, અને આપ કહેતા હો તો હું આ ગૃહસ્થના બીજા બધા ગુન્હા માફ કરવા તૈયાર છું, તોપણ મારાપર આપનો અભાવ ઉત્પન્ન કરવાની તેમની કોશીશ જોઈ હું મારો ગુસ્સો સમાવી શકતો નથી. ( એક તરફથી આવી કોશીશ ) અને બીજી તરફથી તેનો છોકરો મારો જીવ લેવા તૈયાર થયો;—આ ગુન્હો તો એવો છે કે તેને માટે કાયદેસર ઉપાય લેવા મેં નિશ્ચય કર્યો છે. દ્વંદ્વયુદ્ધ માટે જે લખિત કહેણ મોકલવામાં આવ્યું છે તે આ રહ્યું. અને તેના પૂરાવામાં બે શાક્ષીઓ પણ છે. મારો એક ચાકર તો જોખમભરેલી રીતે ઘવાણો છે, માટે મારા એ નિશ્ચયમાં મને ઉમેદ છે કે મારો કાકો વચ્ચે નહિ પડે, અને કદાપિ તેઓ વચ્ચે પડે તોપણ હું તેને કોર્ટમાં ઘસડી લઈ જવા વિના છોડીશ નહિ, અને તેના ગુન્હાનું પરિણામ તેને ભોગવવુંજ પડશે".

મારી સ્ત્રી બોલી, "મુઆ રાક્ષસ, શું હજુ તારૂં વેર વળ્યું નથી? અને હજુ શું તું મારા ગરિબ છોકરાપર જુલમ ગુજારીશ?

મને આશા છે કે આ ભલા "સરવીલીયમ" અમારૂં રક્ષણ કરશે, કેમકે મારો પુત્ર એક નાના બાળક જેવો નિરપરાધી છે; ખરેખર તે રાંકછે; અને તેણે કોઇને પણ કયારે ઇજા કરી નથી."

તે ભલા માણસે જવાબ આપ્યો, "બાઈ, તેને બચાવવા માટે તમારી ઇચ્છા જેટલીજ મારી ઈચ્છાછે; પણ દિલગીરછું કે તેનો ગુન્હો તદન નિઃશંસયછે; અને જો મારો ભત્રિજો હઠ પકડશે તો"– પરંતુ આ વખતે મી. "જેનકીનસન" અને જેલરના બે નોકરો આવી પહોંચ્યાથી અમારૂં ધ્યાન તેમના તરફ ખેંચાયું. તેઓએ એક લાંબા માણસને ધકા મારી અંદર દાખલ કર્યો; તેણે ખાનદાનીવાળો પોષાક પહેર્યો હતો, ને તે મારી છોકરીને ઊપાડી જનાર હરામખોર વિષેની અગાઊ મળેલી હકીકત પ્રમાણે મળતો આવતો હતો. "જેનકીનસન" તેને અંદર ખેંચીને બોલ્યો, "આ રહ્યો, તે હરામખોર પકડાયો છે. એને તો ફાંસીએ લટકાવવો જોઈએ." જે ઘડીએ મી. "થોર્નહીલે," "જેનકીનસન" તથા તેના હવાલાના કેદીને જોયા તેવોજ તે થર થર ભયથી કાંપવા લાગ્યો. પોતે કરેલા ગુન્હાનું તેને ભાન થતાં તેનો ચહેરો ઊતરી ગયો; અને તે નાશી જવાનું કરતો હતો, પણ "જેનકીનસન" તેની ધારણા સમજી જવાથી તેને અટકાવી બોલ્યો "કેમ, સ્કવાયર સાહેબ? તમારા જુના દોસ્ત "જેનકીનસન" તથા "બકસ્ટરથી" શરમાઓછો શું? આવીજ રીતે બધા મોટા માણસો પોતાના દોસ્તોને ભૂલી જતા જણાયછે, પણ અમે તો તમને નહિ ભૂલી જવાના સોગન ખાધાછે." પછી તે "સરવીલીયમ" તરફ ફરીને બોલ્યો, "સાહેબ, આ આપણા કેદીએ સઘળું કબુલ કર્યુંછે. જે ગૃહસ્થ વિષે જોખમ ભરેલી રીતે ઘાયલ થવાની જે હકીકત જાહેર થઈછે, તે પણ આ શક્ષ પોતેજ. એતો કહેછે કે મી. "થોર્નહીલેજ" તેને એ કામ કરવાને યોજ્યો હતો; અને જે લુગડાં હાલ એણે પહેર્યાછે, તે પણ ગૃહસ્થના જેવો દેખાવા માટે તેણેજ એને આપેલાંછે, અને પેલી ગાડી પણ તેણેજ આપેલી હતી; તેઓએ આપસમાં એવું ઠરાવ્યું હતું કે આણે તે તરૂણીને એક નિર્ભય જગાએ ઊપાડી જવી, ને ત્યાં તેણીને બીવડાવવા માટે ધમકાવવી. તે દરમ્યાનમાં જાણે દૈવયોગથી મી.

"થોર્નહીલે" આવી પડવું તથા તેણીને બચાવવી, તેમાં તેઓએ એક બીજા જોડે થોડુંક લડવું અને પછી આણે નાશી જવું.

આ પ્રમાણે તેણીનો પ્યાર સંપાદન કરવા, મી. "થોર્નહીલને" રક્ષક તરિકે સરસ તક મળે."

"સરવીલીયમને" તે ડગલો પોતાનો ભત્રિજો અગાઉ પહેરતો એ યાદ આવ્યું અને બાકીની હકીકત તે કેદીએ કહી તેથી તે પુરવાર થઇ. છેલ્લે તે કેદીએ જણાવ્યું કે "મી. "થોર્નહીલે" મને ઘણી વાર કહ્યુંછે કે હું તે બન્ને બહેનો પર એકાવખતે ફીદા છું."

"સરવીલીયમ" બોલી ઊઠયો, "વાહ! દૈવ! મેં તે કેવો ઝેરી નાગ ઉછેર્યોછે, અને જાહેર ઇનસાફ માટે તે જેવી રીતે કહેતો હતો એવોજ શોખી જણાયછે! પરંતુ તેને તો હવે જાહેર ઇનસાફ મળશેજ. અરે, જેલર, પકડો એને. નહિ, નહિ, જરા થોભજો, કેમકે તેને કેદ કરવાને હજુ કાયદાસર પુરાવો હોય તેમ મને જણાતું નથી."

આ ઉપરથી મી. "થોર્નહીલે" ઘણીજ નમ્રતા પૂર્વક અરજ કરી કે એવા બે હલકા માણસોને તેની સામે પુરાવા તરિકે કબુલ નહિ રાખવા જોઇએ, અને તેના નોકરોની જબાની લેવી જોઈએ. "સરવીલીયમે" જવાબ વાળ્યો, "અરે નીચ, હવેથી તારે તેને તારા નોકરો ન સમજવા. પરંતુ ચાલો જોઈએ, એ માણસો શું કહેવા માગેછે, તે પણ સાંભળીએ. વારૂ, બોલાવો એના બુટલેલને. જ્યારે બુટલેલ ત્યાં આવ્યો, ત્યારે તેણે પોતાના આગળના શેઠના ચેહેરાપરથી જાણી લીધું કે હવે એનામાં કંઈ દમ નથી. પછી "સરવીલીયમે" તેને કરડે ચેહેરે પુછ્યું, "વારૂ, બોલો, તમે તમારા શેઠની સાથે પેલા માણસને તેનાં કપડાં પહેરી જતાં કદી જોએલો છે?" બુટલેલે કહ્યું, "હા, સાહેબ, હજાર વખત." "મી. થોર્નહીલ" વચ્ચે બોલી ઉઠયો, "અરે મારી રૂબરૂ આમ બોલવાની તું કેમ હિંમત ધરેછે!" બુટલેલે કહ્યું, "તમે તો ઠીક, પણ મોટા મહાનદાતા હોય તોંપણ શું થયું? ખરૂં પુછતા હો તો, "મી. થોર્નહીલ," હું તમને કદી પણ ખરેખર ચહાતો નહિ. અને એ મારા મનની વાત હવે તમને કહેવામાં હરકત જણાતી

નથી." મી. "જેનકીનસન" બોલ્યો, "વારૂ, ત્યારે હવે આપ મારે વિષે જે કંઈ જાણતા હો તે આ નામદારને કહો"—બુટલેલે જવાબ આપ્યો, "તમારા વિષે હું કંઇ ઘણું જાણતો નથી; પણ જે રાત્રે તે ગૃહસ્થની છોકરીને ઉપાડી લાવ્યા તે રાત્રે તમે પણ સાથે હતા." પછી "સરવીલીયમ" બોલ્યો, "વારૂ, ત્યારે હવે મને જણાયછે કે તમારૂં નિરપરાધીપણું જણાવવાને બહુ મજાનો સાક્ષી લાવ્યાછો? અરે મનુષ્ય જાતને એબ લગાડનાર! આવી નીચ સોબત.!" વળી તેણે જબાની ચાલુ કરાવી પુછ્યું, "વારૂ બુટલેલ, પેલા બુઢ્ઢા ગૃહસ્થની છોકરીને ઉપાડી લાવનાર શખ્સ આ હશે?" બુટલેલ બોલ્યો, "ના, સાહેબ, એ કામ તો સ્કવાયર સાહેબે પોતેંજ માથે લીધું હતું. બાકી એ તો જે પાદરીએ તેઓને પરણાવી દેવાનું ધૂર્તપણું કર્યું તેને બોલાવવા ગયો હતો." "જેનકીનસને" કહ્યું, "ખરી વાત, એમાં મારાથી ના નપાડી શકાય; મને તો એજ કામ સોંપવામાં આવ્યું હતું, અને મારે તે શરમપૂર્વક કબુલ કરવું પડેછે." તે અમીર મોટેથી બોલી ઉઠ્યો, "આહા! દૈવની ગતિ ન્યારીજ છે! તેની લુચ્ચાઈની દરેક વાત છતી થઇ મને કેવો ત્રાસ ઉપજાવેછે! હવે તો તેનો ગુન્હો તદન દેખીતો છે; અને મને લાગેછે કે તેણે જુલમ, બાયલાપણું તથા કીનાથીજ તેમને સતાવ્યા છે. મી. જેલર, હું કહુંછું કે, આ યુવાન અમલદાર જે તમારો કેદી છે તેને છુટો કરો અને તેનું જોખમ મારે શિર છે. જે માજીસ્રેટ તેને કેદ કરેલો છે તે મારો દોસ્ત છે, અને તેને હું સઘળી હકીકત જાહેર કરીશ.—પણ પેલી દુર્ભાગી યુવાન સ્ત્રી પોતે ક્યાંછે? આ નીચની સામે રજુઆત કરવા તેને બોલાવો; કેવા છળથી તે તેણીને ફોસલાવી લઈ ગયો, એ જાણવા મારી ઇચ્છા છે. તેણીને અહીં આવવા વિનતી કરો, ક્યાં છે તે?"

મેં કહ્યું, "અરે સાહેબ, એ સવાલથી મારૂં હૃદય ભેદાઇ જાયછે. મને એ છોકરીનું સુખ આગળ હતું ખરૂં પણ હવે તો તેના દુઃખોને લીધે તે" અહીં કોઇકના આવી પડવાથી હું અટક્યો, અને જોઊં છું તો મીસ "આરબેલા વીલ્મોટ" જે આવતી કાલે મી. "થોર્નહીલ" સાથે પરણવાની હતી તે અંદર આવી. તે "સરવીલીયમ" તથા

તેના ભત્રિજાને અહીં જોઇ હદપાર અજાયબ પામી, કેમકે તે તો ત્યા અનાયાસે આવી ચડી હતી. એવું બન્યું કે તે પોતાના ઘરડા પિતાની સાથે તે ગામડામાં થઈને પોતાની ફોઇને ત્યાં જતી હતી. સબબ તે ફઇએ તેણીને મી. "થોર્નહીલ" સાથે પોતાને ત્યાં પરણાવવાનો આગૃહ કર્યો હતો. રસ્તામાં તે ગામને બીજે છેડે આવેલી હોટેલમાં ઢાળો કરવાને ઉતર્યા હતાં, ત્યાં બારીમાંથી તે તરૂણીએ મારા એક છોકરાને ગલીમાં જોયો, તેથી તેણીએ તરતજ એક સિપાઇ મોકલાવી તે છોકરાને પોતાની પાસે બોલાવ્યો, અને અમારાપર પડેલાં દુ:ખોનો થોડોક હેવાલ તેના પાસેથી જાણી લીધો, તોપણ તે દુખોનું કારણ તે યુવાન "થોર્નહીલ" હતો એવી તેણીને ખબર નહોતી. જેલમાં અમને મળવા આવવાની અયોગ્યતા વિષે તેણીના પિતાએ તેણીને ઘણી સમજાવી પણ તેણીએ માન્યું નહિ. અને છોકરાને રસ્તો બતાવવાનું કહ્યું, જેથી તે છોકરો તેણીને અહીં તેડી લાવ્યો, અને એ પ્રમાણે તે આવે અણુધારેલે પ્રસંગે ત્યાં આવી ચડી.

એવા અચાનક મેળાપ વિષે કંઇ પણ વિચાર દર્શાવ્યા વિના હું આગળ વર્ણન કરી શકતો નથી, અને જો કે તે દરરોજ થયાં કરેછે, તોપણ ક્યારેક બહુ અસાધારણ પ્રસંગ વિના આપણને તેથી તાજુબી લાગતી નથી. આપણી જીંદગીની દરેક સગવડ તથા મોજમજા વાસ્તે પણ કેટલા બધા અકસ્માતો બનેછે! આપણને જોઈતો ખોરાક તથા પોશાક મળવા પહેલાં કેટલા બધા દેખીતા અકસ્માતો એકઠા થાયછે. ખેડુતે ખેતી કરવી જોઇએ, વર્ષાદ પડવો જોઇએ અને વેપારીના વહાણને પવન પણ જોઈએ તેવો વાવો જોઇએ નહિ તો, અગણિત માણસોને ખોરાક, પોશાકની તંગી પડેછે.

કેટલીક મીનિટ સૂધી તો અમે બધાં ચૂપ થઇ રહ્યાં, તે દરમ્યાન તે યુવાન સ્ત્રી જેને હું મનરંજક શિષ્ય કહી બોલાવતો, તેનાં ચેહેરાપર કંઇક દયા તથા કંઈ અચંબાનો આભાસ જણાયાથી તેની ખુબસુરતીમાં નવીન સૌંદર્ય જણાયું. તે એમ સમજતી હતી કે પેલો સ્કવાયર અમારાપર જુલમ ગુજારવાને નહિ પણ અમારી મદદે આવેલો હતો તેથી તેણીએ તેને કહ્યું કે "મારા પ્યારા 'થોર્નહીલ,' ખરેખર એ તો

મારાપર તમારી જરા અવકૃપા ગણાય કે, તમે મને સાથે લીધા વિના અહીં આવો, અને જે કુટુંબ આપણા બન્નેને વહાલું છે, તેની સ્થિતી વિષે મને ચેતાવો પણ નહિ. તમે જાણો છો કે આ મારા માનવંતા બુઢ્ઢા શિક્ષક જેમને માટે હું હમેશાં પ્રીતિ ધરાવુંછું, તેમનું દુઃખ નિવારણ કરવામાં તમને જેટલી ખુશી ઉપજે તેટલીજ મને પણ ઉપજે છે. પણ મને જણાય છે કે તમે પણ તમારા કાકાની માફક હમેશાં ગુપ્તરીતે ભલું કરવામાં આનંદ માનો છો."

તે બોલતી હતી તેની વચ્ચે "સરવીલીયમ" બોલી ઉઠયો, "તે ભલું કરવામાં આનંદ માનેછે! ના, મારી વહાલી, ના; એનો આનંદ તો જેવો પોતે નીચ છે તેવોજ નીચ છે. બાઈ, એતો મનુષ્ય જાતને લજવી મારે એવો કમજાત છે. એ હરામખોરે પહેલાં આ ગરિબ માણસની દીકરી સાથે દગો કર્યો અને પછીથી તેણીની બેનનું શીયળ ભંગ કરવા તજવીજ કરી, તેમના પિતાને કેદમાં નંખાવ્યો અને આ મોટા છોકરાને બેડીઓ નંખાવી કેમકે તેણે પોતાની બેનને ફસાવનારની સામે થવાની હિમત્ત કરી; માટે હે બાઈ! એવા રાક્ષસ સાથે પરણતાં તમે બચી ગયાં તે માટે તમને હું મુબારકબાદી આપુંછું".

તે સુંદર કુમારિકા બોલી, "વાહ, દેવ! હું કેવી ઠગાઈછું. મી. "થોર્નહીલે" તો મને ખાત્રી પૂર્વક કહ્યુ કે આ ગૃહસ્થનો મોટો છોકરો 'કેપ્ટનપ્રીમરોઝ' પોતાની સ્ત્રી સાથે અમેરીકા ગયોછે."

મારી સ્ત્રી બોલી, "મારી વહાલી, તેણે તમને બધું જુઠું કહ્યું છે. મારો છોકરો કદી પ્રદેશ ગયોજ નથી, અને પરણ્યો પણ નથી. તમે તો તેને તજી દીધો છે, પણ એતો તમને એટલું ચહાય છે કે બીજીને પરણવાનો વિચાર સુદ્ધાં પોતાના મનમાં આવવા દેતો નથી. અને મેં તેને મ્હોડે એમ પણ સાંભળ્યું છે કે હું તેણીની ખાતર મુઆ સૂધી બીજીને નહિ પરણું". પછી તે પોતાના છોકરાના પ્યારની લાગણી વિષે વિસ્તારીને વિવેચન કરવા લાગી, અને મી. "થોર્નહીલ" સાથે તેના દ્વંદ્વયુદ્ધની હકીકત ખરા રૂપમાં કહી સંભળાવી;

અને પછી તરત વાત બદલાવીને તે સ્કવાયરની રીતભાત, ઢોંગી લગ્નો અને છેલ્લે તેના હીચકારાપણાનો તદન બેઆબરૂદાર ચિતાર વર્ણવી બતાવ્યો.

"મીસવીલ્મોટ" બોલી, "શો પ્રભુનો અદ્‌ભૂત ચમત્કાર! મારૂં તો સત્યાનાશ વળી ગયું હોત! એ ગૃહસ્થે તો મને લાખો જુઠી વાત કહી; તેણે છેક એટલે સુધી મને પ્રપંચથી સમજાવી કે, જે એક માણસને હું ચહાતી હતી, તેતો બેવફા નિવડયો, એટલે તેને આપેલું વચન મને કંઈપણ બંધન કરતા નથી. આવા જૂઠાણુથી જે શખ્સ બહાદુર તેમજ ઉદાર છે, તેને હું ધિક્કારવા લાગી".

પરંતુ આ દરમ્યાનમાં મારા છોકરાને બેડીઓથી મુક્ત કરવામાં આવ્યો, કેમકે જે માણુસ જખમી ધારવામાં આવેલો, તે તો એક ઢોંગી તરિકે પકડાયો હતો. "મી. જેનકીનસન" જે તેની ખીદમતમાં હતો, તેણે વળી તેના વાળ ઓળી સરખા કર્યા, અને ગૃહસ્થનો દેખાવ આપવા માટે જે કાંઈ જરૂરનું હતું, તે સઘળું તેને પુરૂં પાડયું, તેથી હવે તે પોતાનો પલટણનો પોશાક પહેરી અમારી પાસે આવ્યો. અને હું ગર્વ કર્યા વિના કહું છું, (કેમકે મારી એવી ટેવ નથી) કે તે લશ્કરી પહેરવેશ તેને સૌથી સરસ શોભતો હતો. તે જ્યારે અંદર આવ્યો, ત્યારે તેણે "મીસવીલ્મોટને" દૂરથી નમ્રતા પૂર્વક સલામ કરી, કેમકે પોતાની માના છટ્ટાદાર ભાષણથી સ્વતરફેણમાં જે ફેરફાર થયો હતો, તેથી તે હજુ તદન અજાણ્યો હતો. પરંતુ તે શરમાળ માશુક પોતાના આગળના આશકની માફી માગવાને એટલી તો અધીરી બની કે, તેમ કરવાની અયોગ્યતાની બીકે તે પોતાની લાગણી દબાવી શકી નહિ. પોતાનું અગાઉનું વચન ભૂલી જઈ તે એક ઠગ માણસથી ભોળવાઈ ગઇ, તેને માટે તેણીનો અશ્રુપાત તથા ચેહેરો તેણીના અંતઃકરણની ખરી લાગણી બતાવી આપતાં હતાં. તેણીની આવી નમનતાઇથી મારા પુત્રને અજાએબી લાગી, તથા એ ખરૂં છે એમ તેનાથી મનાયું નહિ, એટલે તે બોલ્યો, "ખરેખર બાઈ, આતો માત્ર ભ્રાંતિ જણાય છે. આટલાં બધાંને માટે હું બિલકુલ પાત્ર નથી. આ પ્રમાણે સુખના ભોગી થવા મને

કદી આશા નહોતી." તેણીએ કહ્યું, "અરે સાહેબ, એતો હું આવી નીચ રીતે ઠગાઈ; નહિતો હું મારાં વચન વિરૂદ્ધ વર્તવાને કદીપણ લલચાત નહિ. તમે મારી દોસ્તી જોઇછે, અને તમને તેનો લાંબો અનુભવ છે, માટે હવે જે થઇ ગયું તે વિસારી મુકો, અને જેવું મારૂં આગળનું દઢ વચન હતું તેવુંજ હવે ફરીથી સમજજો. અને ખાત્રી રાખજો કે જો "આરબેલા" પરણશે તો તમનેજ, નહી તો બીજા કોઇને તે બિલકુલ પરણવાની નથી". "સરવીલીયમ" બોલી ઉઠયો, "અને જ્યાંસુધી તમારા પિતા આગળ મારો કંઇપણ વગ ચાલશે, ત્યાંસુધી તે તમને બીજા કોઈ સાથે પરણાવશે પણ નહિ".

"સરવીલીયમની" આટલી સુચના થતાંજ મારો છોકરો "મોઝીસ" જે હોટેલમાં તે બુઢો ગૃહસ્થ ઉતર્યો હતો, ત્યાં તેને સઘળી હકીકત કહેવાને તરત દોડી ગયો. પણ તે વખતની દરમ્યાનમાં પેલા સ્કવાયરે પોતાને દરેક તરફથી પાયમાલ થયેલો જોઇને, જાણ્યું કે ખુશામત કે ઢોંગથી હવે કંઈ વળવાનું નથી, એટલે છેલ્લે તેને પોતાની વાંસે લાગનારને સામે થઈ ટક્કર લેવાનો રસ્તો સૌથી ડાહપણ ભરેલો લાગ્યો, અને તેથી સઘળી શરમ એક બાજુ મૂકી લૂચ્ચાના સરદાર તરિકે પોતાનું રૂપ પ્રકટ કર્યું. તે બોલ્યો, "ત્યારે મને લાગેછે કે હવે મારે અહીં તો ઇનસાફની આશાજ ન રાખવી, પણ ફીકર નહિ. ઈનસાફ તો હું મેળવીશજ". પછી તે "સરવીલીયમ" તરફ ફરીને બોલ્યો, "સાહેબ, ત્યારે હવે તમારે સમજવું કે મારે તમારી મહેરબાની કે મિલ્કતની હવે કંઈપણ લાલચ નથી. હવે હું તે તરફ ધિક્કારની નજરથી જોઉંછું. "મીસવીલ્મોટની" મિલ્કત તો મારી પાસેથી કોઇ લઈ શકવાંનું નથી. તેમ તે છે પણ પુષ્કળ; અને તે એકઠી કરવાના તેના પિતાના ઉદ્યોગ માટે હું તેનો ઉપકાર માનું છું. કરારનાંમા તથા દાયજાની મિલ્કતના દસ્તાવેજમાં સહીઓ થઈ ગઇછે, અને તે મારા કબજામાં સહીસલામત છે; અને આ લગ્ન કરવાંમાં તેણીના દાયજાથીજ, નહીં કે તેના ખુબસુરત ચેહેરાથી હું લલચાયો હતો. તે દાય જોતો હાથ આવી ગયો એટલે હવે ભલે ગમે તે તેણીને લઈ જાય".

તેના આ શબ્દો કારી ઘાના જેવા હતા, કેમકે તે લગ્નનું કરાર-નામું લખવામાં "સરવીલીયમ" પોતે વચમાં હોતાં, તેના દાવાના હક વિષે પુરતો માહિતગાર હતો. મીસ. "વીલ્મોટ" પણ પોતાની મિલ્કત પાછી મળવાની નથી એમ સમજી, મારા છોકરા તરફ વળી તે મિ-લકતના નાશને લીધે પોતા પ્રત્યે તેના ભાવમાં કંઈ ફેર પડયોછે કે કેમ, તે વિષે તેને પુછ્યું; અને તે બોલી, "જો કે મિલ્કત તો હવે મારી પાસે નથી, તોપણ મારો હાથ હજુ આપી શકું એમ છે."

તેણીને ખરેખરા પ્યારથી ચાહાનારાએ ઉત્તર વાળ્યો, "અને મને પણ તમારા પાસેથી માત્ર તેજ જોઈતો હતો. મારી અપેક્ષા માત્ર એજ મેળવવા તરફ હતી, અને મારી પ્રિય "આરબેલા," હું ખરેખર સોગંન પૂર્વક કહુંછું કે હમણાં તમારી પાસે દાયજાની મિલ્કત નથી, તેથી મને આનંદ ઉપજે છે; કેમકે તેથી મારી વહાલી પ્રિયાને મારા ખરા પ્યારની સાબેતી મળેછે."

આ ક્ષણે મી. "વીલ્મોટ" આવી પહોંચ્યો, અને પોતાની છોકરી જે જોખમમાંથી હમણાં બચી ગઈ તેને માટે બહુ ખુશી દેખાયો, અને તરતજ પેલા સગપણનો ભંગ કરવા તેણે કબુલાત આપી. પણ જયારે તેને માલૂમ પડયું કે, તેણીનો દાયજો જે મી. "થોર્નહીલને" લખી આપવામાં આવ્યોછે, તે પાછો મેળવી શકાશે નહિ, ત્યારે તેની નાઉમેદાનો પાર રહ્યો નહિ. તેણે જોયું કે જે માણસને ખાવા એક પાઈ પણ નથી, તેનું ઘર તે પૈસાંથી ભરાશે. તેની હરામખોરી તેનાથી સ-હન થઇ, પણ તેની દીકરીના દાયજા જેટલો પૈસો ખોવો એ દુઃખ તેના હ્રદયને કોરી ખાવા લાગ્યું, તેથી તે કેટલીક મિનિટ સુધી દુઃખ-દાયક વિચારમાં પડયો, પણ તેટલામાં "સર વીલીયમ" તેની ચિંતા ઓ-છી કરવાના પ્રયત્નમાં લાગ્યો. તેણે કહ્યું, "હું કબુલ કરૂંછું કે તમારી હાલની નાસિપાસીથી, મને કંઇક અંશે ખુશી પેદા થઈછે, કેમકે તમારા પૈસા મેળવવાના બેહદ લોભને માટે તમને ઘટતી શિક્ષા થઇ છે; હવે જો કે એ જુવાન બાઇ પૈસાદાર તો નહિ થઇ શકે, તો પણ હજુ તે સંતોષથી નિર્વાહ ચલાવી શકે, એમ થઇ શકે ખરૂં. તમારી નજર આગળ આ એક પ્રમાણિક યુવાન સિપાઇ ઉભો છે,

તે તેણીને વગર દાયજે પરણવા ઈચ્છેછે, તેઓ વચ્ચે લાંબા વખત થયાં અરસપરસ પ્યાર બંધાયો છે, અને એના બાપ સાથે મારે દોસ્તી છે. તેથી હું તેને સારી પદવીએ ચડાવવા મારાથી બનશે એટલું કરીશ. માટે જે દ્રવ્યલોભ તમારી દિલગીરીનું કારણ છે તે છોડી દો અને તેમના લગ્નની એક વખત કબુલાત આપો કે તેથી તે જોડું સુખી થાય."

તે બુઢા ગૃહસ્થે જવાબ આપ્યો, "વીલીયમ" સાહેબ, હું ખરેખર કહુંછું કે મેં હજુ સુધી તેણીની મરજી વિરૂદ્ધ પરણવાની તેણીને ફરજ પાડી નથી, અને હવે પણ નહિ પાડું. જો આ યુવાન ગૃહસ્થને તે હજુ પણ ચાહાતી હોય તો ખુશીથી તે તેને પરણે એમાં મારી કંઇ પણ ના નથી. પરમેશ્વરનો એટલો ઉપકાર કે હજું થોડો ઘણો પૈસો રહ્યો છે, અને તમારા વચન પ્રમાણે તેમાં પણ કંઈ વૃદ્ધિ થશે." પછી તે મારા તરફ આંગળી કરી બોલ્યો, "બાકી આ મારા જુના દોસ્તને કદી પણ તેનો પૈસો પાછો મળે, ત્યારે તે મારી છોકરીને સાઠ હજાર રૂપિઆ આપવાનું વચન આપતો હોય તો, હું આજેજ રાત્રે તેમનાં લગ્ન કરી દેવા તૈયાર છું."

હવે તો એ જોડાને સુખી કરવાનું મારા હાથમાંજ રહ્યું, તેથી તરતજ મેં તો તેની માગણી મુજબ કરવાનું વચન આપ્યું. પણ એ પૈસા પાછા મળવાની મને થોડીજ આશા હતી, તેથી મેં કંઈ પણ મોટી મહેરબાની કરી હોય એમ મારા મનને લાગ્યું નહિ. પરંતુ તેથી હવે તેમને એક બીજાને આનંદથી ભેટતાં જોવાનો, સુખનો દિવસ અમને આવ્યો. મારો પુત્ર "જયોર્જ" બોલ્યો, "આહા! આટલાં બધાં દુઃખોનો આવો ઉત્તમ બદલો! ખરેખર, આટલાં બધાં સુખની તો કદી આશાજ ન રખાય! આટલું બધું દુઃખ ટળી સઘળું સુખ ગળ્યું! મારી મોટામાં મોટી તૃષ્ણા પણ એટલી ઈચ્છા રાખે નહિ!"

તેની પ્રિય માશુક બોલી, "ભલે તે હરામખોર પૈસા લેઈ જાય, કારણકે તે વિના જેમ તમે સુખી છો, તેમ હું પણ છું. આહા! નીચમાં નીચ માણસને બદલે કેવા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણસની મને પ્રાપ્તિ થઈ! ભલે તે આપણી દોલત ભોગવે. હવે તો મને ગરિબાઈમાં

પણ સુખ મળી શકશે." તે સ્કવાયર અદેખાઈ મિશ્રિત મશ્કરીમાં બોલ્યો, "અને હું તમને વચન આપુંછું કે તમે જેને ધિક્કારો છો, તેથી હું તો ઘણો સુખી થઇશ." "જેનકીનસન" બોલી ઉઠ્યો, "બસ કરો, મહેરબાન સાહેબ, બસ કરો. એ મિલ્કત તમે ભોગવો તે પહેલાં હજુ મારે બે બોલ બોલવાના છે. એ બાઇની મિલ્કતમાંથી તો સાહેબ, તમે એક પાઇને પણ અડકી શકવાના નથી." પછી તેણે "સર વીલીયમ" તરફ ફરીને કહ્યું, "સાહેબ, જો આ સ્કવાયરનાં બીજી કોઈ સ્ત્રી સાથે લગ્ન થયાં હોય, તો તેને આ બાઇની મિલ્કત મળી શકે ખરી?" તે અમીરે જવાબ આપ્યો, "તમે આવો સાદો સવાલ તે શું પુછોછો? બેશક નહિજ." "જેનકીનસન" બોલ્યો, "ત્યારે તો હું દિલગીર છું, કેમકે આ ગૃહસ્થ અને હું નાનપણના ગોઠીઆ છીએ, એટલે એને માટે મને બહુ દાઝેછે, અને હું પણ એને ચાહુંછું. તોપણ મારે કહેવું જોઇએ કે, પેલો દસ્તાવેજ એને કોડીના કામનો નથી, કેમકે એ તો ક્યારનો પરણેલો છે." તે સ્કવાયરે આ અપમાનથી ગુસ્સે થઇ જવાબમાં કહ્યું, "તું એક હરામખોરની માફક જુઠું બોલેછે; હું કોઇપણ સ્ત્રી સાથે કાયદેસર પરણેલો નથી." પેલાએ જવાબ વાળ્યો કે "આપ સાહેબની માફ માગીને હું કહુંછું કે, આપ ખરેખર પરણેલાછો, અને આપનો પ્રમાણિક "જેનકીનસન" આપની સ્ત્રીને બોલાવી લાવે તેને માટે મને આશા છે કે, આપ તેને યોગ્ય બદલો આપશો; અને જો આ મંડળ પોતાની જીજ્ઞાસા માત્ર થોડીજ મીનીટ દબાવશે, તો તેઓને પણ તેણીની મુલાકાત થશે." એમ કહી તે પોતાની હમેશની ત્વરાથી ચાલ્યો ગયો. પણ અમે તેની ધારણાની કંઇપણ સંભવીત કલ્પના બાંધી શક્યા નહિ. તે સ્કવાયર બોલ્યો, "હા, ભલે, તે જાય. મેં બીજું ગમે તે કર્યું હશે, પણ એ વાતમાં તેને બીલકુલ ગણકારતો નથી. હવે હું તેના એવા ખોટા ગપાટાથી ડરી જાઉં એમ નથી." તે અમીરે કહ્યું, "મને અજાયબી લાગેછે કે, તે શખ્સને આમ કરવામાં શી ધારણા હશે; હું તો ધારૂં છું કે કંઇક ગમત ખાતર તે કરતો હશે." મેં કહ્યું, "સાહેબ, કોણ જાણે કંઇ ઉંડો ભેદ પણ હોય, કારણકે જ્યારે આપણે જોઇએ છીએ કે નિરપરાધીને ફસાવવાને તેણે આટલી બધી યુક્તિઓ રચીછે, ત્યારે

વળી કદાપિ એનાથી પણ લુચ્ચો કોઇ નીકળી આવે, જે એના પણ માથાનો હોય. જુઓ કે એણે કેટલા બધાને પાયમાલ કીધા છે, અને હાલ કેટલાં બધાં માબાપો પોતાના કુટુંબમાં તેના લગાડેલા એબથી દુઃખ સહન કરેછે, અને તેમાંનો કોઇ એના માથાનો પણ મળ્યો હોય તો એથી મને તો અજાયબી ન લાગે.--પણ આતો અજબ! આ તે હું શું જોઉંછું! શું મારી મુએલી દીકરી! શું આ તેણી મને ભેટે છે? હા, છે તો એજ, એજ છે મારી જીવનદોરી અને સુખનું સાધન. "ઓલીવીઆ"! હું તો તને મરી ગએલી સમજતો હતો, પણ તું તો હજી જીવેછે. અને હજી ઘણા વખત સુધી મને સુખ આપવાને જીવીશ."

જ્યારે તે મારી છોકરીને અંદર લાવ્યો તેણે અને મારા હાથમાં સોંપી ત્યારે મને એટલો તો આનંદ વ્યાપ્યો કે પ્રેમીમાં પ્રેમી આશકનો આનંદ તેના આગળ કંઇ નહિ. તે છોકરીને પણ એટલો આનંદ થયો કે તે કંઇપણ બોલી શકી નહિ.

મેં કહ્યું, "શું, ત્યારે મને ઘડપણમાં દિલાસો આપવા મારી વહાલી છોકરી મને પાછી મળી કે?" "જેનકીનસન" બોલ્યો, "હા, એમજ છે, અને તેને મળવા વધારે ખુશી થાઓ, કેમકે એ તમારી ગેરઆબરૂએ પહોંચેલી છોકરી ન હોય. એ તો આ ઓરડામાંની શ્રેષ્ટ પતિવ્રતા તથા સૌથી પવિત્ર સ્ત્રીના જેવી છે. અને સ્કવાયર સાહેબ, તમે હાલ અહીં ઉભા છો, એ જેવી સત્ય વાત છે, તેવી આ તરૂણી તમારી કાયદાસર પરણેલી સ્ત્રી છે, એ વાત પણ સત્ય છે, અને એ હું જુઠું નથી કહેતો તેની સાબીતી તરિકે જે સરકારી રજા ચીઠીથી તમે પરણ્યાં, તે આ હું રજુ કરૂંછું." એમ કહી તેણે એક રજા ચીઠી પેલા અમીરના હાથમાં આપી, તે તેણે વાંચી જોતાં દરેકરીતે તેને બરાબર જણાઈ. વળી પેલો બોલ્યો, "ગૃહસ્થો, મને લાગેછે કે તમે આ સઘળું જોઇ આશ્ચર્ય પામ્યા છો પણ થોડાજ શબ્દો સાંભળો એટલે તમારી ભ્રાંતિ દૂર થશે. પેલા પ્રખ્યાત સ્કવાયર સાહેબ જેની સાથે મારે ઘણી દોસ્તી છે ( કેમ, સ્કવાયર સાહેબ ? એતો આપણેજ સમજીએ, હો. ) તે ઘણીક નાની નાની વિચિત્ર બાબતો પોતા માટે કરવા મને વારંવાર સોંપતા. બીજાં કામો સાથે તેમણે એક દિવસે

આ યુવાન તરૂણીને ઠગવા માટે, મને એક ખોટી રજાચીઠી અને એક બનાવટી પાદરી લઇ આવવા મોકલાવ્યો પણ હું તો એમનો નિકટ દોસ્ત એટલે મેં તો શું કીધું કે, એક ખરેખરો પાદરી અને ખરેખરી રજાચીઠી લાવી અને જેમ બને તેમ તરત તેમને પરણાવી દીધાં. કદાપિ તમે એમ ધારતાં હશો કે આ કામ બંદાએ ઉદાર દિલથી કીધું હશે. ના, ભાઇ, ના, એ વાત તો તમારે સ્વપ્નાંમાં પણ ન ધારવી. મને કહેતાં શરમ આવેછે કે એમ કરવામાં મારો હેતુ એ હતો કે, એ રજાચીઠી જાળવી રાખી, પછીથી તે વાતથી સ્કવાયરને જાણીતો કરવો અને કહેવું કે મારી મરજીમાં આવશે, ત્યારે હું એ લગ્ન તારાપર સાબીત કરીશ, અને એ ઉપાયે જ્યારે જોઇએ ત્યારે તેના પાસેથી પૈસા ઓકાવવા." આ વાત સાંભળી આખા ઓરડામાં હસાહસ થઇ રહી, અને તે હર્ષનાદ છેક સામાન્ય ઓરડા સુધી પહોંચ્યો, જ્યાં કને કેદીઓએ પણ અમારાપર દયા ખાઇ, આનંદમાં પોતાની બેડીઓના ખણખણાટથી બેડોળ સુર પુરાવ્યો.

હવે દરેક જણના ચેહેરાપર આનંદ ઝળકી રહ્યો. અને "ઓલીવીઆના" ગાલપર આનંદની લાલી દેખાઈ. જે આબરૂ, દોસ્તી, અને પૈસો અમે ખોઈ બેઠાં હતાં, તે એકી વખતે આ પ્રમાણે પાછા મળ્યાથી એટલી તો ખુશાલી થઇકે, તેથી અમારાં બધાં દરદ મટી ગયાં, એટલુંજ નહિ પણ અમારૂં આગળનું નુર અને તનદુરસ્તી પણ પાછાં આવ્યાં. પણ એ સઘળાંમાં મારા જેટલો ખરેખરો આનંદ કોઈને પણ થયો નહિ હોય. હજુ પણ મારી પ્યારી છોડીને હાથમાં પકડી રાખી, મેં મારા દિલમાં પુછી જોયું કે આ બધું સુખ ભ્રાંતિ તો નથી? પછી મી. "જેનકીનસન" તરફ વળી હું બોલ્યો, "તમે તેણીના મોતની વાત કહી મારા દુઃખમાં વધારો શા માટે કર્યો હતો? પણ હવે કંઈ નહિ કેમકે તેણીના પાછા મળવાની ખુશીથી તે દુઃખનો બદલો સારી રીતે વળી જાયછે."

મી. "જેનકીનસને" જવાબ આપ્યો, "એ તમારા સવાલનો જવાબ તો સહેલો છે. મેં તમને કેદખાનામાંથી મુક્ત થવાનો બની શકે એવો ઉપાય માત્ર એજ જોયો કે, તે સ્કવાયરને તાબે થવું અને બીજી સ્ત્રી સાથે તેને પરણવાની રજા આપવી. પણ તમારી છોકરી જીવતી હોય

ત્યાં સુધી તે વાત ક્યારે પણ કબુલ કરશો નહિ, એવા તમે સોગન ખાધા હતા, તેથી તેમ કરાવવા માટે તમારી દીકરી મરી ગઇછે, એમ તમને સમજાવ્યા વિના છુટકો નહોતો. આવી રીતે તમને છેતરવામાં તમારી સ્ત્રીને પણ સામેલ થવા મેં સમજાવી હતી. અને હમણાં સુધી તે ઠગાઈની વાત તમને ઝાહેર કરવાનો યોગ્ય પ્રસંગ આવ્યો નહોતો."

તે આખી મંડળીમાં હવે માત્ર એ જણના ચેહેરાપર ખુશાલીનો આભાસ જોવામાં નહોતો આવતો. મી. "થોર્નહીલની" ખાતરજમા હવે તદ્દન જતી રહી હતી; હવે તેને બેઆબરૂ તથા તંગી શિવાય બીજું કંઈ જોવામાં આવ્યું નહિ, તેથી તે થરથર ધ્રુજવા લાગ્યો, અને પોતાના કાકા આગળ ઘુંટણીએ પડી હૃદયભેદક અવાજે ક્ષમા માગવા લાગ્યો. "સરવીલીયમ" તેને લાત મારી કહાડી મૂકવા જતો હતો પણ મારી અરજ પરથી તેણે તેનો હાથ પકડી ઉઠાડયો અને થોડીવાર રહી તે બોલ્યો, "તારા દુર્ગુણ, તારા ગુન્હા, અને તારા અપકાર તરફ જોતાં તો તું બિલકુલ દયાને પાત્ર નથી; તોપણ હું તને તદ્દન તજી દેતો નથી; જેટલું તારા ગુજરાનને માટે જરૂરનું છે, તેટલું તને આપવામાં આવશે પણ વધારે કંઈ મળશે નહિ કે, જેથી તને તોફાન કરવાનું સુઝે. તને જે મિલકત આગળ સોંપવામાં આવીછે, તેનો ત્રીજો ભાગ આ યુવાન તરૂણી જે તારી પત્ની છે તેના કબજામાં સોંપવામાં આવશે, અને ભવિષ્યમાં તારી નીમનોકમાં કંઇપણ વધારાની આશા તારે એ તરૂણીની મેહેરબાની પરજ રાખવાની છે." આ મેહેરબાનીનો ઉપકાર ધોરણ પ્રમાણે તે ખુશામત ભરેલા શબ્દોથી દર્શાવવા જતો હતો. પણ તે અમીરે તેને અટકાવીને કહ્યું કે, તારી જે હલકાઇ જાહેરમાં આવી છે, તેમાં આવી રીતે વધારો નહિ કરતાં અહીંથી નીકળ, અને તને તારા આગળના નોકરોમાંથી માત્ર એકજ નોકર આપવામાં આવશે, માટે તારી મરજીમાં આવે તેને પસંદ કર."

જેવો તે અમારી પાસેથી ગયો, તેવોજ "સરવીલીયમે" ઘણીજ સભ્યતાથી પોતાના ભત્રિજાની વહુ તરફ આગળ વધી હસતે ચેહેરે તેને મુબારકબાદી આપી; તે જોઇને "મીસ વીલ્મોટ" તથા તેણીના પિતાએ પણ તેમજ કર્યું, અને મારી સ્ત્રીએ પણ ઘણાજ વહાલથી

તેને ચુમીઓ લીધી. તેણીનાજ શબ્દો વાપરતાં, તે હવે નિષ્કલંક પતિવૃત્તા સ્ત્રી થઇ હતી. પછી "સોફાયા" અને "મોઝીસે" મુબારક બાદી આપી, અને મારાપર ઉપકાર કરનાર "જેનકીનસને" પણ તેમ કરવા રજા માગી. અમારા આનંદમાં હવે કંઇ બાકી રહ્યું અમને જણાયું નહિ. પણ "સર વીલીયમ" જેની મોટામાં મોટી ખુશી ભલું કરવામાંજ હતી, તેણે સૂર્ય જેવા પ્રફુલીત ચેહેરાથી ચારે તરફ જોયું તો મારી છોકરી "સોફાયા" વિના બધાના ચેહેરાપર આનંદ જોવામાં આવ્યો. પણ "સોફાયા" કોણ જાણે શા કારણથી ખુશાલીમાં પુરતો ભાગ લેતી નહોતી, તેથી મોં મલકાવી તે બોલ્યો કે "હું ધારૂંછું કે એક જણ શિવાય બધાં જણને પુરતો આનંદ થયો દેખાય છે, પણ હવે મારે ન્યાયનું એક કામ કરવાનું બાકી છે." પછી તે મારા તરફ ફરીને બોલ્યો "ભાઇ, આપણે બંને "મી. જેનકીનસનના" કેટલા બધા આભારી છીએ એ તમારાથી અજાણ્યું નથી માટે આપણે તેને તેનો બદલો હમણાંજ વાળવો જોઇએ. મને ખાત્રી છે કે "મીસ સોફાયા" અને તેમની જોડ ઠીક થશે, અને તેણીના દાયજા તરિકે હું તેને પાંચ હજાર રૂપિઆ આપીશ, એટલે તેની ઉપજથી તેઓ સુખ શાંતિથી રહી શકશે. આવો, "મીસ સોફાયા," જે લગ્નની આ હું દરખાસ્ત મુકુછું, તે વિષે તમારો શો અભિપ્રાય છે? કેમ તમને તો એ પસંદ છે નાં?" આ વિક્રાળ દરખાસ્તથી મારી નિર્દોષ સુકુમારી પોતાની માની બાથમાં લગભગ સંતાઇ જવા લાગી, અને પછી ધીમે સાદે બોલી, "શું, સાહેબ, હું તેને પરણું? નહિ, સાહેબ, કદી નહિ." એટલે તે ફરીથી બોલ્યો કે "શું કહોછો? મી. "જેનકીનસન" તમારાપર ઉપકાર કરનાર એક ખુબસુરત યુવાન શખ્સ, અને તેની સાથે વળી પાંચ હજાર રૂપિયા અને ભવિષ્યની સારી આશાઓ તમને પસંદ નથી?" હવે તો તેણીનામાં બોલવાનો પણ દમ રહ્યો નહિ, તોપણ જેમ તેમ તે બોલી, "સાહેબ, હવે બંધ કરો, અને મને આટલું બધું દુઃખ ન આપો." તોપણ તે વળી બોલ્યો, "આવી તે કોઈ જક્કી સ્ત્રી હશે? જે માણસનો પોતાના કુટુંબપર આટલો બધો ઉપકાર છે, જેણે પોતાની બેનને બચાવી છે,

અને જેની પાસે પાંચ હજાર રૂપિઆ છે, તેને ના પાડવી ? કેમ ત્યારે નથી પરણવું કે ?" તે ગુસ્સાથી બોલી, "નહિ, સાહેબ, કદી નહિ, એમ કરતાં પહેલાં તો હું મરૂં," તેણે કહ્યું, "જો એમજ વાત હોય અને તમારે એને ન પરણવું હોય તો પછી, મારે પોતેજ તમને પરણવું પડશે." એમ કહેતામાંજ તેણીને અત્યંત પ્રેમથી પોતાની છાતી સરસી દાબી તે બોલ્યો, "મારી વહાલામાં વહાલી, મારી અત્યંત ડાહી વત્સે, એમ તેં કેમ ધાર્યું કે તારો પોતાનોજ "બરચેલ" તને દગો દેશે અને "સરવીલીયમ થોર્નહીલ" જે કુમારીકા તેના પોતાના તનનેજ ચાહાયછે, તેને પસંદ કરવામાં કદી પણ આંચકો ખાશે ? કેટલાંક વરસ થયાં હું એક એવી સ્ત્રીની શોધમાં છું કે જેને મારી પૈસા સબંધી હાલતની ખબર ન હોતાં, જે મારા ગુણને માટેજ મને ચાહે. ચંચળ તેમજ કદરૂપી એવી ઘણી સ્ત્રીઓને મેં અજમાવી જોઈ, પણ વ્યર્થ છેલ્લે આવી અક્કલવાળી તેમજ પરી જેવી ખુબસુરત સ્ત્રી મને મળી આવી, તેથી મને કેટલો બધો આનંદ થતો હશે, તેનો ખ્યાલ કરી જુઓ." પછી તેણે "જેનકીનસન" તરફ ફરીને કહ્યું, "સાહેબ, આ સ્ત્રીને તો મારોજ ચેહેરો પસંદ પડયોછે એટલે હું તેને મૂકી કેમ શકું ? માટે તમારા ઉપકારના બદલામાં તેણીના દાયજાની રકમ તમનેજ આપુંછું. કાલે મારા કોઠારી પાસે જઈ ખુશીથી પાંચ હજાર રૂપિઆ લઈ આવજો." આથી વળી અમારે મુબારકબાદી આપવાનું શરૂ થયું, અને "થોર્નહીલ બાનુએ" હમણાંજ તેની બેનને માટે થયેલી ક્રીયા ફરીથી પોતા માટે થતી જોઇ; એટલામાં "સરવીલીયમનો" એક માણુસ અમને કહેવા આવ્યો કે હોટેલમાં જવા માટે ગાડીઓ તૈયાર છે, તથા ત્યાં અમારા ઉતારા માટે બધી સગવડ કરવામાં આવી છે, તેથી હું તથા મારી સ્ત્રી આગળ થયાં અને તે દિલગીરી ભરેલા રહેઠાણને છેલ્લી સલામ કરી. તે ઉદાર 'અમીરે ચારસેં રૂપિઆ કેદીઓને વેહેંચી આપવા હુકમ કર્યો, તે જોઇને તેથી અરધી રકમ વહેંચવાને મી. "વીલમોટ" પણ લલચાયો. પછી નીચે ગયા કે ગામડીઆ લોકોએ અમને ખુશીના પોકારોથી વધાવી લીધા. તેઓમાં મારી ધર્મ સંભાળ તળેના આવેલા પ્રદેશમાંના એક બેજણ હતા તેઓની સાથે હાથ મેળવી મેં સલામ કરી બધા જણ અમારી સાથે હોટેલમાં આવ્યા, જ્યાં અમારે માટે ઊંચું ભોજન રાંધવામાં આવ્યું હતું અને બીજા લોકોને પણ જથ્થાબંધ ખોરાક વેહેંચી આપવામાં આવ્યો.

તે દિવસે સુખ દુઃખની લેહેરોના ઝપાટાથી મારૂં દિલ બહુ શ્રમીત થયું હતું, તેથી વાળુ કર્યા બાદ મેં સુઇ જવાની રજા માગી. તે મંડળીને આનંદ ભોગવતાં છોડી, હું એકાંતમાં આવી સુખ દુઃખના દાતા મહાન પરમાત્માનો ઉપકાર માનવામાં તલ્લીન થયો.

---

## પ્રકરણ ૩૨ મું.

### સમાપ્તિ.

સવારમાં હું ઉઠુંછું કે, મારો મોટો છોકરો પથારી આગળ બેઠો હતો. તે અમારાં ભાગ્યોદયની એક નવી વધામણી મને આપવા આવ્યો હતો. પહેલાં તો તેણે આગલે દિવસે તેના નામપર ઠરાવેલા સાઠ હજાર રૂપિઆના વચનથી મને મુક્ત કર્યો, અને પછી મને જણાવ્યું કે "જે આપણા વેપારીએ દેવાળુ કહાડયું હતું તે આ વર્ષમાં પકડાયો છે, અને તેના લેહેણદારો માગેછે તેના કરતાં પણ ઘણો પૈસો તેના પાસેથી નીકળ્યો છે." આ અણધારેલા પૈસાની આટલી બધી રકમ મળવાથી મને જેટલી ખુશી થઈ, તેટલીજ ખુશી મને મારા છોકરાની ઉદારતાથી થઇ. પણ આ તેની માંગણી મારે ઇનસાફની રૂએ કબુલ કરવી કે નહીં એ વિષે મને શક ઉત્પન્ન થયો. હું એ વિષે વિચાર કરૂંછું એટલામાં તો "સરવીલીયમ" તે ઓરડામાં દાખલ થયો, જેને મેં મારો શક જાહેર કર્યો; તેનો વિચાર એમ થયો કે મારા છોકરાને તો તેના લગ્નથી ઘણો પૈસો મળેલો છે, એટલે મારે બીન હુજરે તે માંગણી કબુલ રાખવી. પરંતુ તે ત્યાં એમ ખબર આપવા આવ્યા હતા કે, તેમણે ગઈ રાત્રેજ લગ્નની ચીઠીઓ મંગાવી હતી, તેથી કલાક બે કલાકમાં તે આવી પહોંચે એમ હતી, એટલે તેજ સવારે લગ્નથી તે બધા મંડળને ખુશી કરવાને મદદ આપવા, હું ના નહિ કહું, એવી તેમને આશા હતી. આવી રીતે અમો વાતો કરતા હતા, એટલામાં એક સિપાઇએ આવીને કહ્યું કે "પેલો ખેપીઓ વળી આવ્યો છે" અને હું પણ એટલા વખતમાં તૈયાર થઈ રહ્યો હતો, તેથી નીચે ગયો જ્યાં બધા

જણુ, પૈસાથી જેટલી નિર્દોષ ગમત મળી શકે, એટલી બધી ભોગવતાં હતાં. તોપણુ તેઓ હમણાં ભારે ગંભિર ક્રિયાની તૈયારીમાં હતાં, તેથી તેઓની હસાહસ મને બીલકુલ પસંદ પડી નહીં. આવા ગહન પ્રસંગે તો તેઓએ કેવી ગંભિર લાયકાતવાળી અને મહાન ચાલચલણુ ધારણુ કરવી જોઇએ, તે વિષે મેં તેમને સમજુતી આપી. તે પ્રસંગ માટે તેમને લાયક કરવા બે ધર્મ ભાષણો તથા એક મારો પોતાનો બનાવેલો નિબંધ વાંચી સંભળાવ્યાં; તોપણુ તે-ઓને કંઈ સાન વળી નહિ અને તદન ઉન્મત દેખાયાં. દેવળ તરફ જતાં હું સૌથી મોખરે ચાલતો હતો, ત્યાં રસ્તામાં પણુ ગંભિરતાનું તો નામજ નહિ, તેથી મને એટલો તો ગુસ્સો આવતો હતો કે, વા-રંવાર પાછા વળી જવાનું મને મન થતું હતું. દેવળમાં પહોંચતાં વળી એક નવું તોફાન જાગ્યું, જે તરત પતી જાય એવું જણાયું નહિ. તે એ હતુ કે બેમાંથી કયું જોડું પહેલું પરણે મારા છોકરાની વહુ-એ આગ્રહ કર્યો કે જેઓ "લેડી થોર્નહીલ" થવાનાં છે, તેઓએ પહેલ કરવી અને પેલી તેટલાજ આગ્રહથી ના પાડવા લાગી, કે મારાથી એવી રીતે બેઅદબ નહીં થવાય. બન્ને જણીઓએ કેટલાક વખત સુધી તેવીજ હઠ તથા વિવેકથી તકરાર ચલાવી પણ તે દરમ્યાનમાં મારે મારૂં *પુસ્તક પકડી તૈયાર થઈ ઉભું રહેવું પડયું, તેથી આ-ખરે તેમની તકરારથી કંટાળી પુસ્તક બંધ કરી બોલ્યો, "મને લાગેછે કે તમારે કોઇને પરણવાનું મન નથી. માટે બહેતર છે કે પાછા ઘેર જઇએ, કેમકે આજ કંઈ અહીં કામ થાય તેમ નથી." આમ કર્યાથી તરત તેમને અક્કલ આવી. અમીર અને તેની સ્ત્રી પહેલાં પ-રણ્યાં અને પછી મારા છોકરા તથા તેની પ્રિયાની વારી આવી.

મેં તે સવારે વહેલાંજ મારા ભલા પાડોશી "ફ્લેમ્બરો" અને તેના કુટુંબને બોલાવવાને ગાડી મોકલાવી દીધી હતી. જેથી અમે પેલી હોટેલમાં પાછાં ગયાં કે "મી. ફ્લેમ્બરોની" બે દીકરીઓ તે ગાડી ઉપરથી ઉતરતી જોઈ અમો ખુશી થયાં. તેમાંની મોટીને "મી. જે-નકીનસને" અને નાંનીને મારા છોકરા "મોઝીસે" હાથ આપી ઉતારી.

---

* પુસ્તક=બાઈબલ.

( અને ત્યારથીજ મને માલમ પડ્યું છે કે તે તેણીને ખરેખર ચાહા-યછે, માટે જ્યારે તેની મરજી હોય ત્યારે હું તેને મારી પરવાનગી તેમજ પુરતી મિલ્કત આપવા આનાકાની કરીશ નહિ.).

અમો હોટેલમાં પાછા આવ્યા કે, મારી ધર્મ સંભાળ તળે આવેલા પ્રદેશમાંના કેટલાક શખ્સો મારી ચઢતી સાંભળી, મને ખુશી બતાવવા આવ્યા, જેમાં આગળ મને છોડવવા માટે મરવા તૈયાર થયેલા, અને જેમને મેં યોગ્ય ઠપકો આપ્યો હતો, તે પણ હતા. મેં તે વાત મારા જમાઈ "સરવીલીયમને" કહી સંભળાવી તેથી તેણે બહાર જઈ તે બાબત માટે તેમને બહુ જોસ્સથી ધમકાવ્યા. પણ આવી ધમકીથી તેઓને તદ્દન નાઉમેદ થયેલા જોઇ, તેણે તેમાં-ના દરેકને તેની તનદુરસ્તી ઈચ્છી એકાદ પ્યાલો પીવા તથા તેમના ઉદાસ મનને જુસ્સો આપવા પાંચ પાંચ રૂપિઆ આપ્યા.

આ પછી તરતજ અમારે જમવાની વખત થઈ. મી. "થોર્નહી-લના" રસોઇઆએ બહુજ ઊમદું ખાણું તૈયાર કર્યું હતું, જે "મી. થોર્ન હીલ" વિષે અહીં થોડું બોલીએ તો અયોગ્ય નહિ ગણાય. તે હવે પોતાના એક સગાને ત્યાં દોસ્ત તરિકે રહેછે, તેઓ તેને ઘણું ચાહેછે, અને જગા ન હોય ત્યારેજ માત્ર બીજી +ટેબલપર તેને જમાડે છે, કેમકે તેઓ તેને પરાયો સમજતાં નથી. તેનો ઘણો ખરો વખત "ફ્રેંચ" રણશીંગડું વગા ડતાં શીખવામાં અને પોતાના સગાને ખુશ રાખવામાં જાયછે, કેમકે તે હમેશ જરા ગમગીનીમાં રહેછે. તોપણ મારી મોટી છોકરી તેને હજુ દિલગીરીની સાથે યાદ કરેછે, અને તેણીએ મને એમ પણ કહ્યું છે કે "જ્યારે તે સુધરશે ત્યારે હું તેને માફ કરી તેની સાથે રહી-શ." ( જોકે હું એ વાત ઘણી ગુપ્ત રાખુંછું. ) પણ હવે હું પાછો આપણી અસલની વાતપર આવુંછું; કેમકે મારે આવી રીતે બીજી વાતપર ઉતરી પડવું ન જોઇએ અમો જમવા બેઠાં કે વળી પાછી વિવેકની ભાંજગડ જાગી. તકરાર એ હતી કે મારી મોટી છોકરી સૌથીં વહેલી પરણેલી હોતાં, તેણીએ બે નાની કન્યાઓથી ઉપર બે-

---

+ બીજી ટેબલપર માત્ર પોતાથી ઊતરતા માણસોનેજ જમાડવાનો રીવાજ સાહેબ લોકોમાં છે.

સવું જોઇએ. મારા છોકરા "જયોર્જે" એ તકરારનો અંત જલદીથી આણ્યો. તેણે કહ્યું કે સૌ જે જગા જેને પસંદ પડે, ત્યાં પોતાની સ્ત્રી સહીત બેસે. આ વાત મારી સ્ત્રી શિવાય સૌને પસંદ પડી. પણ મેં જોયું કે તેણીને બરાબર સંતોષ થયો નહિ, કેમકે તેણીને મોખરે બેશી બધાંને પીરસવાનું મન હતું. આમ છતાં પણ અમારી ખુશાલી અવર્ણનીય હતી, પરંતુ હમેશ કરતાં મર્માળાં કટાક્ષ વાપરવાની ચાલાકી અમારામાં વધારે આવી હતી કે નહીં એ એક શકની વાત છે. તોપણ તે વખતે અમારામાં હાસ્ય વધારે ચાલતું હતું એ વાત તો ખાત્રી પૂર્વક છે, તેથી વિશેષ ચાલાકીની જરૂર રહેતી નહોતી. તેમાંની મશ્કરી તો મને બરાબર યાદ છે તે એ કે બુઢા "વિલમોટ" સાહેબે "મોઝીસની" તનદુરસ્તી ઇચ્છી એક પ્યાલો પીધો. પણ "મોઝીસની" નજર બીજી ગમ હોતાં, તેણે જવાબ આપ્યો, "મડમસાહેબ, તમારો ઉપકાર માનુંછું." આથી તે બુઢા ગૃહસ્થે આંખ ઈસારો કરી કહ્યું કે "એ હાલ પોતાની પ્રિયા માટે વિચારમાં ગુંથાયલો જણાય છે." એ મશ્કરીથી "મી. ફ્લેમ્બરોની" બે દીકરીઓ તો હસીહસીને મુઆ જેવી થઈ ગઈ.

ખાણું ખવાઈ રહ્યું કે, મેં મારી આગળની રીત મુજબ મેજ ઉપડાવી લેવાનો હુકમ કર્યો, કે જેથી વળી એકવાર આનંદી સગડીની આસપાસ મારા આખા કુટુંબને જોઈ હું ખુશી થાઉં. મારાં બે નાનાં બાળક મારા એકેક ગુંટણપર બેઠાં અને બીજાં બધાં પોતાની પ્રિયા જોડે બેઠાં. હવે મારે આ દુનિયામાં કંઇ તૃષ્ણા બાકી રહી નહિ. મારી બધી જંજાળો દૂર થઈ અને મારો આનંદ અવર્ણનીય હતો. હવે તો જેવી રીતે મેં દુઃખની વખતે સંતોષ રાખી ઇશ્વરનો આભાર માન્યો હતો, તેના કરતાં પણ વધારે આભાર આ સુખની વખતે માનવાનું માત્ર મારે બાકી રહ્યું હતું.



# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનારનાં નામ.

નકલ. ભુજ.

૧૨૫ ખુદાવિંદ મહારાજાધિરાજ મિરઝાં મહારાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. આઇ. ઇ. માલિકમુલ્કે કચ્છ.

૫ મે. રા. રા. રાવબહાદુર મોતીલાલ લાલભાઇ દિવાનજી સાહેબ.

૧૫ મે. રા. રા. નેકનામ છોટાલાલભાઇ સેવકરામ હજુર સેક્રેટરી સાહેબ.

૧૦ મે. રા. રા. નેકનામ રણછોડભાઇ ઉદયરામ હજુર આસિસ્ટંટ સાહેબ.

૮ મે. રા. રા. છોટમલાલભાઈ શીવજી
૫ મે. રા.રા. પ્રભુલાલભાઇ મુળચંદ
૫ મે. રા.રા. પેસ્તમજી સોરાબજી
૪ મે. રા.રા. વિઠ્ઠલજી કેશવજી દવે.
૨ રા.રા. ભીખાજી જીવાજી ડમનીઆ
૨ રા.રા. મોહનલાલ મણીલાલ
૧ રા.રા. નાગજીભાઈ ચાંપશી
૪ રા.રા. જેઠાભાઇ લીલાધર
૧ રા.રા. શેઠ પાલણજી બેજનજી
૧ રા.રા. ચુનીલાલ અમૃતરામ
૧ રા.રા. વિઠ્ઠલરાય શેવકલાલ
૨ રા.રા. વજેરામભાઇ જેઠાભાઇ
૧ રા.રા. સચેદીનાભાઈ નાનજી
૧ રા.રા. જે. ડી. એસપીરન્સસાહેબ
૧ રા.રા. ગીરજાશંકર મુળજી
૧ રા.રા. જટાશંકર સોમજી
૫ રા.રા. બાવા કલ્યાણજી લાલજી
૧ રા.રા. પોપટભાઈ નથુ
૧ રા.રા. હાથીરામ સોમજી
૧ રા.રા. લક્ષ્મીશંકર જગજીવન
૧ રા.રા. પેથાભાઇ વેલજી.
૧ રા.રા. ઉમીયાશંકર સેવકરામ
૩ રા.રા. ઉપાધ્યા લધુજી જેરાજજી
૨ અધીકારી શ્રી બેહારીદાસજી
૨ રા.રા. વાઘજી રૂપજી
૨ રા.રા. મેતા માધવજી શિવરામ

૨ રા.રા. દુલેરાય નરભેરામ
૧ રા.રા. દુલેરાય દલપતરામ
૧ રા.રા. કલ્યાણજી રતનશી
૧ રા.રા. માધવજી કલ્યાણજી
૧ રા.રા. ઈબ્રાહીમ સુલેમાન
૨ રા.રા. પુરૂશોતમ ઓધવજી.
૧ રા.રા. તાપીશંકર શિવદાસ
૧ રા.રા. નરભેરામ માંડણજી
૧ રા.રા. ભગવાનલાલ રાઘવજી
૧ રા.રા. નરભેરામ કાનજી
૧ રા. રા. ગુરતાદજી સોરાબજી
૧ રા. રા. વજેશંકર ગોવંદરામ
૧ રા.રા. જીવણ શીવજી કોઠારી.
૧ રા.રા. મેતા ધનજી નંદજી.
૧ રા.રા. ડુંગરસી જીવણ
૫ રા.રા. મલુકચંદ તુલસી
૪ રા.રા. વકીલ દેવજી રામદાસ
૪ રા.રા. અંબાશંકર સુંદરજી
૪ રા.રા. શીવજીભાઇ વાઘજી
૨ રા.રા. ગોવિંદરામ જયશંકર
૧ રા.રા. કાસમમીયાં છોટેસાહેબ
૧ રા.રા. લવજી સુંદરજી
૧ રા.રા. રેવાશંકર ખીમજી
૧ રા. હરીદાસ મુળજી
૧ રા. જદુરામ હાથીરામ
૧ રા. હીરજી અરજણ

૧ રા. ગોવિંદજી માધવજી
૧ રા. પ્રાગજી નારણદાસ
૧ રા. ઇશ્વર વાઘજી
૧ રા. ખીમજી ડોસા
૧ રા. ભગવાનજી લધા
૧ રા. વીશનજી માનસંઘ
૧ રા. ઉમીયાશંકર શંકરજી
૧ રા. મણીશંકર ઈચ્છારામ
૩ રા. જોશી ધનજી બળદેવ
૧ રા. બેચરભાઇ જીવરામ
૧ રા. ભવાનજીભાઈ હરીદાસ
૧ રા. ગોરધનદાસ પ્રભુજી
૨ રા. શેઠ નાથા નારણજી
૧ રા. શેઠ મોણશી ઓધવજી
૧ રા. શેઠ ફતેચંદ ખેંગાર
૧ રા. શેઠ અજરામર તેજશી
૧ રા. શેઠ નાથા ખેંગાર
૧ રા. શેઠ નેણશી મોણસી.
૧ રા. સાલેમામદ હાજીફાઝલમામદ
૧ રા. જદુરામ લાધા
૧ રા. શામજી કાનજી.
૧ રા. હિમતલાલ કેશવજી
૧ રા. મેતા મોનજી રતનજી
૧ રા. મુળજીભાઇ ચાંપસી
૧ રા. દલપતરામ જગજીવન
૧ રા. દુરગાશંકર દયાશંકર
૧ રા. સંભુરામ સંતોકરામ
૧ રા. યારમામદ જમાલમામદ
૧ રા. વીશનજી રામદાસ
૧ રા. ગીરજાશંકર દલપતરામ
૧ રા. મકનજી નવલરામ
૧ રા. દુરગાશંકર રેવાશંકર
૧ રા. વેલજી નાનજી
૧ રા. પીતાંબર રાઘવજી
૧ રા. મુગટરામ લાલાજી
૧ રા. મુળશંકર મંગળજી
૧ રા. પ્રાણશંકર ધનજી
૧ રા. મુરારજી પુરસોતમ
૧ રા. કાનજી દયાશંકર
૧ રા. જુગલરામ મુરારજી
૧ રા. વેજનાથ રૂઘનાથજી
૧ રા. નરભેશંકર કેશવજી
૧ રા. પ્રેમજી ગંગારામ
૧ રા. જાદવજી રામદાસ
૧ રા. મુનશી છોટાલાલ સેવકરામ
૧ રા. માવજીભાઈ લધુભાઈ
૧ રા. પાનાચંદ ખેતશી વોરા
૧ રા. હરીલાલ પ્રાણજીવન
૧ રા. કાશીરામ હાથીરામ
૧ રા. રેવાશંકર લક્ષ્મીશંકર
૧ રા. સાંકળચંદ નાગજી
૧ રા. પ્રેમજી અજરામલ
૧ રા. નથુ ચાંપસી
૧ રા. દયારામ નરભેરામ
૧ રા. અલારખ્યા કેશરમીયાં
૧ રા. મોનજી કલ્યાણજી
૧ રા. હરજી ઉકરડા
૧ રા. પ્રાગજી વીશરામ
૧ રા. ગોકુલજી ભવાનજી
૧ રા. નેણસી હરીરામ
૧ રા. રામજી પદમસી
૧ રા. ગોવંદજી રામજી
૧ રા. મેઘજી માધવજી
૧ રા. ટોપણ ત્રીકમજી
૧ રા. મેઘજી દામોદર
૧ રા. લધા પ્રાગજી
૧ રા. દયારામ વલભજી
૧ રા. માણકલાલ દેવશંકર
૧ રા. મુળશંકર મુકુંદજી
૧ રા. મુરારજી કરશનજી
૧ રા. દોલતરામ રણછોડજી
૧ રા. મુળશંકર દયાશંકર
૧ રા. લાલજી હરચંદ
૧ વીજયરંગ આર્ય સુધર્મ સુચક
૧ રા. હરીશંકર મકનજી
૧ રા. કાનજી રામજી

૧ રા. ટોકરશી જેતસી
૧ રા. ઇશ્વરલાલ લક્ષ્મીદાસ
૧ રા. વીઠલજી શામજી
૧ રા. ઉદેશંકર વજેશંકર
૧ રા. રામદાસ રતનશી.
૧ રા. મુરારજી નથુ
૧ રા. શામજી ભગવાનજી
૧ રા. જીવણ મનજી
૧ રા. સાકરચંદ લાલચંદ
૧ રા. મેત્રજી મોનજી
૧ રા. લાલજી ગોપાલજી
૧ રા. માણકચંદ પાનાચંદ
૧ રા. જીવણ હીરજી
૧ રા. પુરૂશોતમ જીવરામ
૧ રા. દુલેરાય ત્રીકમદાસ
૧ રા. દલપતરામ લવજી
૧ રા. અબુબકર દાતારદીના
૧ રા. તુલસી જેઠા સલાટ
૧ રા. જીઆજીરાવ સામલપ્રસાદ
૧ રા. વીસનજી મેહેતા
૧ રા. મોતીરામ રવીશંકર

**ભુજપર**

૨ રા. જીવરામ અજરામલ
૧ રા. ભવાનજી જાદવજી

**ભીમાસર**

૧ રા. મુરારજી જયરામ

**ભદ્રેસર**

૧ રાણાશ્રી ઘેલુભા વજેસંગજી
૧ રા. પરસોતમ કુંવરજી
૧ રા. પરસોતમ નરસી
૧ રા. ભચાભાઇ કરસનદાસ
૧ રા. લધાભાઈ ચત્રભુજ
૧ રા. ગોવંદજી ડોસા
૧ રા. જીવરામ લધા

**ભચાઉ**

૨ રા. મોતીભાઇ પુંજા
૨ રા. શીવજીભાઈ પુરૂશોતમ
૧ રા. હુસેન ઇબ્રાહીમ

૧ રા. રેવાશંકર શીવજી

**મગવાણા**

૧ રા. ભવાનીશંકર રતનજી
૧ રા. હરીશંકર કાનજી
૧ રા. નરસી વાલજી

**મજલ**

૧ રા. વલીમામદ શીવજી

**મઠ**

૧ રા. અંબાશંકર માધવજી
૧ રા. કાપડી ગોવંદ શીવજી
૧ રા. કાપડી લધા માવજી

**મનફરા**

૧ પીરશ્રીવસ્ત કથડજી
૧ રા. હાથીરામ પુરૂષોતમ

**માંડવી**

૫ રા.રા. માવજી કાનજી બી. એ.
૨ રા. શેઠ કુશલચંદ ભવાનજી
૧ રા. શેઠ પ્રાગજી ઉદેચંદ
૨ રા. શેઠ રામજી જેવત
૧ રા. ખીમચંદ જીવાભાઇ
૧ રા. શીવશંકર જગજીવન
૧ રા. ગાંગજી ચાંપસી
૧ રા. પુરૂષોતમ તાપીદાસ
૧ રા. રણછોડદાસ કરમનદાસ
૧ રા. દેવજી વાઘજી રાઠોડ
૧ ,, મુરારજી કેશવજી
૧ ,, શીવજી ચીનાભાઈ
૧ ,, જોશી ગોવંદજી દયાળ
૧ ,, ચત્રભુજ ચાંપસી
૧ ,, દામોદર આણંદજી
૧ ,, પુરૂસોતમ મોનજી
૧ ,, વીસનજી દેવજી
૧ ,, ગોવંદજી તારાચંદ
૧ ,, શેઠ રાસીદભાઇ પ્રેમજી
૧ ,, શેઠ જેવતભાઇ જશરાજ
૧ ,, મુરારજી ઠાકરસી
૧ ,, પુરૂષોતમ દેવીદાસ
૧ ,, ગોપાલજી નારણજી

૧ રા. વિશરામ કેશવજી
૧ ,, ત્રીકમદાસ કાનજી
૧ ,, રામજી ભાણજી
૧ ,, શેઠ મુરારજી દયાળભાઇ
૧ ,, વલભજી હંસરાજ
૧ ,, ત્રીકમદાસ જેઠા
૧ ,, વલભજી પ્રેમજી
૧ ,, જેરામ રામજી
૧ ,, પુરૂષોતમ ધનજી
૧ ,, વજેરામ મયાશંકર
૩ જોશી ધરમસી લાલજી મરકા વાળા હસ્તે
૧ રા. દેવજી કુંવરજી
૧ ,, રૂગનાથજી વલભજી
૧ ,, નારાણજી પ્રેમજી
૧ ,, ચાંપસી રામદાસ
૧ ,, મુગટરાય ભવાનીશંકરધોળકીયા

**માનકુવા**

૧ રા. જોશી મુળજી લાલજી

**માલેગામ**

૪ રા.રા. કેશવલાલ, એસ, સંગાણી એલ સી. ઈ. આ. ઈનજીનીઅર

**મુંદ્રા**

૬ રા.રા શેઠ ખીમજી જયરામ
૫ રા.રા. શેઠ કેશવજી દામોદર
૫ રા.રા. શેઠ હંસરાજ લક્ષ્મીદાસ
૨ રા.રા. શેઠ ઈબજી શીવજી
૨ રા.રા. મીઆં આમદઅલી
૨ રા.રા. મેગજી જીઠા
૧ ,, ,, ટોકરશી જયરામ વૈધરાજ
૧ રા. શેઠ સિંગજી પ્રેમજી
૧ ,, રેવાશંકર અમૃતલાલ
૧ ,, જાની કાશી રામશંકર
૧ ,, દામોદરભાઇ દેવજી
૧ ,, દેવકરણ લધા
૧ ,, વીશનજી પુરૂષોતમ હસ્તેપ્રાગજી
૧ ,, દેવીદાસ વીશનજી,
૧ ,, ચત્રભુજ વીશનજી
૧ ,, ખટાઉ કુંવરજી
૧ ,, વીસનજી મુળજી
૧ ,, લાલજી ડોસાભાઈ
૧ ,, કાળીદાસ લાધા
૧ ,, મોનજી મુરારજી
૧ ,, હરીશંકર તુલસી
૧ ,, રૂઘનાથજી જાદવજી
૧ ,, કલ્યાણજી ખીમજી
૧ ,, શીવશંકર પ્રભુજી
૧ ,, દ્વારકાંદાસ દલપતરામ
૧ ,, હરીશંકર કરસનજી
૧ ,, મેગજી દામજી સોલંકી
૧ ,, ખોડીદાસ હીરજી
૧ ,, નારાણલાલ મણીશંકર
૧ ,, હરીલાલ પ્રભાશંકર
૧ ,, કેશવજી કાળાભાઇ
૧ ,, વલભજી વીસનજી

**મુંબઈ**

૧૦ રા.રા. શેઠ ભગવાનદાસ જેઠાભાઇ
૧૦ ,, ,, શેઠ ચાંપસીભાઇ પરવત
૨ ,, ,, દલપતરામ પ્રાણજીવન
૨ ,, ,, મગનલાલ દલપતરામ
૨ ,, ,, ખીમજી હીરજી માસ્તર
૨ ,, ,, છોટાલાલ પ્રેમજી શાહ
૧ ,, ,, દ્વારકાંદાસ લક્ષ્મીદાસ
૧ ,, ,, નરભેરામ શીવશંકર
૧ ,, ,, જીવાભાઇ ભીખાભાઇ
૧ રા. શેઠ મેહરજી જમશેદજી
૧ ,, કરસનદાસ કરમશી
૧ ,, જીવણદાસ મુળજી
૧ ,, સુંદરદાસ ધરમસી
૧ ,, નારણદાસ રામજી
૧ રા.રા. રણછોડદાસ ત્રીકમદાસ
૧ ,, ચંદ્રકાંત માંજુભાઈ
૧ ,, હરીદાસ રૂપજી શાહ
૧ ,, રામજી જેઠાભાઈ
૧ ,, મુળચંદ હીરજી શાહ
૧ ,, વિસનજી ખુશાલ

**મોથાળા**

૪ રા.રા. માધવજી ચંદા મેનેજર
૧ ,, મુળચંદ જેઠાભાઈ
૧ ,, વીરજી ગોવંદજી
૧ ,, શેઠ કાનજી ખેરાજ
૧ જાડેજા શ્રી કાકાભાઈ ગોડજી

**રવ**

૧ જાડેજાશ્રી ભુપતસંગજી જીવણજી
૧ રા. કાનજી જીભાઇ દવે
૧ ,, નરભેરામ મહાદેવ

**રાજકોટ.**

૨ રા. રા. ચુનીલાલ ચંદુલાલ

**રાપર.**

૧ રા. દોલતરામ રૂઘનાથજી

**લાકડીઆ.**

૧ રા.રા. દલપતરામ મકનજી
૧ રા. મોનજી ટોપણ
૧ ,, જીવા કચરા
૧ ,, કેશવજી દેવચંદ
૧ ,, પુરૂશોતમ પાનાચંદ
૧ ,, દોજીઆ લાલા કુંભા

**લાખણીઆ.**

૧ રા. ભવાનીશંકર વાઘજી

**લાયજા**

૧ રા. પ્રભુદાસ રણછોડજી

**વડોદરા.**

૨૫ મે. રા. રા. રાવબહાદુર લાલજી-
ભાઈ પુરૂષોતમરાય

**વળા.**

૧ શ્રી વળા દરબાર

**વાંઢીઆ.**

૧ રા. સુંદરજી બાવાભાઇ

**વીંઝાણ.**

૪ ઠાકોર શ્રી સાહેબજી

**વીરા.**

૧ રા. ઘેલા વલભજી ગુરજી
૧ ,, કોઠારી ખેંગાર સેજપાળ
૧ ,, કોઠારી ધરમસી દેવજી
૧ ,, કોઠારી જાદવજી મુરારજી

**વીરાણી.**

૨ રા. દેવશી મકનજી
૧ રા. મુગટલાલ ભગવાનલાલ

**શિકારપુર સિંધ.**

૧ રા. દયારામ રામદાસ અલરેજા

**સણવા.**

૧ રા. દામજી ત્રીકમજી
૧ રા. ગણેશ રાઘવજી

**સાંધાણ.**

૧ જાડેજા શ્રી જીઆજી

**સાભરાઇ.**

૧ રા. રામચંદ્ર મહાદેવ કારભારી

**સુથરી.**

૧ જાડેજા શ્રી જસાજી
૧ રા. શેઠ ત્રીકમજી લાધાભાઇ
૧ ,, વજેશંકર ભીમજી
૧ ,, સાંકરચંદ પુરૂષોતમ
૧ ,, ધનજી કેશવજી
૧ ,, ખીમજી દામજી
૧ ,, હરીગર ખેતગર

**સુરત.**

૧ રા. શેઠ માણેકજી શાપુરજી
૧ રા. મગનલાલ ઠાકોરદાસ મુનશી

**હમીરપર.**

૧ રા. દેવચંદ કરમસી

**કલ્યાણ.**

૫ રા. રા. હરીરામ માધવજી એલ.
સી. ઇ. ઓવરસીઅર

**કેરા.**

૧ રા. દયારામ પુરૂશોતમ
૧ રા. જીવરામ સોમજી
૧ રા. શેઠ ફરામજી દાદાભાઈ

**કોટડી.**

૪ કુંવરશ્રી ગોડજી
૧ જાડેજા શ્રી અભેરાજજી

૧ કુંવર શ્રી નાથાજી ભારાજી
૨ વાલજી હરીરામ ગોર
૧ બી. ટી. એસ. રાઘવજીનો કંપની
૧ રા. હરીલાલ મંગળ
૧ ,, સુંદરજી મકનજી

**કોટેશ્વર.**

૨ પીરશ્રી નીરમળગરજી
૧ રા. પીતાંબર જેરામ વકીલ
૧ રા. રામદાસજી કૃષ્ણદાસજી
૧ રા. ટોકરસી પાસવીર.
૧ રા. યાકુ ઈસ્માલ,
૧ રા. કાશીરામ મયારામ.
૧ રા. શેઠ જીવરાજ દેવજી.
૧ રા. માવજી વીસનજી.
૧ રા. જેઠમલ નારાણજી.
૧ રા. નારાણજી પીતાંબર.

**ત્રંબો**

૧ રા. ત્રીભોવન દેવજી

**દેશલપર**

૨ રા. મુરારજી અજરામર
૧ રા. શેઠ ચાંપસી ભારા.
૧ રા. સોજપાળ પદમસી.
૧ રા. ગંગાજર આસુ
૧ રા. રાયસી કેયવજી
૧ રા. રાયઅસીના આમાર
૧ રા. પ્રાગજી ટોપણ
૧ રા. વલભજી ઠાકરસી

**દુધે**

૧ રા. ગવરીશંકર દેવશંકર
૧ રા. ઉમીયાશંકર દેવશંકર
રા. રવજી તારાચંદ

**ધરમપુર**

૧૦ મહારાણા શ્રી નારણ દેવજી

**ધ્રાંગધ્રા.**

૧ રા. દામોદર મનોહરભાઇ.
૧ રા. વૈદ્ય હેમરાજ હરીભાઇ.
૧ રા. રામેશ્વર હરજીવન.
૧ રા. દવે તુલસી રામજી.

**ધીણોધર**

પીરશ્રી હીરાનાથજી હી. માસ્તર
ત્રીભોવનભાઈશંકર

**નખત્રાણા**

૧ રા. રા. દયાશંકર જીવણરામ
૧ રા. વીસનજી શંકરજી
૧ રા. સુંદરજી મેગજી
૧ રા. વાલજી ગોકલદાસ
૧ રા. નથુ કરસનજી
૧ રા. ભગવાનજી કેશવજી

**નલીઆ**

૫ રા. રા. ભવાનીશંકર મુરારજી
૧ રા. રા. હીરજી હંસરાજ
૨ રા. લાયબ્રરીના સેક્રેટરી
૧ રા. પત્રામલ દેવરાજ
૧ રા. શીવજી મુળજી
૧ રા હાથીરામ દલપતરામ
૧ રા. તુલસીદાસ, ડુંગરસી

**નાંગેચા**

૧ કુમાર શ્રી હાલાજી રાજાજી
૧ રા. કરસનજી હરખજી જાની
૧ રા. વીશનજી જયરામ

**નારાયણ સરોવર**

૧૦ બ્રહ્મચારી શ્રીવલભદાસજી
૨ રા. રા. લાલજી નાથજી
૧ રા. નથુભાઈ ભારાણી
૧ રા. બાલાશંકર કાશીરામ
૧ રા. નથુ હરીકૃષ્ણ
૧ રા. મોનજી ખીમજી
૧ રા. ધનજી નથુ ઠકર
૧ રા. કરમસી મેગજી
૨ રા. હરીશંકર કાનજી તીર્થ ગોર
૧ રા. ગોકલદાસ છબાણી
૧ રા. શામજી લધા

**નાશિક**

૧ રા. ચંદુલાલ લલ્લુભાઇ

**પદ્ધર**

૧ રા. રામદાસ રાઘવજી

૧ રા. નરસીરામ હાથીરામ

**પલાંસવા.**

૧ રા. રણછોડદાસ જાદવજી

**પાળીઆદ**

૫ રા.રા. મણીશંકર જગન્નાથ ડાકટર

**કોઠારા.**

૧ જાડેજા શ્રી કાંયાજી.
૧ રા. કરસનજી ગવરીશંકર ધ્રુ
૧ રા. કુલરજી પુરશોતમ
૧ રા. ભીમજી નારાણજી
૧ રા. ચત્રભુજ લાલજી
૧ રા. ગોવંદજી અમરસીંહ
૧ રા. વેલજી ગંગારામ
૧ રા. એચર કેવળરામ

**ખડીર**

૧ રા. રા. દલપતરામ યાશકર
૧ રા. જીવા સુલતાન
૧ રા. ત્રીકમદાસ ગોપાલજી
૧ રા. કલ્યાણરાય કાનજી

**ખાખારમોટી**

૧ રા. શા રવજી કૃપાળ

**ખેડોઇ**

૧ રા. ઇશ્વિરલાલ ડાહ્યાભાઇ
૧ રા. ગીદુ મુસા

**ખોંભડી**

૧ રા. પુરૂષોતમ લાધા ભટ્ટ

**ગઉસીસા**

૧ રા. લખમસી સામજી
૧ રા. પુરૂષોતમ ભવાનજી
૧ રા. દયાળ ભાણજી પટેલ.
૧ રા. રતનશી ગોવંદજી
૧ રા. શેઠ ટોપણ હરજી

**ગળપાદર**

૧ જાડેજા શ્રી જાલમ સંગજી અભે રાજજી
૧ રા. જેકૃષ્ણ નરભેરામ
૧ રા. નાનજી ધનજી મીસ્ત્રી

**ગાંગોદર**

૧ રા. કેશવજી મોનજી જાની

**ગોધરા**

૧ રા. નરભેરામ અંબારામ
૧ રા. રામેશ્વર દેવકૃષ્ણ

**ગોધરા પંચ મહાલ.**

૪ રા. રા. ખાનસાહેબ કરમઅલી રહીમ નાનજીઆણી બી. એ.
૧ રા. રા. આજમનારાણ મોરેશ્વર.
૧ રા. રા. રાઓસાહેબ સદાશીવ મોરેશ્વર.

**ચરાડવા**

૨ મહારાણા શ્રી જાલમસિંહજી
૧ રા. મણીશંકર ગોકળજી ડાકટર

**ચીઆસર**

૧ જાડેજા શ્રી રાઉજી

**ચોત્રોડ**

૧ જાડેજા શ્રી ખાનજી
૧ રા. માધવજી વેલજી કારભારી
૧ રા. જેઠા રૂઘનાથજી
૧ રા. ધારશી ખેંગાર
૧ રા. પ્રાગજી મુળજી વકીલ

**જખૌ**

૧ રા. રા હાથીરામ રાઘવજી
૧ ,, ,, અમૃતલાલ નારણજી
૧ ,, ,, હાથીરામ પુરૂષોતમ
૧ ,, ,, મગનલાલ હરગોવંદ
૧ ,, ખટાઉ લધુભાઈ

**જડોદર**

૧ જાડેજા શ્રી દેવાજી

**જુનાગઢ**

૧ રા. રા. ધનજીભાઇ મોટાભાઇ

**ટપર**

૧ જાડેજાશ્રી જેમલજી વાઘજી

**તેરા**

૧ યુવરાજ કુમારશ્રી રાયધણજી
૬ રા. રા. પ્રેમજી લાધાભાઇ

૧ ,, ,, કલ્યાણરાય પ્રભાશંકર
૧ ,, દયાશંકર હાથીરામ
૧ ,, હરીરામ દામજી
૧ ,, મુરારજી ભાણજી
૧ , દુરગાશંકર પોપટ
૧ ,, હીરજી લધા

**ફરાદી**

૧ જાડેજા શ્રી કાંયાજી

**બળદીઆ.**

૨ પીરઆયસ શ્રી બાલનાથજી
૧ રા. અંબાલાલ ખુશાલ

**બાડા.**

૧ રા. કાનજી કેસર સોલંકી

**બિદડા.**

૧ રા. ત્રવાડી કુંવરજી કલ્યાણજી
૧ રા. નરભેરામ મયાશંકર

**બીટા.**

૧ રા. રા. હિમતલાલ મયાચંદ
૧ રા. રા. કાનજી શંકરજી
૧ રા. શીવજી મુળજી
૧ રા. વૈજનાથ માધવજી
૧ રા. ગીરધરલાલ લક્ષ્મીશંકર
૧ રા. રવજી કરમચંદ
૧ રા. વૈકુંઠરાય નારણજી
૧ રા. જગજીવન ગોપાલજી
૧ રા. લધા નારાણ
૧ રા. ગોકળજી હરજીવન દવે

**બોરસદ.**

૧ શેપર્ડ નેટીવલાયબ્રેરીના સેક્રેટરી

**અંજાર.**

૨ રા. રા. માવજી જેરામ ઓવરસીઅર
૧ રા. રા. આત્મારામ કેશવજી
૧ રા. રંગીલદાસ પ્રજારામ
૧ રા. ઠકર જીવણ મુરારજી
૧ મેતા લધુ કચરા
૧ રા. ખીમા ભીમા કડીઆ
૧ રા, નારણ હરભાઇ
૧ રા. પ્રેમજી તુલસીદાસ
૧ રા. ધરમસી ઉમરસી
૧ રા. તુરક કાશમ સોમીર
૧ રા. કુંવરજી રૂડા ગજધર
૧ રા. મુળશંકર મુરારજી
૧ રા. વોરા નંદરામ મુરારજી
૧ રા. જેઠા પુંજા
૧ રા. વકીલ દલપતરામ જેઠા
૧ રા. ડુંગરસી દયાળ
૧ રા. ડોસા નાગજી
૧ રા. ત્રીકમજી જીવણદાસ
૧ રા. વીશરામ કરમણ મીસ્ત્રી
૧ રા. ઠાકર રામજી દેવશી
૧ શેઠ રાયસી અમરચંદ હસ્તે જાદવજી
૧ રા. કાનજી મોનજી નંદવાણા
૧ રા શા. પ્રેમચંદ આશકરણ
૧ રા. જાદવજી દેવકરણ
૧ રા. લાલજી કચરા મીસ્ત્રી
૧ રા. રાજભાઇ નારાણ મીસ્ત્રી
૧ રા. પ્રાગજી દયાળ
૧ રા. નાનજી નારણ મીસ્ત્રી
૧ રા. દેવકરણ ગોવા
૧ રા. રામજી પટેલ

**અમદાવાદ.**

૫ રા, રા. કેશવલાલ હરપદરાય ધ્રુવ. બી. એ.
૧ રા. છોટાલાલ મલુકચંદ

**અંગીઆ.**

૧ રા. કાનજી ગોપાલજી

**આડેસર.**

૧ રા. જાલમગર ગંગાગર
૧ રા. વખતચંદ ન્યાલચંદ

**આસંબીઆ.**

૧ રા. વીશનજી જીવણ

**ઓઝારટંબટ.**

૫ રા. રા. કેશવજી ગોપાલજી દવે એલ, સી, ઈ, ઓવરસીઅર

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૫ | ઊંઘતો | ઉભોરહેતો |
| ૪ | ૧ | મરી | મારી |
| ૪ | ૭ | તેની | તેના |
| ૫ | ૨૦ | ગંભિર | ગંભીર |
| ૫ | ૨૫ | જણુતી | જણાતી |
| ૭ | ૧૪ | વહેવાઇ | વેવાઇ |
| ૮ | ૧૭ | રાખતે | રાખતો |
| ૯ | ૧૮ | આગમ બુદ્ધિ | અગમ બુદ્ધિ |
| ૧૪ | ૨ | શરિર | શરીર |
| ૧૮ | છેલી | લ્ય | ત્યાં |
| ૧૮ | ૨૪ | શાબિતી | સાબીતી |
| ૨૦ | ૧૮ | પડ | પડી |
| ૨૨ | ૧૨,૧૯ | ગંભિરાઈ | ગંભીરાઇ |
| ૨૩ | ૨૧ | ગમત્ન | ગમત |
| ૨૪ | ૧૩ | વિરતાર | વિસ્તાર |
| ૨૫ | ૧૭ | સુરતી | સોરતી |
| ૩૮ | છેલી | રળતા | રડતા |
| ૪૨ | ૨૭ | પડી | ન પડી |
| ૪૬ | ૧ | બન્ન | બન્ને |
| ૪૭ | ૨૨ | ।સક્કો | સિક્કો |
| ૫૪ | ૨૦ | ટોમકીન શબ્દ એક વખત વાંચવો | |
| ૫૫ | ૬ | વણુન | વર્ણન |
| ૬૦ | ૪ | નીવડતાં | નીકળતાં |
| ૬૦ | ૨૬ | ડાબળીઓ | ડાબડીઓ |
| ૬૨ | ૨૨ | આઊજસનાં | આઉન્સનાં |
| ૬૩ | ૨૪ | દુસ્મન | દુશ્મન |
| ૬૫ | ૫ | કીધું | કર્યું |

